ગ્રન્થોદય ગ્રન્થમાળા મણુકો ૫-૬.

શ્રી નવલ

# કુંદન અને કુસુમ.

## ભાગ ૫-૬

સચિત્ર.

આધુનિક આર્ય ઘરસંસારનું પ્રતિબિંબ

અથવા

સુધારાનો સાર કે ફૅશનનો માર?

દોહરો.

કહ્યાગરો છે દીકરો ગુણવંતી છે નાર.
જેના ઘરમાં તે વસે ધન્ય તેનો અવતાર.

લખનાર
ત્રિવેદી રણછોડલાલ મહાસુખરામ કવિ.
રાયપુર-અમદાવાદ.

પ્રકાશક
હરિભાઈ દલપતરામ પટેલ.
શાહપુર-અમદાવાદ.

કિમ્મત રૂ. ૨-૮-૦

આવૃત્તિ ૩ જી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૬. સને ૧૯૨૦.

---

અમદાવાદ—શહાપુર વનમાળી વાંકાની પોળમાં હરિભાઈ દલપતરામે પોતાના "ગ્રન્થોદય" પ્રેસમાં છાપી.

* * *

यत्र नास्ति दधि मन्थन घोषो यत्रनोहि लघवः शिशवश्च ।
यत्र नास्ति गुरु गौरव पुजनानि किंवत गृहाणि वनानी ॥
न विप्र पादोदक पङ्किलानिन वेद शास्त्र ध्वनि गर्जितानि ।
स्वाहा स्वधाकार विवर्जितानि स्मशान तुल्यानि गृहाणितानि ॥

प्रमाणसहस्त्री.

જ્યાં દધિ મંથન કરવાનો ઘોષ નથી, અર્થાત્ જ્યાં દુઝણું નથી, જ્યાં નાનાં બાળકો નથી અને જ્યાં વડીલોની મોટાઈનું માન નથી, તે ઘર નથી પણ વનજ છે. જે ઘરમાં બ્રાહ્મણોના ચરણોદકનો કાદવ થતો નથી, જ્યાં વેદ તથા શાસ્ત્રનો ધ્વનિ ગાજતો નથી, અને જ્યાં સ્વાહા અને સ્વધાકાર થતો નથી તે ઘર સ્મશાન તુલ્ય છે.

પ્રમાણસહસ્ત્રી.

# શ્રી સરસ્વતિ પ્રેમશૌર્ય મંદિર.

## સ્નેહરશ્મિ.

## યુગલ કાવ્ય.

### દોહરા.

નૌતમ નવ રસથી ભર્યું પ્રેમશૌર્ય મંદિર,
પંડિતવિત માણે મઝા શારદ અર્ભક વીર.
રાગે વાયુ વન્હી રહ્યા રાગે વિભૂ વશ થાય,
હૃદય ફૂલિકડા રાગથી છટકીને ક્યાં જાય.
દોરંગી દુનિયાં દીસે અંતર સંગી ન થાય,
વગર વિચારી પ્રીતમાં હૃદય ખાખ થઇ જાય.
મન મોતી ને કાચ તે તુટયાં નહી સંધાય,
કાચો પારો પ્રીતડી ખાતાં નહી જીરવાય.
જે તનથી તનડાં તપે તે તન જાણે તાપ,
જે મનથી મનડાં મળે તે મન માપે માપ,

## દોહરા.

કહેણી સમ રહેણી નહિ, રહેણી સમ નહિ કેણ;
એ કવિજનના કાવ્યથી, નહિ નીતિની લેણ.

* * * * *

જાગીને જગવ્યો નથી, જરા જગતનો રાય;
એ સાધકની સહાય વિણ, સદા કાવ્યમાં હાય.

# કપાગરો દીકરો



" किं तेन जातु जातेन मातृ यौवन हारिणा ।
आरोहतिन यः स्वस्य वंशस्याग्रे ध्वजोयथा ॥ "

જે ધ્વજાની પેઠે પોતાના વંશની આગળ ચડતો નથી, તેવો માતાના યૌવનને હરનારો પુત્ર કદી થાય તો તેથી શું થવાનું છે ? પ્રસ ગુણસાહસ્રી

" किं तया क्रियते धेन्वायान दोग्ध्रिग गर्भिणा ।
कोऽर्थ पुत्रेण जातेन यान विद्वान धार्मिकः ॥ "

" જે ગાય દુઝણી કે ગર્ભિણી થતી નથી, તેવી ગાય શા કામની છે ? તેમ જે પુત્ર વિદ્વાન કે ધાર્મિક નથી તેવા પુત્ર થવાથી શો અર્થ સરવાનો છે ? " ઉપદેશસાહસ્રી

" यस्य पुत्रो न वै विद्वान्न शूरो न च धार्मिकः ।
अ प्रकाशं कुलं तस्य नष्ट चन्द्रेव शर्वरी ॥ "

" જેના વિદ્વાન, શૂરવીર અને ધાર્મિક પુત્ર નથી તેનું કુળ ચંદ્ર વિનાની રાત્રી જેમ અપ્રકાશીત છે તે પ્રમાણે દુઃખમય અને ભ્રાંતિમય બને છે. " પ્રસંગરત્નાવલી

" पुण्य तीर्थे कृतं येन तपः क्वाप्यति दुष्करम् ।
तस्य पुत्रो भव द्दश्यः समृद्धो धार्मिकः सुधीः ॥ "

" જેણે કોઇ પવિત્ર તિર્થમાં ઘણું દુષ્કર તપ કર્યું હોય તેવા પુરૂષને સમૃદ્ધિએ યુક્ત ધાર્મિક સદ્ બુદ્ધિવાળો અને પોતાને વંશ રહે તેવો પુત્ર થાય છે. " સુભાષિત ભાન્ડાકાર

# ગઝલ.



કર્યું માબાપનું ધરિ કાન સહ્યું સૌ દુઃખ સુખ સમાન,
ગ્રહ્યું ઘરબારી થઇને જ્ઞાન પૂરો એ પુત્ર પુન્યશાળી !
દીઠા દુનિયામાં એ મોટા દેવ સાધી છે સાચી સ્નેહની સેવ,
માનીને મીઠો મોઘો મેવ પૂરો એ પુત્ર પૂન્યશાળી !
તિરથમાં જોઇ તાતની ખાટ નાખ્યો મા વેણુ ગંગા ઘાટ,
દર્શનમાં શોધી ચાકરી વાટ પૂરો એ પુત્ર પૂન્યશાળી !
ઝીલ્યાં માબાપનાં સૌ વેણુ મીઠાં જાણ્યાં છે કડવાં કેંણુ,
ચૂમ્યા છે ચર્ણ ઢાળી નેણ પૂરો એ પુત્ર પૂન્યશાળી !

* * *

તજી છે રાજ્ય રીદ્ધિને પિતાના વેણુને કાજે,
સીધાવ્યા વનમાં પ્રીતે અહા શ્રીરામજી ક્યાં છે ?
કઢા જે તેલની તાતી તળાગો પ્રેમથી પોતે;
પિતુ આજ્ઞા ધરી માથે સુધન્વા વીર તે ક્યાં છે ?
રહ્યા જે બાલ બ્રહ્મચારી પિતાના હિતને સારૂ;
વર્યાં નહિ જીંદગી નારી પ્રતાપી ભિષ્મ તે ક્યાં છે ?
કરે જે સેવ શુદ્ધ ચિત્તે પિતાની સ્નેહથી નિત્યે;
ચરણમાં જીંદગી અરપે દેવાંશી દીકરા ક્યાં છે ? ? ?

# ગુણવંતી નાર

" पुजनीया महाभागा: पुण्याश्च गृह दीप्तय: ।
स्त्रिय:श्रियो गृहस्योक्ता स्तस्मा द्दश्या विशेषत:॥ "

" સદાચરણવાળી પવિત્ર તથા ઘરમાં દીપકરૂપ એવી સત્કાર કરવા લાયક સ્ત્રીઓ ઘરની શોભા છે, તેથી સન્નારી વિશેષપણાએ કરીને રક્ષણ કરવા યોગ્ય છે." ઉદ્યોગપર્વ

" पितृभि र्भ्रातृभिश्चैता: पतिभि र्दैव रैस्तथा ।
पूज्या भूषयितव्याश्च बहु कल्याण मीप्सुभि: ॥ "

" કલ્યાણને ઇચ્છનાર પિતા, ભાઇ અને દેવરાદિયે સ્ત્રીઓનો સત્કાર કરવો તથા તેમને ભૂષણાદિએ કરી શોભાવવામાં ઘરની ઉન્નતિ થાય છે." પ્રમાણસહસ્રી

" शोचंति जामयो यत्र विनश्य त्थाशुतत्कु-
लभान शोचति तुय त्रैता वर्द्धते तद्धि सर्वदा ॥ "

" જે કુળમાં સ્ત્રીઓ દુઃખી થતી હોય તે કુળ તત્કાળ નાશ પામે છે, ને જે કુળમાં સ્ત્રીઓ દુઃખ પામતી નથી તે કુળ સદા વૃદ્ધિ પામે છે, માટે સ્ત્રીઓનું કુળ કલ્યાણને સારૂ સન્માન રાખવું." મનુસ્મૃતિ

" अनुकूलां विमलांगी कुलज्ञां कुलशां सुशील संपन्नाम् ।
एता द्दशीं सुभार्यां पुरुषो यत्नो दया लुभते ॥ "

" અનુકુળ, નિર્મળ અંગવાળી, કુલીન, કુશળ તથા સારા સ્વભાવવાળી એવી અલબેલી સ્ત્રી પુરૂષને યત્નનો ઉદય થવાથી મળે છે." પ્રસંગરત્નાવલી

# ગઝલ.

વિલોકી કંથને કોડે, આંગણીએ આવતો દોડે,
વધાવી વ્હાલે કરજોડે જીવનની દોરી વ્હાલી એ !
મધુરા મોહના મંત્રે રસીલા ભાવના જંત્રે,
નચાવે કામના તંત્રે જીવનની દોરી વ્હાલી એ !
કરે રસબસ અહા ભાવે રસિક રીઝવે લલિત લ્હાવે,
બાંધે પિયુ પ્રેમના દાવે જીવનની દોરી વ્હાલી એ !
જમાડે મનની વાની પીવાડે પ્રીતનું પાણી,
સુવાડે દીલચમન શાણી જીવનની દોરી વ્હાલી એ !

* * *

નચાવે નયનથી નિત્યે હસાવે હાસ્યથી હેતે,
રીઝાવે રંગથી રીતે રસિલી મોહની ક્યાં છે ?
જીતે જોબન તણા જંગે સલુણા શ્યામને સંગે;
વદનના વેણુના વ્યંગે છબીલી મોહની ક્યાં છે ?
મીઠા કંઇ પ્રેમના દાવે ભીતરના કંઇ ઉંડા ભાવે;
લડાવે જે લલિત લ્હાવે હૃદયની મોહની ક્યાં છે ?
હૃદય જ્યાં એક છે એનાં નથી અંતર વિષે અંતર;
રમે જે પ્રેમભક્તિમાં મધુરી મોહની ક્યાં છે ! ! !

# પ્રસ્તાવના.



વ્યવહારિક વિષયોની વસ્તુથી ગુંથાએલી નવલકથા જન સમાજમાં જેટલે દરજ્જે રૂચીકર થાય છે, તેટલી અન્ય વિષયોથી વખણાએલી વસ્તુ કથાઓ ઘણાજ અલ્પ અંશે લોકપ્રિય નીવડે છે, એમ સાંપ્રત સમયના લેખક મંડળના અનુભવના ઉદ્ગારથી જણાઇ આવે છે. ઉચ્ચ પ્રકારના પકવાનના પાચનને વાસ્તે તાંબુલ અને દીપન પાચન ચુરણાદિક પાન માત્રાઓ જેમ આદરથી મુખવાસ તરીકે વપરાય છે, તેમ દુઃખ અને ક્લેશથી શ્રમીત અને ભ્રમીત થએલા મનના વ્યાધીમાં પણ કેટલેક અંશે સંગીત નવલકથાઓનું અલ્પ પ્રમાણનું વાંચન પણ પુષ્ટીકારક પદાર્થ તરીકે નિત્ય વંચાય છે.

કેળવણી અને સદ્વિદ્યાના વિસ્તારપૂર્વક પ્રચારને લીધે જન સમાજમાંના ઘણાખરા ગૃહસ્થ અને સાધારણ સ્થિતિનાં નરનારીઓને અનુકુળ આવતાં હરેક પ્રસંગે કંઇને કંઇ વાંચનરૂપી ખોરાકની જરૂરીઆત રહે છે, એમ હવે નિઃસંદેહ કબુલ કરવું પડે છે, અને આથી કરીનેજ ચાલુ દશકામાં નવલકથા આલેખવાનો પ્રચાર પુષ્કળ પ્રમાણમાં વધી પડયો છે. નિર્દોષ વસ્તુ વિષયની ગમે તેવી સાદી અને આછી ભાષામાં લખાએલી નવલકથાઓની પણ જનમંડળમાં વધતી ઓછી કીંમત હવે અંકાવા લાગી છે. કસાએલા લેખકો લખે એટલું બધું સારૂં અને સાધારણ પંકિતના ઉછરતા લેખકો લખે એટલું બધું નરસું

માનવાનું અને મનાવવાનું ધોરણુ હવે અણુગમાને પાત્ર થવા લાગ્યું છે; કારણુ કે જનમંડળ હવે કુદરત કૃપાએ સંસ્કારી અને અધિકારી નીવડવા લાગ્યું છે, એમ **કુંદન કુસુમ** નામક નવલકથાના ભાગો લખવાના સાત વર્ષના સમયમાં લેખકને દૃષ્ટિગોચર થયું છે.

સ્વાતિની ચાતક દૃષ્ટિએ વૃષ્ટિસમ નજર કરતી કદરદાન આલમ સમક્ષ આજરોજ પ્રસ્તુત નવલકથાના આ બંને ભાગો નજરાણુા તરીકે મુકાય છે. નવલકથાના રસજ્ઞ વાંચકોને ચાર ભાગ કરતાં આ બે ભાગમાં કાંક વધારે જાણુવાનું, જોવાનું અને વિચારવાનું મળી આવશે. પ્રસ્તુત વસ્તુ કથા સંકલનાની યુવાવસ્થા આ ભાગમાં ઘણુાજ વધારે પ્રમાણુમાં વિકાસીત થએલી માલમ પડી આવશે. કથાનક પાત્રોની જુવાનીની મસ્તી અને સુધારાની ફૅશનભરી કુસ્તી જમાનાના અખાડામાં અચ્છી રીતે આંખ આગળ અવલોકવાનો આનંદ ઉત્પન્ન થશે. વિબુધ વાંચકો જમાનાનું સારી રીતે નિરીક્ષણુ કરી કથાના પાત્રોના પ્રસંગમાંથી જરૂરીઆત જેટલો સાર સાર ગ્રહુણુ કરી અસારને કોરે કરી આંબો જેમ ઉરવીમાંથી મીઠા રસને ચુસે છે તેમ અમૃત રસ સમાન ઉપદેશ સાર અને સનાતન ધર્મનું ઉચ્ચ માન મગજમાં રાખી એક આર્ય તરીકે આદર્શ રૂપ આર્ય નિવડી આર્ય ભૂમિને દીપાવશે એવી મારી નમ્ર પ્રાર્થના છે.



# ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના.



મહા મોંઘવારી, વિગ્રહ અને મુદ્રણકળાના સાહિત્યોની અછત એ બધા વિકટ પ્રસંગોમાં પ્રસાર થઈ પ્રસ્તુત નવલ-કથાના પાંચમા છઠ્ઠા ભાગની ત્રીજી આવૃત્તિ બહાર પાડવામાં આવે છે. કદરદાન આલમમાં પ્રસ્તુત નવલકથાની થયેલી સારી કદરથી સંતુષ્ટ થઈ પાંચમો છઠ્ઠો ભાગ જર અને જહેમતનો ભોગ આપી ઘણાજ સારા કાગળ અને મુદ્રણ દર્શનની ઉત્તમ કારીગરીમાં મુદ્રાંકીત કરી સચિત્ર પ્રગટ કરવામાં આવે છે.

રાયપુર પખાલીની પોળ } લી૦
ગગડાવાડ-અમદાવાદ. } ત્રિવેદી રણછોડલાલ મહાસુખરામ કવિ.



# સુંદરી સ્વરૂપ.

### ઘોળ.

પતિવ્રતા પુરી તે જાણે પતિ ગણે પરમેશ જોને,
જીવના જીવનહાર ગણીને જપતી જાપ હમેશ જોને:—૦
ધરતી મન નીતિ પર નિત્યે ઉચ્ચરતી ન અસત્ય જોને,
ડરતી રે' દીલ રાચાચરથી કરતી નવ કુકૃત્ય જોને:—૦
મળતી રે' સત સંગત માંહે ભરતી ગુણ ભંડાર જોને,
વરતી રે' વશ થઈ વરજીને પળતી નવ પરદાર જોને:—૦
સ્વામીને સુખે સુખીઆરી વર દુઃખે દુઃખીઆર જોને,
જો રતીએ પામે દુઃખ વરજી સાલે અપરંપાર જોને:—૦
વશીકરણ વિદ્યા જે કા'વે તે સેવા સ્વામીન જોને,
એ વિણ ફાંફાં સૌ ફોગટનાં ભણે દીપોત્સવી દીન જોને:—૦
માટે મારી સુજ્ઞ બેનીઓ સાચવજો શિયળ વ્રત જોને,
શુદ્ધ મને કરજો સ્વામિની સેવા આણી ઉલટ જોને:—૦
જેથી વર નિશ્ચે વશ થાશે વ્હાશે અપરંપાર જોને,
તો પછી એથી ઇંદ્રભુવનમાં પેખું નવ સુખ સાર જોને:—૦



# નમું નમું તને મારી માતૃ ભૂમિ.



## ગરબી.

નમું નમું તને મારી માતૃ ભૂમિ,
નમું નમું તને મારી ભર્ત ભૂમિ:
હિંદ ભૂમિ નમું દેવ ભૂમિ નમું,
આર્ય ભૂમિ નમું વીર ભૂમિ નમું;
વન્દુ તને વ્હાલી બ્રહ્મ ભૂમિઃ—૧

ભક્તશિરોમણી પ્રહલ્લાદજીએ ભક્તિથી પ્રભુ રિઝવ્યા,
ભક્તિનો તે ગુણ દે તુજ શિશુને ટાળી પ્રપંચ ને માયાઃ—૦
દાની બલિરાજ કર્ણ ભૂપતિએ દાનથી હસ્ત શોભાવ્યા,
તે દાનનો ગુણ દે તું દયાળી જેથી થાયે સુખી તુજ જાયાઃ—૦
બળવાન ભીમ અભિમન્યુ અર્જુન ભિષ્મ ભગીરથ વીર,
શિવાજી જેમલ સમર પૃથુ સરખા આર્યોને કર રણધીરઃ—૦
દેજે સ્વદેશ કે ભગવદ્ ભક્તિ ઉન્નતિ દેશની થાય,
પ્રહ્લાદ કરજે કે પ્રતાપ કરજે માગુ કરજોડી માયઃ—૦

# અનુક્રમણિકા.

## ભાગ ૫ મો.

ભાગ ૫-૬

( આવૃત્તિ ત્રીજી )

# કુંદન અને કુસુમ.

સોલ એજન્ટ

હરગોવનદાસ હરજીવનદાસ

બુકસેલર.

૨૬૩૦, પાનકોર નાકા—અમદાવાદ.



# મંગળ ગીત.



પદ.

મંગળ મૂરતિ શ્રી મુકુંદ,
વંદન વિભૂ વ્રજચંદ:—૦
મંગળ માધવ મંગળ મહીમા,
મંગળ ગાથા મંગળ કૃતિ કર;
નટવર નંદ:—વંદન:—૦
રંગા રાગે રસભરી રંગભૂમિ નવરંગ;
રંગી રસ રંગે રંજિત રહ્યા રસિક શ્રીરંગ:—૦



કુંદન અને કુસુમ.

MAY & SONS CALCUTTA

શ્રી પરમાત્મને નમઃ

શ્રી નવલ

# કુંદન અને કુસુમ.

## આધુનિક આર્ય ઘરસંસારનું પ્રતિબિંબ

અથવા

## સુધારાનો સાર કે ફૅશનનો માર.



ભાગ ૫ મો.

## પ્રકરણ ૧ લું.

### પિતાની તાલમેલ કે સુતાની લે મેલ!



દોહરો.

રંગે રંગ્યાં હૃદયને, રંગે રંગે અંગ;<br>
રંગ બતાવી કારમો, કરે પલકમાં દંગ.



ભાવી નચાવે છે, ભાવ નાચે છે; લોચન રચાવે છે, મન રાચે છે; પ્રીતિ જચાવે છે, પ્રેમી જાચે છે; છતાં ભાવના તારા મૈત્રી અને પ્રીતિ સંસ્કારી અધિકારીના હૃદયમાં પળે પળે જાગે છે, જગાવે છે અને જીગરકુંડમાં મનશ્રીફળ હોમાવી પ્રીતિદેવીને

પ્રસન્ન કરાવી વર પ્રાપ્ત કરાવતાં ભાવી ભાવ ખાઈ લાત મારી ન્યારૂ થાય છે! વાહ પ્રીતિ તારી પણ ન્યારી ગતિ ! !

---

ઓ આશા સંજીવની પળ પળે અંકુર ફુટે નવા,
વાયુ વેગ ધરી ચઢે મન નગે દષ્ટે વિલોકે હવા;
ભાવી ભેદ અભેદમાં મન ભૂલી ઉદ્યોગ ઝાઝા ધરે,
ખત્તા ખાતુ ખાંતથી ખુબ ખરે માંડયું ન છાંડયું કરે.

કવિ મહાસુખરામ નરભેરામ.

પ્રેમ ભીરૂને સાહસી અને સાહસીને ભીરૂ કરે છે. એ પ્રકૃતિને પુરૂષ અને પુરૂષને પ્રકૃતિ કરે છે. એ સબળને દુર્બળ અને દુર્બળને સબળ કરે છે અને બાળકને પ્રવીણ અને પ્રવીણને નવીન કરે છે. પ્રેમ આંધળાને આંખ આપે છે અને આંખવાળાને આંધળો કરે છે; પંડીતને મૂર્ખ અને મૂર્ખને પંડીત, મૂંગાને બોલતો અને બોલતાને મૂંગો કરે છે; આથી કરીને પ્રેમ વિશુદ્ધ ધર્મમય વિશ્વમાં મનાય છે.

*            *            *            *

નચાવતી કાંઇ નખરાં કરીને વિશ્વને પ્રીતિ દેવી,
પચાવતી પ્રીત પારો આપીને પ્રેમીને પ્રીતિ દેવી;
એ સ્વર્ગ તણી છે દેવી જેને રહ્યા દેવતા સેવી,
પાવક પંથે પ્રેમી ચઢાવી પ્રાણ લેતી એ એવી.
હૃદય કુંડમાં મન શ્રીફળથી પ્રસન્ન કરે હરી દેવી!!



"અંગકે ન ઓરકે ગિરીશકે ન ગોવિંદકે,
ગોતકે ન જોતકે ન જાગે રાહ ગિરકે;
કાહુકે ન સંગી ન તરંગી બ્હેન ભાનજીકે.
મન અતિ ખોટે સોટ ખાઈ હે જમીરકે.
ગ્વાલ કબિ નારીકો ખસમ ગિને નેહહીતે,
ધર્મકો પરમ ગિને પાતકી શરીરકે;
નિમકહરામ બદકામ કરે તાજે તાજે,
બાજે બાજે બેટી બહન ગુરૂકે ન પીરકે."

સાહિત્ય સંગ્રહ.

"એ બુઢ્ઢા હવે તો કાંક સમજ, ધોળામાં ધુળ નાંખી, લાખનો મટી રાખનો થયો, તોય હજી એવોને એવો રહ્યો!!"

"એ જમાનાના જોદ્ધા હવે તારી તરવાર મ્યાનમાં રાખ! જેમ આવે તેમ બધું મોઢેથી ન ભાંખ! આજ કાલનો જોગી અને ઢીંચણુ સામ્રુી જટા, સોસો ચુઆ મારી મનીબાઇ પાટે બેઠાં. એ અક્કલના ઇસ્કોતરા, મોભાગ્ર બુદ્ધિના મૂંઢ મૂળીઆ તારા બાપ ત્રીકમાને જઇ પુછ કે તેં કેટલાનાં ગળાં રેંસ્યાં? કેટલાના પેટ ઉપર પગ દીધા? કોના કોના કપાળમાં ડામ દીધા? કાળી રાતે કેટલાની ગરદનપર છરીઓ મુકી? પેલા તારા કાકા કેવળીઆએ કેટલાને કુણીએ મધ ચોપડી કુવામાં ઉતારી વરત વાઢી નાંખ્યાં? મારો દીકરો હાથે કરીને મારૂં ડાચુ ઉઘડાવે છે!"

'એ ધનના ઢાલકા, સ્વાર્થ રસાલાના ઉંટ, એ રાયજી રાભા હવે તો કાંક ભાન રાખ! હાથે કરી શું કામ હળવો થાય છે? નાહક પતરાજીમાં તણાઈ જાય છે! એ તારૂં પેટ સડી ગયું, નકટા

નફ્ફટ તારી ' સાઠી બુદ્ધિ નાઠી ' ! ! તારા જીવતાં તારી દીકરીનો મોસાળમાં વિવાહ થાય, છોકરાં હાથથી જાય, દીકરી નાતરે જાય અને તું અહીં બેઠો બેઠો પૈસાની વાની ખાય ! હત્ તારા નામ પર ધુળ પડે ! ઢાંકણીમાં પાણી લઈ ડુબી મર ! ! "

" એ દીકરા મૂળીઆ એમ મને પાણી ન ચઢે ! નાહક પાણો મુકે આ રાયજીને અસર ન થાય ! ' એ તારા જેવા ચરમીઆ તો કંઈક મારા પેટમાં કુદે છે ! જમાનો ફરે તેમ માણસે ફરવું જોઇએ ! નાહક પ્રમાણિકતાની ચાદર ઓઢી જમાનામાં ફરનારા કંઈક પાયમાલ થઇ પોક મુકતા થયા. જેણે સમો ભણી ચાલતા પ્રવાહમાં ચાલવા માંડયું તેજ આ જગતમાં જીત્યો; બાકી પેટ બળતા અદેખા ભસ ભસ કરનારા કંઇક હારી ગયા અને હતા નહતા થઈ જોત જોતામાં ખુવાર (ચીંથરે હાલ) કંગાલ થયા ! મારા બેટા ભણ્યા પણ ગણ્યા નહીં ! 'પેટમાં પૂમડુ પલળે એટલું પાણી હોય નહીં અને મારૂં નામ દરીયાવખાન કહો;' ' ઉંદરને જોઈ ચાર ગજ કુદે અને મારૂં નામ વાઘમારખાં કહો ! ! ' કમાવાની પ્હોંચ નહીં; ઘરડાનું રળેલું ખાવું, જૂના ટાંકાનું પાણી પીવું અને ઘરડાની નીંદા કરવી એજ શીખ્યા છે ! મારા દીકરા મને શીખામણ આપવા આવ્યા છે ? પગ નીચે દવ સળગે છે એ દેખાતો નથી. તારા બાપે અને તારા કાકાએ કેટલી નોટો વટાવી અને કેટલાકનાં સાટાં કર્યાં તે તો તપાસી જોને પછી મને કહેવા આવ ! "

" એ મારા કાકા મારો તો જીવ બળે છે ત્યારેજ હું તમને કહું છું. આ ચોટે ચકલે વાટે ઘાટે અને હાટે બધે તમારી

નિંદા થાય છે!! લોક પાછળ બોલે છે અને હું તમને મોં પર કહું છું; ખોટું લગાડશો નહીં. જ્યાંથી બગડી ત્યાંથી કાપી નાંખો!! હવે ઘરડા થયા, કાંક દુનીયાની લાજ રાખો! એ તમારો તો ભવિષ્યમાં ઘડો લેવાશે; માટે નાહક આગરૂનો ઘડો લાડવો ન કરો અને વિચારીને ડગ ભરો."

"જેવાં તારા બાપે ડગ ભર્યાં છે એવાં અમે ભરીશું! 'કરતા હોય સો કીજીએ ઓર ન કીજે કમ, મુંડી રહે શેવાળમાં ને ઉંચા રહે પગ.' માટે 'જે થતું હોય તે કરીએ અને છાના માના છાશની દોણી ભરીએ!' બહુ બોલ્યામાં બગડે અને દુનિયા લાત મારી મારી રગડે, માટે 'સાંઇકા ટટુ ચલને દો' કરવામાંજ સુખ છે!!"

"એ ફાધર વિલિયમ રાયજી! મારા કાકાએ અને બાપાએ તો બોળ્યું, રોળ્યું પણ તમે તો કાંક સુધારો! હજી બાજી હાથમાં છે. ચેતો! ચેત્યાનો સમય છે. મારી કાકી અને બ્હેનને ભાવનગરથી પાછાં બોલાવી તમારો ઘર સંસાર સુધારો!! આંગણે કંકુનો વિવાહ માંડી મંગળ વરતાવો અને આનંદ ડંકો ઉજળાં કાર્ય કરી વગડાવો! છતાં માબાપે મોસાળીઆં વિવાહ કરે તો તમારા નામને કલંક લાગે, પૂર્વજની આબરૂપર પાણી ફરે."

"મારા જીવતાં કુંદનનો વિવાહ કરનાર કોણ છે? એ તો બધાં બ્હાનાં છે, નાનાં છોકરાંને સમજાવવાનો ખેલ છે, પોતાના મનનું ધાર્યું કરવાની તાલમેલ છે! હું મારે બેઠો બેઠો મૂંગે મોંઢે બધો ખેલ જોયા કરૂં છું; જેવો દાવ આવશે કે એવી

તો સોગટી લગાવીશ કે કુંદનનાં મોસાળીઆં મને આખી જીંદગી યાદ કરશે!! અત્યારે મને થાપ આપી મા દીકરી ભાવનગર ભાગી ગયાં છે તો ભલે ભાગ્યાં પણ લાગ આવ્યે એવા તો કાન ઉઘાડીશ કે તે પણ રાયજીને મરતાં જીવતાં ઓળખી જશે."

"કાકા હવે બધા તડાકા જવા દો. વેળાસર ચેતી જાઓ; કાળ કાળનું કામ કરે છે. ક્યાંક તમારી આંખ મીંચાશે તો સદાને માટે કાળીટીલી રહી જશે!"

"અરે શું ઢેખાળા આંખ મીંચાય? હજુ તો જમ જેવો છું! મોત છે ક્યાં? એને તો હું રાત દીવસ ખાઇ પીને શોધું છું! મરવાની શી નવાઈ છે? પ્રાણી માત્રને મરવું છે, કોઇ અમરપાટો લઇને આવ્યા નથી. ખાલી મોતનો ડર ધરી પોતાના આદરેલા કાર્યમાં પાછા ફરવું એતો બ્હીકણનું કામ છે. મોતનો ડર ધર્યે કે મોતનો આનંદ કર્યે મોતને દયા અને ગુસ્સો નથી; એતો એનું કાર્ય માનવ જીવનની કક્ષાની હદમાં રહીને કર્યે જાય છે. કાળની ફાળ અટકાવવાને કોઈ બળવાન નથી; માટે જે કાર્ય કાલે કરવાનાં હોય તે કાર્ય કાળ બળના ડરથી આજને આજ કરવાં જોઈએ! કાર્ય કરવામાં ઢીલ કરવી એ એક ભયંકર ચીજ છે!"

"વાહરે કાકા વાહ! તમારા બોલવાનો તો કાંઈ ધડોજ નથી. ગાડાનું પૈડુ ફરે તેમ તમારા વિચાર ફરે છે. તમારા મનનો ખુલાસો કોઈથી પણ કળી શકાતો નથી. જે કોઇ બે બોલ તમને તમારા હીતના કહે તેને તમે હવામાં અદ્ધર ઉડાવો છો! બોલવામાંજ ડહાપણ બતાવવામાં પૂરા છો પણ બોલેલું

કરવામાં તો તમે સાવ અધુરા છો. કાકા હવે સાઠ વરસ થઈ ગયાં, કાલ સવારે પથારીમાં લાંબા થશો માટે બગડી બાજી સુધારો; આડાંઅવળાં કાળાં ધોળાં કરવાં જવા દઇ ઘડપણુમાં ગોવિંદ ગાઓ !"

"ઓ દીકરા મારા બાપને એકસો ને ચાર વરસ થયાં હતાં; અને મને હાલ બાસઠ થયાં છે; હજુ મારા ધાર્યા પ્રમાણે મારો આવરદા બેતાળીશ વરસનો બાકી રહ્યો, પણુ તારા કહેવા પ્રમાણે કાળ બળની અટકળ કરીએ તોપણુ બેતાળીશનું અડધું એકવીસ વરસનું મારૂં આયુષ્ય બાકી ભોગવવાનું રહ્યું; માટે હજુ ગોવિંદ ગાવાની પંદર વરસની વાર છે સમજ્યો કે મારા ભૂળીઆ ? !"

"સમજ્યો મારા બાપ હું તમારૂં કહેવું બધુંએ સમજ્યો ! આકાશમાંથી એકવાર બ્રહ્મા તમને બોધવા આવે તો પણુ તમને કાંઇ બોધ લાગેજ નહીં, તમે તો તમારા મનનુંજ ધાર્યું કરો !"

"એ બચ્ચા એમ જો મનનું ધાર્યું ન કરીએ તો તારા જેવા જુવાનીઆ મારા જેવા કંઈક ઘરડાને ગજવામાં ઘાલી શુકરવારમાં ટકે ટકે હરાજ કરે, સમજ્યો કે મારા દીકરા ? !"

"અરે ભગવાન આ બુઢ્ઢાનું ભેજું તેં શાનું બનાવ્યું છે ? આ ડોસો કાળના કાગડા ખાઈને અવતર્યો છે; તેને જગતમાં કોઇનો પણુ ડરજ નથી ! રાવણુ અને કંસનો કાકો આ ડોસાને કહું તોપણુ ખોટું ન કહેવાય ! એ મારા મસાણીઆ દેવતાઈ કાકા હવે આ બધી ખટપટ જવા દઈ ભગવાનને એકવાર ભજો."

"આ મારો બેટો મૂળીઓ આજે કાકાનો ગુરૂ બની ઉપદેશ આપવા આવ્યો છે! વાહરે ગુરૂ વાહ! સાંભળ:-

*　*　*　*

"ગુરૂરાજ મારા ઘડપણમાં ગોવિંદ ગાશું;
હાલ કામથી નથી નવરાશું—ગુરૂરાજ૦
હેન્ડબીલ અમે સાંભળ્યું તમારૂં,
જમપુર જવાનું બતાવ્યું બારૂં;
પણ ઘરનું ચોટયું છે કારભારૂં.—ગુરૂરાજ૦
મોટો છોકરો જુગારી થયો છે,
નાનો દીકરો વિલાયત ગયો છે;
એવો ધમરોલ ચાલતો રહ્યો છે.—ગુરૂરાજ૦
રાંડ કરમે મળી છે કજીયાળી,
નિત્ય કાળજાં પ્રજાળે ભમરાળી;
ત્યારે ઘરને શું મૂકવું બાળી.—ગુરૂરાજ૦
અમો મોટા કેવાઇયે વ્હેપારી,
રાત દીવસની ઘણી મગજમારી;
કયાંથી સાંભળીએ કથાઓ તમારી.—ગુરૂરાજ૦
સાઠ વર્ષની ઉમર થઇ છે મારી,
તોય આવી નથી આંખમાં અંધારી;
હજી લાવવી છે નાનકડી નારી.—ગુરૂરાજ૦
પછી ત્રાંબાની ખાખ ખુબ જમશું,
રામ રંગ રીતમાં રોજ રમશું;
ત્યારે નવલી નારીને નિત્ય ગમશું.—ગુરૂરાજ૦

જ્યારે છોકરાના છોકરા પરણશે,
તેના છોકરા ખોળા માંહી રમશે;
ત્યારે ચિત્તની ચિંતાએ કાંક શમશે --ગુરૂરાજ૦
સાઠ લાખની પુંજીમાં શું કરીએ,
સાઠ અબજ તીજેરીમાં ભરીએ;
ત્યારે શાન્તિ કાંક દીલમાંહી ધરીએ.---ગુરૂરાજ૦
મોતી માણેક ને સોનું સંઘરશું,
વેપાર તો હીરાનો અન્યદેશ કરશું;
દેશ વિદેશની લક્ષ્મી લાવી ભરશું.—ગુરૂરાજ૦
પછી સોનાનાં નળીઆં છવીશું,
દાળ ભાત સોના થાળમાં જમીશું;
કનક પાત્રમાં પાણી પણ પીશું.—ગુરૂરાજ૦
હજી આવરદા છે મારી લાંબી,
હજી કેડની નમી નથી કાંબી;
હાલ વૃદ્ધાવસ્થા નથી આંબી—ગુરૂરાજ૦
જો હું ધર્મ ને પુન્ય કરવા લાગુ,
તો તો ઘરનો પરિગ્રહ ત્યાગુ;
તેથી ભુંડાઇએ નિત્ય ભીખ માગુ—ગુરૂરાજ૦
પેટ ભરવા ક્યાંથાં બધાં પોથાં,
ગમ નહી ને મારે છે સૌ ગોથાં;
એવાં શાને ખાંડુ હુંતો થોથાં.—ગુરૂરાજ૦
સેવા અર્ચનમાં વખત શીદ ગાળુ,
ઠાકર મૂર્તિને ભાવથી ન ભાળુ;
નવલી નારીનું મુખ નિત્ય નિહાળું.—ગુરૂરાજ૦

સર્વ સાધનો લક્ષ્મી થકી સુજે,
તેથી અંતરની આપદા બુજે;
તેને વાપરતાં દીલ મારૂં મુંજે.—ગુરૂરાજ૦
હજી થાશું બે ચાર મીલવાળા,
ત્યારે બાંધવા છે બારસોક માળા;
તેમાં ક્યાંથી ફેરવીએ માળા.—ગુરૂરાજ૦
ગુરૂ સોનાના કીમીઆ બતાવો,
થઈએ ધનવાન ને લઈએ લ્હાવો;
તો તો અમને અતિશે તમે ભાવો.—ગુરૂરાજ૦
હજી કામ જ્ઞાતિનાં હાથ ધરવાં છે,
કૈંક દુશ્મનને દૂર કરવા છે;
કહો કોની અમારે પરવા છે.—ગુરૂરાજ૦
દોઢા બમણા માંડીને દામ દેશું,
કરશું કબજે ઘરબાર તેની ભેંશું;
એમ લેણાં અનેકનાં લેશું.—ગુરૂરાજ૦
હજી આભ ઉંડળમાં મારે લેવું,
એવાં કામ છે નવસો ને નેવું;
જુઓ ક્યાં છે તેમાં ફુરસદ જેવું.—ગુરૂરાજ૦

માહીકાંઠા ગેઝેટ પત્ર.

"ઓ મારા કાકા નવ ગજના નમસ્કાર તમને! હું હાર્યો અને તમે જીત્યા. આ ભગવાનને ભજવા હોય તો ભજજો, નહીં તો મોટા ધરામાં પડીને મરજો! મારા બાપ મારા તો લમણા દુખ્યા. આતો બધું પત્થર ઉપર પાણી, ધુળ પર લીંપણ અને

ભેંશ આગળ ભાગવત! કાકાને બે બોલ શીખામણના સંભ-ળાવતાં કાકાએ મારી ત્રણ પેઢી વાંચી માટે છાણના દેવને કપાસીઆની આંખો! જય સદગુરૂ આ ભવમાં તો સામા મળ્યા પણ ફરી આવતા ભવમાં ન મળશો મારા બાપ!" આ પ્રમાણે થાકી કંટાળી ફાધર વિલિયમ પુરૂષોત્તમ રાયજીની જ્ઞાતિનો પોળનો અને પાડોશના મિત્રનો છોકરો મૂળશંકર જે જરા આકળો, ઉતાવળો બટકબોલો અને સ્પષ્ટવક્તા પંડીત કહેવાતો હતો; અને જે ઘણા દીવસથી રાયજીના રંગ ઢંગ જોઇને બળી ઉઠયો હતો, તે આ વખતે રાયજી પાસે આવી ખૂબ કકળ્યો, અને કહેવાના, ન કહેવાના ઉભરા જેટલા આવ્યા તેટલા તમામ રાયજી આગળ નાના મોંઢે હુંકારા ટુંકારાનું ભાન રાખ્યા વગર કાઢી નાંખ્યા. રાયજી ડોસા પણ કાંઈ જેવા તેવા નહોતા; તે પણ જમાનાના ખાધેલ રૂષ્ટ પુષ્ટ માતેલ સાંઢ જેવા હતા. મૂળી-આના બોલ સાંભળી તેમને કાંઇ પણ અસર થઇ નહીં અને ઉલટું મૂળીઆનું હાસ્ય કરી તેને તથા તેના કુટુંબને ઉધડું લેવા માંડયું. છેવટે ઉપદેશ આપતો મૂળીઓ હારી મુઠીઓ વાળી કાનમાં આંગળીઓ ઘાલી ડોસા ઉપર દાંત પીસતો ઘર-માંથી બહાર નીકળી માર્ગેગુરૂ થઇ ગયો. ફાધર વિલિયમ રાયજી મૂળીઆના ગયા પછી મનમાં પુલાવા લાગ્યા, અને જાણે શાસ્ત્રના વાદ વિવાદમાં એક મહાન પંડીતને મહાત્ કર્યો હોય તેમ હુંપદ ધારી મુંછમાં હસતા હીંચકા ખાવા લાગ્યા. આશરે અર્ધા કલાક સુધી હુંપદના વિચાર તરંગમાં તદલીન થઈ છેવટે રાયજી ઉઠયા અને માથે પાઘડી ઘાલી પોતાના એક મિત્ર

માધવરામ ફોજદારને મળવા ગયા. આ ફોજદાર સાહેબ પણ આબેહુબ રાયજીના પ્રતિબિંબ રૂપે હતા. હરીના જન તો હરીના જેવા, એવાજ રાયજીના મિત્ર ફોજદાર સાહેબ પણ હતા. રાયજીએ ઘણીકવાર ફોજદાર સાહેબનો હાથ ભરાંવ્યો હતો; અને એકાદ બે કેસમાં બંને મિત્રોએ એકત્ર મળીને સારી રીતે પેટને ઠંડુ કર્યું હતું. રાયજી જે કાંઇ કાર્ય ફોજદાર સાહેબને સોંપતા, તે કાર્ય ફોજદાર સાહેબ ઘણીજ કાળજીથી અને ખંતથી કરતા. કોઇ પણ કાર્યમાં ફોજદાર સાહેબનો હાથ ખાલી રહેતો નહીં; વખતે એકાદ કેસમાં ખાલી જાય તો બીજા કેસમાં બમણો તમણો હાથ ભરાતો અને માલ મલીદો મળતો; આ પ્રમાણે ફોજદાર સાહેબની જબરી ઓથથી અને સ્હાયતાથી રાયજી એક ધારાશાસ્ત્રી વકીલ બારીષ્ટરના જેટલો દમામ રાખતા; અને ફોજદારી કોર્ટના એક બાંકેખાં–ખેરખાં થઇને ફરતા. જે કોઇ રાયજીની હડીમાં ચડતું તેને રાયજી સારી રીતે નીચોવી લેતા હતા. ફોજદાર સાહેબને અંગે રાયજીના જીલ્લાનું પોલીસખાતું પણ રાયજીને સારી રીતે માન આપતું અને તહેનાત ઉઠાવતું. પ્રસંગોપાત રાયજી પણ પોલીસને ચોરીમેરી ચાંપી પ્રસન્ન કરી કાર્ય સાધી લેતા હતા. પોલીસના પાસ અને ફોજદાર સાહેબની હાશથી રાયજી ધોળે દીવસે હકુમત ચલાવી ધારે તેને એકવાર લોઢાના ચણા ચવરાવી દેતા હતા. કાજીને હાજીથી રાજી રાખવાની વિદ્યા રાયજી સારી રીતે શીખ્યા હતા, એટલે જમાનામાં તે ઉઘાડા પડતા નહીં; વખતે કોઇપણ પ્રકારની ન્યુનતા દૃષ્ટીગોચર થતી તો તરતજ ફોજદાર સાહેબ

ચાનક ભરી સુચના આપી રાયજીની ખામીને સુધારી ખુબીમાં ફેરવી દેતા હતા. આત્મસ્તુતિ ખુશામત યા જી જી કહી રાજી કરવાની મોહની રાયજી પાસે એવી તો જબરી હતી કે એકવાર ભલભલા અધિકારી અમલદારની કડવાશને મીઠાશમાં મેળવી લેતા હતા. ગમે તેવા કડક ખોપરીવાળાને ગોળ જેવો નરમ બનાવી દેતા હતા. વાર તહેવારે—નાતાલ દીવાળીના પ્રસંગે ફળ ફળાદીના કંડીઆ, જામનગરીના પકવાનની વાનીઓ, દારૂખાનું અને બીજી ફેન્સી ફરનીચરની ભેટ સોગાતો મોકલી અમલદાર વર્ગની કૃપાને પાત્ર થતા હતા. યુરોપીયન અધિકારી વર્ગને ગાડી ઘોડા બ્રુમ વિકટોરીઆ વગેરે જે કાંઇ હરવા ફરવાનાં અને આનંદ વિલાસનાં સાહીત્યની જરૂરીઆત જણાય તે તમામ પુરી પાડી જેન્ટલમેનમાં ભળી જેન્ટીલીટીને ગ્રહણ કરી જમાનાના રંગમાં ભળી જતા હતા. જેણે સમો સાધ્યો તેણે સર્વ સાધ્યું એ પ્રમાણે 'એસાકુ મીલા તેસા અને તેસાકુ મીલા તઇ એ તીને મીલકે સાંથે તતુરી બજાઇ' એ પ્રમાણે માધવરામ ફોજદાર અને રાયજી ફાધર વિલિયમની જોડીએ રાયજીના જીહ્વાની તમામ ખોડ ભાગી હતી. જ્યારે રાયજીના મનમાં કોઈ પણ કાર્યની વાત કરવાનો ઉંમો ભરાતો હતો ત્યારે તરત તે માધવરામ પાસે જતા અને વાત કરી હૃદય ખાલી કરતા હતા. અત્યાર સુધી રાયજીએ જે જે કાંઈ સુધારાનાં પુનર્લગ્નનાં અને અન્ય વિવાહાદીકનાં કાર્યો કર્યાં હતાં, તે તમામ કાર્યમાં માધવરામની અનુમતિ સમાએલી દ્રશ્યમાન થતી હતી. આ વખતે રાયજીના મનમાં પાછળથી મૂળીઆના ગયા પછી કુંદન સંબંધી

કાંક અસર થવાથી તેને વાસ્તે શું કરવું તેની સલાહ લેવા સારૂ ફોજદાર સાહેબને ઘેર આવ્યા.

"આવો રાયજી પધારો, આ વખતે તમારાં પગલાં કયાંથી?"

"સાહેબ જાણો છોને કે 'ભૂતનું ઠેકાણું આંબલી' તેમ રાયજીને વાત કરવાનો વિસામો માધવરામભાઈ!"

"વાહરે રાયજી વાહ! તમે પણ ઠંડી કરવામાં જબરા છો. યાર તમારી રાત્રે કોઈ જન્મ્યું જણાતું નથી."

"એ બધો આપ જેવા સન્મિત્રનો પ્રતાપ છે."

"કહો શેવકને કાંઈ સેવા!"

"સેવામાં એજ કે આ મિત્રને હરદમ આપની મહેરબાનીના મેવા આપવા."

"સાહેબ સર્વદા હું તો તમારોજ છું."

"એ મારાં ધન્ય ભાગ્ય છે."

"કહો શો હુકમ છે?"

"આ સાળુ કુંદનનું કરવું શું? તેની વાત આજ કાલ શહેરમાં બહુજ ચર્ચાય છે; એ છોકરીજ ભાર લગની છે. આ કાંઇ તેના વિવાહની વાત કાઢી કે તરતજ કોણ જાણે કયાંથીએ વિઘ્ન આવે છે, તેની કાંઇ સૂજ પડતી નથી. આ ચાર છોકરીઓનાં લગ્ન સપાટાબંધ કરી નાંખ્યાં, અને આ પાંચમીથી તો હું બહુજ કંટાળ્યો; વાસ્તવિક રીતે સત્ય કહું તો મારા હાથ હેઠા પડયા; અને હું સગાં વ્હાલાંમાં હળવો પડયો. આ ચારનાં લગ્ન કયારે થયાં અને કયાં ગયાં તે તો એક આંખ મીંચામણી જેવો પ્રસંગ વીતી ગયો અને સૌનો ભાર રહી ગયો; પણ આ

પાંચમી તો પનોતી નીકળી અને ફજેતીના ફાળકે હું ચઢયો ! આ છોકરીની માને ચારની ઝારીમાં પાણીમાં મુઠીઓ ભરાવી કાર્ય કાઢી લીધું; પણ આ વખતના કુંદનના પ્રસંગમાં તો તે કોઈ પણ રીતથી ભોળવાતી નથી. હવે તો સાફ તે ખુલ્લી રીતે મારાથી વિરૂદ્ધ પડી છોકરીની જોડે વાયરે ચઢી ભાવનગર તેને પીયર ચાલી ગઇ. થોડાક માસ અગાઉ હું ત્યાં ગયો હતો અને તેમને સમજાવી અમદાવાદ લાવવાનો સારી રીતે આડંબર આદર્યો હતો, પણ સર્વ પ્રયત્ન મિથ્યા ગયો; અને સાળાના હુંકારા ટુંકારા ખાઈ વીલે મોંઢે પાછા ફરવાનો વખત આવ્યો. મારો સાળો અમીધર બહુ માથાનો ફરેલ અને પ્રપંચનો પૂરો છે; વખતે લાગ આવ્યે સમો સાધી હીરાલાલને એકદમ રાતો-રાત બોલાવી કુંદનનો હાથમેળાવો કરી મારૂં નાક કાપી લે તો મારે અફીણ ખાઈ મરવાનો વખત આવે. મારે અને તેને જબરી ઝપાઝપી અરે ઘણુંજ બોલવું થયું હતું, તેથી મને ખાસ ડર રહે છે કે રખેને તે કાંઈ નવા જુની કરી મારૂં વાઢી નાંખે, માટે ફોજદાર સાહેબ મારી આબરૂ અને ટેક એ સૌ તમારા હાથમાં છે. સત્તા આગળ શાણપણ નકામું છે. રાજ અમલ અને પોલીસ સત્તા એતો પ્રભુ પ્રભાવ છે. ફોજદારી એતો ખુદ ખુદાઈ પ્રભુ-પણું છે. ખુદાના ફીરસ્તા પણ એકવાર તો પોલીસ આગળ પાણી ભરે. ઘડી કેડે ગમે તે થાય, કાલે ભલે કોર્ટમાં ઈન્સાફ થાય પણ એકવાર ધારે તે પળે ફોજદાર ગમે તેવા માતબર અફલાતુન આસામીની ઈજત લઇ નાંખે અને તેને પાણીથી પાતળો કરી જોત જોતામાં કદમમાં શીર નમાવરાવી ખડો કરે; માટે માસ

મહેરબાન મારી બાંહ્ય ઝાલી મને મદદ કરો અને સત્વરે એ અમીધરનો ગર્વ તોડી કુંદનને મારા ઘરમાં ખડી કરો. મારા મુરબ્બી મારૂં માથું તમારે ખોળે છે; મારો ભોળો અને ડાચાનો આ થોલો તમારા હાથમાં છે!" આ પ્રમાણે કહી પેચીલો રાજખટપટી રાયજી ડોસો એક પગમાં માધવરામ ફોજદારના પગમાં પડી લટપટ ચલાવી કામ કાઢવા મંડયો!

"અરે હાં હાં રાયજી આ શું કરવા માંડયું? શું મને તમે ગમાર ગણો છો, અરે લાંચીઓ-પૈસાનો ખાઉધર જાણોછો કે આટલી બધી ભુંગળ વગાડવા માંડી છે?"

"ના મારા મિત્ર ના, હું તમને મિત્રધર્મના મર્મને જાણનાર એક પરમ પવિત્ર નિષ્કામ દોસ્ત સમજુ છું; પણ બન્ધુ હું અત્યારે ગભરાઇ ગયો છું, મને બોલવા ચાલવાનું બિલકુલ ભાન નથી, મારી નાથ અત્યારે તમારે હાથ છે."

"અરે પણ યાર હીંમત રાખો અને શું કરવું તેની સમજણ પાડો!? હું તમારો વેચાણ છું. જેમ કહો તેમ કરવા તૈયાર છું. તમારા કલ્યાણને વાસ્તે જો હું મારી જાતની કે નોકરી સુદ્ધાંતની પરવા રાખતો હોઉં તો આ તમારે ગળે હાથ! બસ હવ કાંઇ છે?"

"ધન્ય છે મિત્ર ધન્ય છે તમારા ધર્મને! બન્ધુ આ વખતે એક એવી પેરવી રચો કે બસ હાથ લીધેલી કોડી મન માગ્યો દાવ પાડી ધારેલી સોગટી મારી બાજી જીતાવી દે!"

"હાં એમ ધીરે રહીને કાર્યની વાત ઉકેલો ત્યારે સમજણ પડેને! આમ મોંઘમ વાત કર્યે શું વળે?"

" જુઓ મિત્ર આ વખતે મારો વિચાર એવો છે કે આપણે છોકરીને તાબે લેવાનું અર્થાત કુંદનને કબજે કરવાનું વારંટ કઢાવવું; અને એ વારંટ તમારે લઇને મારી સાથે ભાવનગર આવવું અને ત્યાંના બેલીફ મારફતે બજાવી કુંદનને તાબે લઈ અમીધરનો ગર્વ ઉતારી અમદાવાદ આવવું. આ કાર્ય છે જીવસટ્ટાનું અને જોખમનું એમાં તમને વધારે-હદ ઉપરાંત ત્રસ્દી પડશે પણ મારા મિત્ર મારો ટેક એક દુનિયામાં રહી જશે અને તમારો ડંકો થશે. હું તમારો મરતા લગી ઋણી અને દાસ રહીશ; અને વખત આવ છનમઝના કરાવી ઘર ભરી દઇશ સમજ્યા મારા મિત્ર ! "

" બસ એજ ને, જાઓ કાલ સવારના મેલમાં થાઓ તૈયાર ! જાઓ ઘેર જમી પરવારીને મારી સાથે કોરટમાં આવવા તૈયાર થાઓ. આજને આજ સીરસ્તેદાર સાથે મસલત કરી વારંટ કઢાવું અને તમારી સાથે ડીટેકટીવના ડ્રેસમાં સજ્જ થઈ ભાવનગર આવું, પછી કાંઈ અડચણ છે મારા મહેરબાન ? "

" વાહ વાહ મિત્ર ત્યારે તો મને જીવતદાન આપ્યું સમજીશ. "

" જાઓ એમાં જીવતદાન કાંઇ નથી પણ ફક્ત ફરજ છે. તમારૂં મેં ઘણું ખાધું છે; વખત આવ્યે જ્યારે હક નહીં થાય ત્યારે ફોજદારનાં ઘર કેમ ભરાશે ? આ બધા વૈભવના તાગડધીન્ના શું પગાર ઉપર થાય છે ? નાજી એ સર્વ આપ જેવા સન્મિત્રનાં કાર્ય કરવાનોજ પ્રતાપ છે. માથા સાટેજ માલ મળે છે. એવાં તો કંઈક ચોકઠાં ઠામ બેસારી દીધાં; જાઓ રાયજી

આનંદ કરો. તમે પણ મારે વાસ્તે ખૂબ કર્યું છે. હોય એતો અન્યો અન્ય કાર્ય કરવાનો પ્રસંગ છે!"

"હયો મહેરબાન ત્યારે હવે હું રજા લઉં છું, જમી કરી બપોરના કોરટમાં આવું છું."

"હા જી પધારો, નિરાંતે ખાઇ પી કોરટમાં આવવા પરવારો!"

આ પ્રમાણે મસલત કરી રાયજી અને ફોજદાર નવી શેતરંજ ખેલવા તૈયાર થયા. રાયજી તાબડતોબ જોરભર્યા કદમે ઘેર આવ્યા; અને એકદમ નાહી ધોઇ જમી પરવારી અંગરખુ બંડી અને પાઘડી પહેરી તૈયાર થયા. સામે દીવાલ પર આયનો હતો તે હાથમાં લીધો અને પોતાનું મોં જોવા લાગ્યા. એક હાથમાં જરા દીવેલ અને પાણી લઈ એકત્ર કરી મસળી મોં પર લગાવ્યું અને ટુવાલ લઈ મોંને ઘસી લુંછી સાફ કરી મુછોના આંકડા વાળવા લાગ્યા અને શોભીઆને પંપાળવા લાગ્યા અને એક ખુંખારો કરી મુંછે તાર દઇ રોફમાં છાતી કાઢી એકદમ ઉભા થઈ ઘર બહાર આવી શુકન જોવા લાગ્યા; એટલામાં સામેથી ગાય આવતી જણાઇ, એટલે એકદમ ઉમંગભેર ચાલવા માંડ્યું; તેની જોડેના ઘરમાંથી પણ એક રાંડીરાંડ નીકળી સીધી સટ ચાલી ગઈ. રાયજી જરાક ખંચવાણા પણ ગાય અને રાંડીરાંડ બંનેના સાથે શુકન થયા તેથી હર્ષ અને શોક સાથે ઉદ્ભવશે એમ માની મનમાં બડબડતા રસ્તો કાપવા લાગ્યા. 'આટો કુટો ઘી ઘડો છુટા કેશે નાર, વગર ટીલાનો વિપ્ર મળે તો નિશ્ચે ખુટયો કાળ' કહી મનનું સમાધાન કરી

રસ્તે પડયા. આશરે અર્ધા કલાકમાં ફોજદારી કોરટમાં ગયા અને માધવરામ ફોજદારને મળ્યા. ફોજદારે રાયજીને સ્નેહથી બોલાવી સન્માન કરી ખુરશી નંખાવી બેસાડયા. સિપાઇ પાસે ચાહનો કપ મંગાવ્યો અને રાયજીને આપ્યો તથા પાન મંગાવી આદરસત્કાર કર્યો. રાયજી પણ ચાહ પાનના માનથી અને તે વળી રાજસત્તા ભોગવતા ફોજદારના હાથના માનથી મનમાં મકલાઈ ગયા અને એક મોટું રાજમાન મળ્યું સમજી ઓફીસના રંગ ઢંગ જોવા લાગ્યા. આ વખતે તેમને સરકાર દરબાર અને ઘરબારનો બરાબર અનુભવ થવા લાગ્યો. ઓળખાણપાળખાણથી વગસગથી અને કાંકરાની માફક પૈસા વેરવાથી અદાલતની અંદર ન્યાય અન્યાય કેવી રીતે વ્હેંચાય છે તેનો અચ્છો ખ્યાલ આવવા લાગ્યો. સાક્ષી પુરાવા અને બાહોશ વકીલ બારીષ્ટરોની ઓફીકથી ઘડી ઘડીમાં જુઠાનું સાચું અને સાચાનું જુઠું કેવી રીતે થાય છે તે પણ સારી રીતે જોવાનો વખત મળ્યો. સગાંવ્હાલાં અને માયામ્હોબતવાળા મિત્રોની સાક્ષીના પાંજરામાં કેવી છાતી ચાલે છે તથા કેટલે દરજ્જે અસીલોનાં કામ થાય છે તે પણ જોવાનું મળી આવ્યું. અદાલતોના અજબ તમાસા જોઈ રાયજીના મનમાંથી ધીમા ધીમા ઉદ્‌ગાર નીકળવા લાગ્યાઃ—

*     *     *     *

" વાદી પ્રતિવાદી બંને વાદીને દ્રવ્યાદિવાળા,
વકિલ બારીષ્ટર લાવે આરો કેમ આદિયે;
માફી ઈન્સાફી પણું એકે કદી અપાવે ન,
બાફીખાવા તણું મળ્યું બેસી ગજ ગાદીએ.

કાયદો ન જાણે કાંઈ વાયદો મુદતનો દે,
ફેંસલે શો ફાયદો તે રાજી થૈ રજા દીએ;
કહે હરદાન હકે ચાલે ન બે છક્કા ફરે,
મક્કાના છે માજી કાજી ધર્મને ધક્કા દીયે.

*　　　　*　　　　*

આજ કલીરાજ માંહી રાજના સમાજ માંહી,
કોરટોના કાજ માંહી કેસ માર્યા જાય છે;
ખુટલ કામોરા ખુદી ખુટડા વધ્યા છે ખુબ,
ખલકની રાંક ગાય તણાં ખડ ખાય છે.
હાય હાય ત્રાય ત્રાય આતે ન્યાય થાય છે કે,
ધનહીન ગરીબોની પત્તર ધમાય છે;
ન્યાય મરી ગયો નક્કી વખત નાતરે ગઈ,
હરદાન જમાનો તો આવો દરશાય છે." હરદાન કાવ્ય

જોતજોતામાં માધવરામ ફોજદારસાહેબે કામકાજથી પરવારી રાયજીને સાથે લઈ બીજા અધિકારી સાથે કાંક છાની છાની મસલત કરી વારંટ કઢાવી લીધું અને પોતે રજા મંજુર કરાવી ડીટેકટીવના લેબાશમાં રાયજી જોડે ભાવનગર જવા તૈયાર થયા. રાયજી અને ફોજદાર સાહેબ બંને જણા કોરટના બરખાસ્ત ટાઇમે ઘેર જવા નીકળ્યા. રસ્તામાં ફોજદારસાહેબ રાયજીને વાતચીતમાં પોતાની કાબેલીયત અને હુશિયારી દાખવવા લાગ્યા.

"કેમ રાયજીસાહેબ જોયાં કોરટનાં કામકાજ ?"

"હા સાહેબ જોયાં આજતો ધરાઇ ધરાઇને જોયાં !!"

"છે કાંઈ વિદ્વતાનું કામ ? મારા મહેરબાન, માણસ પારખતાં સમે સાધતાં અને જીભની મીઠાશ વાપરતાં આવડયું એટલે તરતજ અધિકારમાં આગળ વધ્યા. જો ખાલી ઠાંસમાં રહ્યા અને પ્રમાણિકતાના પુંછડાને વળગી રહ્યા તો તો ખરેખર ખર બન્યા સમજવા. રાત દીવસ જીભની મીઠાશથી અને લોઢાના ટાંટીયા કરી ઉપરી અમલદાર અધિકારી વર્ગનાં કામકાજ કરવાથી મહેરબાની પ્રાપ્ત કરી શકાય છે; અને જયાં મહેરબાની મળી એટલે તરતજ મહેર બાવાની થઈ; અર્થાત તરતજ હોદ્દામાં આગળ વધ્યા અને સાહેબને ગમ્યા જાણવા, સમજ્યા કે મારા રાયજી શેઠીઆ ?"

"હાજી બધું સમજ્યો, મારૂ બેટુ બધે પોલંપોલા ચાલ્યાજ કરે છે. બધે ખટપટના હોલાજ પોલાણની હવામાં ઉડયા કરે છે; કહ્યું છે કે—

* * * *

"વાંસ વધ્યો શત કાતળીનો પણ પ્રગટ છે માંહી પોલમપોલા,
ચાડીયાને મુખ વાત ચઢી છુપી ચાર પહોરમાં ચોળમચોળા;
ભિખ્ખારીને અધિકાર મળ્યો પણ છાકો છટેલનો છોલમછોલા.
પામે ભલે અધિકાર પરાક્રમ તો પણ કાગુ તે કાળમકાળા. ૧
મશ્કરો મશ્કરી નહીં તજે કદી બાઝી મરો મર બોલમબોલા;
સ્વારથીયુ સત્ય દોસ્તી સજે નહીં પોસ્તી તજે નહીં ઝોલમઝોલા;
નિર્લજ મુરખ મસ્તી તજે નહીં ધાક રખી દીયો ધોલમધોલા,
શંખીણી નારી જુગારીકી યારી છીનારીકી ઇજ્જત પોલમપોલા. ૨
શ્વાનની પુંછડી સુમતણું દ્રવ્ય ત્યોં ગણિકા પુત્ર રૂપ અમોલા,
તાડની છાંય રૂ કલથીકા ખેતર વિંછણુ વેતર નેતર પોલા;

એદીની સાહ્યબી કેદીનકો સુખ માલ ચોરી તપ બે દિન ઝોલા,
ચારણુ દેખ ભસે બિન કારણ ધારણ કુડની તોલમતોલા." ૬
હરદાન કાવ્ય.

"યાર રાયજી તમે પણ ખૂબ પોકેલી માયા છો, તમારા મુખમાં પણ જાદુ છે. એક એક શબ્દ તમારો લાખ રૂપીઆનો નીકળે છે, તમે ગમે તેના પર એક નિમિષમાં ધારી અસર કરી શકો છો."

"એ બધું તમારા જેવા સ્નેહીનું પુન્ય છે. જયાં જીગરના જાણ છે ત્યાંજ સ્નેહની જીબાન છે. બાકી જાફરાનકી કદર ગદ્ધીયા કયા કરત હે એવો ઘાટ છે."

"આલો સમય આવેજ સ્નેહીની પરિક્ષા થાય છે. વિપત્તિ એજ પ્રભુની વિભુતી છે."

"હાજી એમાં કાંઈ શક નથી, જાત ઉપરજ ભાત પડે છે, સંકટમાં દીલની કસોટી થાય છે."

"લ્યો રાયજી ત્યારે કાલે સવારે થાઓ તૈયાર! મેલમાં પરમાત્માનું નામ દઈ આપણે ભાવનગર રવાના થઇ જઇએ. સવારે બારોબાર હું તમને સ્ટેશન પર મળીશ. તમે તરત પરવારી હુશિયારી રાખી પ્રભાતના પહોરમાં સ્ટેશન પર મારી રાહ જોજો." આ પ્રમાણે વિનોદ વાર્તા કરી રાયજી અને ફોજદાર જુદા પડયા. રાયજી ઘેર ગયા અને વાળુ કર્યું અને ઝટ સવારની તૈયારી કરી પથારીમાં આડા થયા. આખી રાત તેમને બિલકુલ નિદ્રા ન આવી. માંડ માંડ રાત પડખાં ઘસી ઘસીને વિચારમાળામાં અને સ્વપ્નાવસ્થામાં વિતાવી. રાતના ચાર વાગ-

તામાં તો તરત ઉઠયા, ઝાડે ઝપટે જઈ દાતણપાણી કરી જલ્દીથી ન્હાઈ ધોઈ પરવારી ગયા. અધીરાઈ અને આતુરતાએ તેમને ઘડી પણ જંપ વળવા ન દીધો, સવારના છ થતાં સુધીમાં તો રાયજી તરત ઘર બહાર નીકળી માધવરામ ફોજદારને ઘેર જઈ પહોંચ્યા, અને તેમને સાંકળ ઠોકી જગાડી ઝટ તૈયાર કર્યા. માધીઆ અને ડાળીઆ બેની જોડી ચાહપાણી પી ભાડાની ગાડી કરી સ્ટેશન ભણી વળી; મેલનો ટાઈમ થતાં બંને જણા ટીકીટ ખરીદ કરી ગુજરાત મેલમાં ભાવનગર તરફ રવાના થયા. ફુફાટા મારતો મેલ નિર્માણ કરેલ ટાઇમે ભાવનગર જઈ પહોંચ્યો. માધવરામ રાયજીને લઇ પોતાના મિત્રને ત્યાં ભાવનગરમાં રાત રહ્યા. બીજે દીવસે સવાર થતાં રાયજી અને માધવરામ બંને નિત્યકર્મથી ન્હાઈ ધોઈ જમી પરવારી દરબારી કોરટમાં બેલીફ પાસે ગયા, ત્યાં તેમને હીરાલાલ અને કુંદનના લગ્નના અકસ્માતની ખબર પડી. જાન લઇ આવતો હીરાલાલ અમરગઢના દરબારી રસાલા સહીત વહાણ ભાગવાથી ભરદરીયામાં ડુબી મુઓ અને કન્યા કુંદન ત્રીજા માળના ઝરૂખેથી ઉથલી પડી અને ભયંકર જીવલેણ અકસ્માતનો ભોગ થઈ માંદગીને બીછાને પડી છે. આ ખબર સાંભળતાં રાયજી અને માધવરામ બંને પારાવાર દીલગીરીમાં પડી દીગમૂઢ થઈ ગયા. હીરાલાલ ડુબી મુઓ સાંભળી રાયજી કાંક મનમાં રાજી થયા પણ કુંદન મરવા પડી સાંભળી તેમના હોશકોશ ઉડી ગયા. બંને જણા છાનામાના દરબારી કોર્ટમાંથી સમન કઢાવ્યા સિવાય ઘેર આવ્યા અને બપોરે અમીધરને ત્યાં કુંદનને જોવા જવાનો નિશ્ચય કરી

ગંભીર વિચારમાં ગરકાવ થઈ ગયા.

આ બાજુ આનંદમાં આંસુ, લગ્નમાં વિઘ્ન અને રંગમાં ભંગ અનુસાર વિધી સોનારથી વ્યવહારીક વન્હીમાં વિશુદ્ધ થતી કુંદન વિરહ સંસારમાં ગોખમાંથી ઉથલી ચોકમાં પટકાઇ માંદગીને આધીન થઈ પથારીમાં પડી છે. નયનનું નીર હૈયાનું હીર જીવનને મણી કુંદનને હીરો હીરાલાલ જાનમાંથી બેજાન બની મહાસાગરનાં મસ્ત મોજાંના ભયંકર પંજામાં બેભાન બની સપડાયો છે. અત્યારે કુંદન ગંભીર માંદગીમાં આવી રહી છે. વારે વારે મૂર્છીત થતી જાય છે. મામાની સંભાળભરી વૈદક સારવાર હોવા છતાં પણ કુંદનની તબીયત અતિશય લથડતી જાય છે. દવાદારૂના પ્રભાવથી તેની તબીયત કાંક કાંક સુધરે છે તો તરતજ હીરાલાલનું શું થયું હશે, તેના ગંભીર વિચાર તરંગમાં મન પર વધારે અસર થઇ કુંદન વારંવાર બેશુદ્ધ બની નબળાઈમાં આવતી જાય છે. કુંદનના ગંભીર મંદવાડને અંગે મામા પણ દરબારમાં નિયમિત જઈ શકતા નથી. મામાનો ઘણો ખરો વખત સગા સંબંધીઓના તારના અને કાગળના પ્રત્યુત્તરો પાઠવવામાંજ જાય છે. પંદર પંદર દિવસના અખંડ ઉજાગરાથી મામા અને મામાનું આખુ કુટુંબ તન્દુરસ્તીમાં લથડી પડયું છે. રાજકારભારનો ભાર, લગ્નમાં વિઘ્ન અને રાયજી તથા સગાવ્હાલાઓના ઠપકાના મોઘમ મારથી મામા તદ્દન લાચાર નિરાધાર અને પરવશ પડી ઓશિયાળા બની ગયા છે. દુનિયામાં શું મોં લઇને ફરવું તેને એક જબરો વિચાર થઈ પડયો છે. અત્યારે મધ્યાન સમય વ્યતીત થવા આવ્યો છે. પથા-

રીમાં કુંદન અર્ધ નિદ્રાવસ્થામાં આવી વિચારતરંગમાં તલ્લીન થઇ સુતેલી છે. પાસે પડખામાં મામી મહાલક્ષ્મી અને બ્હેન ગોમતી આડી થઈને પડેલ છે. જોડેના ખંડમાં ગાદી પર મામા અમીધર લમણે હાથ દઇ તકીઆને અઢેલી સૂતેલ છે. ગૃહકાર્યમાં માતા મણીલક્ષ્મી કાળજાને કઠણ કરી આખા કુટું બને હીંમત આપતાં ગુંથાએલ છે. રાજદરબારી કાર્યમાં પુત્ર મણીધર પ્રસંગોપાત કુમક કરી પિતાને સ્હાયતા આપી રહેલ છે. ગોદાવરી ભાભી ઓસડવેસડની તરખડ કરી મણીલક્ષ્મી માતાને મદદ કરી સાસુ નણંદનો ભાર કાંક કાંક ઓછો કરે છે. આવી રીતે મામાને ઘેર કુદરતનો મામલો મચી રહ્યા છે. કુંદનના મગજમાં અજબ તરેહની વિચારમાળા ચાલી રહેલ છે. તેની પ્રકૃતિ એવી તો વિચિત્ર બની ગઈ છે કે સારા સારા વૈદોથી પણ તેના મંદવાડનું યોગ્ય નિદાન થઇ શકતું નથી. તેના માથામાં પડેલ઼ ઘા ઘણાખરા રૂઝાઇ ગયા છે: અને એકાદ બે પાક ઉપર ચડેલ છે. ઘાના પાકવાથી વખતો વખત જ્વર આવી જાય છે. બરડામાં પછડાવાથી વાગેલ મૂગા મારથી બાઝેલ લોહીની ગાંઠો કેટલીક વીખરાઇ ગઈ છે, અને કેટલીક ગંઠાઈ ગઇ છે, અને એકાદ બે ઔષધના ઉપચારથી પાકી ગઈ છે. ઘડીકમાં કુંદન ઉંઘે છે તો ઘડીકમાં જાગે છે, ઘડીકમાં લવારી કરે છે તો ઘડીકમાં જડ સમાન પડી રહે છે, અર્થાત આવી અજબ દશાના રંગમાં કુંદન રંગાએલ છે. અત્યારે કુંદન જરા જાગૃત થઈ આંખ ઉઘાડી પડી રહેલ છે. ગોદાવરીભાભી કુંદનને મીઠી મીઠી વાતો કરી મંદ મંદ જરા તરા હાસ્ય કરાવી

રહેલ છે. આજ કુંદન પણ કાંક સ્હેજસાજ ઉમંગમાં આવેલ છે; ઘણાજ ધીમે સાદે અંતરગાન લલકારવું શરૂ કરેલ છે.

*　　*　　*　　*

" સાચું કહું છું શાણારે, આ ટાણાં તારે કામનાં હોજી,
ભર્યાં રહેશે ભાણાંરે. આ આણાં આવ્યાં રામનાં હોજી.
ઉદરમાં આરાધતો હરી હરી હરનીશ,
બહાર પડયો બુદ્ધિ ગઇ નાશી, સુઝી ન એકે દીશ;
ખાઇ લે ખાસાં ખાણાંરે, આ ટાણાં તારે કામનાં હોજી–૦
પળમાં આવ્યા પળમાં જાવું, પળનો નહિ વિશ્વાસ;
આશા તૃષ્ણા અંતે તારી, સાથે બળશે ખાસ.
લઇ લેને આ લ્હાણાંરે આ આણાં આવ્યાં રામનાં હોજી–૦
આશા ભર્યો તું આવીયો, સાંસા પડયા શા અહીં;
ફેરો ફોગટ આ થશે, સમજ સમજ મન માંહી,
ગઇ લે ગોવિંદ ગાણાંરે, આ ટાણાં તારે કામનાં હોજી–૦
વણ મુલ્યે વેચાય છે, અમૂલ્ય અદકી ચીજ;
લઇ લે લાગ ફરી નહિ આવે, કયાં તેરશ ને તીજ.
પાછળ મિથ્યા બ્હાનાંરે, આ આણાં આવ્યાં રામનાં હોજી;
નહિ બેસે ત્યાં નાણાંરે, આ ટાણાં તારે કામનાં હોજી–૦"

શંકરલાલ ચંદ્રભાણ.

" ઓહો બ્હેન આજ તો ગાવા માંડયું ! સોનાનો સૂરજ ઉગ્યો ! "

"ભાભી આજ કાંક તબિયતને વધુ આરામ જણાય છે."

"બ્હેન ઈશ્વર એનાથી પણ અધિક આરામ કરે,"

"ભાભી પછી કાંઇ જાનના સમાચાર જાણવામાં આવ્યા?"

"બ્હેન એ બધી લલુપતા હવે જવા દો, ડાકટરે તમને સમૂળગી બોલવાનીજ ના પાડી છે તે ખાસ ધ્યાનમાં રાખો."

"ભાભી બા કયાં ગયાં? મારી પાસે તેમને બોલાવો?"

"બેટા કુંદન આ રહી, કેમ મારૂં શું કામ છે?"

"બા આજ તો મને ઠીક છે, મારી પાસે તું કેમ બેસતી નથી?"

"બ્હેન ધીમે ધીમે બધુ મટી જશે હોં, મારી લાડકી જરા પણ ગભરાઇશ નહીં."

"બા મારા બાપુનો કાંઈ કાગળ આવ્યો? તેમને મારા મંદવાડની ખબર પડી છે કે નહીં?"

"બ્હેન એમનો જો કાગળ આવે એવી વકી હોય તો આપણે અહીં કયાંથી રહીએ?"

"બા, મારા બાપુને કોઈ દીવસ પણ મારી દયા નહીંજ આવે? સદાએ એ એવાને એવાજ રહેશે? વખત આવે લીં-બોળી પણ મીઠી થાય છે!"

"કુંદન જાતિ સ્વભાવ કદી બદલાતોજ નથી. દુનિયામાં બધાનું ઓસડ છે પણ સ્વભાવનું ઓસડ નથી. મનનું ધણી દુનિયામાં કોઈ નથી, મનનો ગુરૂ મન છે, મનોબળ મહા બળ-વાન ચીજ છે."

"બા, આટલા આટલા ખત્તા ખાધા તોપણ મારા બાપુને કાંઈ પણ અસર થતી નથી એનું શું કારણ? દુનિયામાં કહેવત છે કે મનુષ્યને માથે જ્યારે વધારે વીતે ત્યારે તે વધારે

ઘડાગ અને વધારે કાહ્યું થાય અને આ તો એ ભગવાન એના એજ રહે છે ! ”

“ બ્હેન સંસ્કારબળ વધારે બળવાન છે. સંસ્કારમાંથી વિચાર પ્રગટ થાય છે, વિચારમાંથી આચાર પ્રગટ થાય છે; આચારમાંથી વ્યવહાર પ્રગટ થાય છે, અને વ્યવહારમાંથી સુખ પ્રગટ થાય છે, માટે માનવજીવનની ઉન્નતિને વાસ્તે ઉચ્ચ સંસ્કારની સારી અને મુખ્ય જરૂર રહે છે. ”

“ ખરી વાત છે, પ્રકૃતિ અને જાતિસ્વભાવ સુધરવાં એ ઇશ્વરી સત્તાનું કાર્ય છે; કેમકે:—

*　　　*　　　*　　　*

“ ગર્દભ ગાય ન થાય કદી મર તેડી સદા સુરભી નવરાવો,
ખ્યાલ કર્યે વિખ વ્યાલ તજે નહિ સાકર દૂધ ભલે ખવરાવો:
હોય કદા ગુણકા ન સતિ અતિ ગોવિંદ ગીત સદા ગવરાવો,
પ્રાણ ગયે પ્રકૃતિ નવ જાવત ક્રોડ ઉપાય કરી કવરાવો.
કાયર શુર કદીર બને નહિ જો કદી ઘાય થકી ઘવરાવો,
કાળીજીરી કડવી ન લાગે કદિ ચાર તોલા ઊંટને ચરાવો;
ચંડી પ્રસાદ ન દંડી લહે કદિ જ્વાર કરીને ભલે જવરાવો,
પ્રાણ ગયે પ્રકૃતિ નવ જાવત ક્રોડ ઉપાય કરી કવરાવો. ”

ઉરદાન કાવ્ય.

“બ્હેન મનુષ્યના મગજના વિચારનાં વાતાવરણો જ્યારે જ્યારે મનુષ્યની અવસ્થા બદલાતી જાય છે, ત્યારે ત્યારે તેને બદલાવાનો વખત મળે છે; પણ જો મનુષ્ય તે પ્રસંગે જ્ઞાનના અને નમ્રતાના ઘરમાં હોય છે તોજ વિચારમાળા ફેરવાઇ જાય

છે; નહીંતો મદાંધપણામાં ઉલટી રીતે વધારે વિપરીતપણાને પામે છે. સંગતની રંગત લાગતાં જાતિસ્વભાવની જે ભૂમિકા બંધાય છે, તેજ ભૂમિકા મનુષ્ય માત્રને મરતાં જીવતાં સુધી સારીં યા નરસી કાયમ રહે છે. જ્યારે કેવળ ઇશ્વરની દયાજ મનુષ્ય પર ઉતરે છે ત્યારેજ તે સંગતિ દોષથી વિમુક્ત થઇ વિશુદ્ધતાને પામે છે; નહીંતો:–

*　　*　　*　　*

" પીતળનું કદિ થાય ન કંચન જો અતિ તાપ દઇ તવરાવો,
એશ બને બંગલો ન કદિ મર છાપરી સીસીંગથી છવરાવો:
કોડ દિયે ન કપુર બને મર પ્યાજને અમૃતથી પવરાવો,
હાદલ જાતિ સ્વભાવ ન જાવત કોડ ઉપાય કરી કવરાવો.
ગોલી ગરાસણી કોદી બને નહીં રાજરીત બહુ શિખવરાવો,
ભાગ્ય વિના ભિડ ભાગે નહિ મર ભૂપ ઉદારને ભેટવરાવો;
દુષ્ટ દવેશ ન લેશ તજે વર વેરા કરી ઘેર દીખવરાવો,
તોપણ જાતિ સ્વભાવ ન જાવત લાખ ઉપાય જો શિખવરાવો. "

હરદાન કાવ્ય.

" કુંદન બ્હેન હવે જરા આરામ લ્યો, વધારે વાતચિત ન કરશો, નહીંતો મગજમાં પીડા થશે; લમણામાં શુળ આવશે. બ્હેન તમે જરા આઘાં પાછાં થાઓ, કુંદનને જંપવા દો. "

" મામા હું હવે નહીં બોલું બસ પછી કાંઇ છે ? "

" હા બ્હેન, તને તેથી શાન્તિ વળશે. "

" સારૂં મામા " કહી કુંદને પડખુ ફેરવ્યું અને ઘણાજ ધીમા સ્વરથી હૃદયગાન લલકારવા માંડયું:–

*　　　*　　　*　　　*

" દુઃખી આ દીલની વ્યાધી, અજાણ્યા ઉર શું જાણે ?
ઉપાધી ઉરમાં વાધી, અજાણ્યા ઉર શું જાણે ?
વિતેલા દુઃખની વાતો, અજાણ્યા ઉર શું જાણે ?
ઘાયલના ઘા તણી ઘાતો, અજાણ્યા ઉર શું જાણે ?
હરીના મનની આંટી, અજાણ્યા ઉર શું જાણે ?
ભરી ત્રિભુવનમાં માટી, અજાણ્યા ઉર શું જાણે ?
રહે ન્યારો નચાવી જે, અજાણ્યા ઉર શું જાણે ?
રચી ફંદો ફસાવે તે, અજાણ્યા ઉર શું જાણે ?
ધરી પ્યાલો તલસાવે જે, અજાણ્યા ઉર શું જાણે ?
લાલચથી જે લલચાવે તે, અજાણ્યા ઉર શું જાણે ?
દીસે નહીં બંધ વાણીમાં, અજાણ્યા ઉર શું જાણે ?
બતાવે અંત પાણીમાં, અજાણ્યા ઉર શું જાણે ?
વિતેલી કહું મને હારી, હૃદય જાણે હરી જાણે;
ત્રિભુવનની ખુબી ન્યારી, હરી માયા હરી જાણે "

" અંતરની પીડા અંતરની શાન્તિ વિના શી રીતે સમે ? મનને નિરખ્યા વિના મનને શી રીતે ગમે ? જે કોઈ આવે તે મારી ખબર પૂછે, પણ મારા હીરાનું શું થયું તે કોઇ ન કહે ! અરેરે તે તોરણ આવી પાછા ગયા હશે ? વિધીએ મારી અને તેમની જગતમાં આવી રીતે હાંસી કરાવવી ધારી હશે ? હરી હરી તારી માયા પ્રબળ છે, ત્રિભુવન તારી સત્તા અકળ છે. પ્રભુ જે કાંઈ કરે તે સારૂંજ કરે; ત્યારે અધીરા મન તું શું કામ ચિંતા ધરે ? ! હશે એ પાછા ગયા હશે તોપણ એકવાર ફરીથી મામા મારો અને એમનો હાથ મેળવશે. અત્યારે સર્વ કોઇ

મારાં શત્રુ થયાં છે. હું જે પુછુછું તેનો જવાબ કોઇ આપતાંજ નથી. બધાં મને ઘેલીમાંજ ગણે છે. આડી અવળી વાતો કરી મને ઉડાવે છે. વૈદોનાં બ્હાનાં બતાવી મને બનાવે છે. મારે હવે શું કરવું ? "સુખ દુઃખ વારા ફરતી છાંયા, કાર્ય વિધિનું એવું; ધીરજ ધારી મનને મારી, હરી રાખે તેમ રહેવું; સુખ દુઃખ સઘળું સ્હેવું, હરીને કાંઇ ન લેવું દેવું."

આ પ્રમાણે મનના ઉભરા અને વાણી વિનોદ ભરાય છે અને ઠલવાય છે ત્યાં એકાએક રાયજી અને ફોજદાર સાહેબ ડીટેકટીવના લેબાસમાં આવીને મામાના ઘરમાં દાખલ થયા. એકદમ રાયજીને આવેલા જોઇ ઘરનાં સૌ કોઈ ગભરાઈ ગયાં અને મામાને ખબર પડવાથી મામા પણ પળવાર ચકીત થઇ ગયા; સૌ કોઇ આભાં બની ગયાં; અને એકી ટસે હવે શું થશે અને રાયજી શું કહેશે તે પ્રસંગ નિહાળવા લાગ્યાં. રાયજી જોડે મેમાન ગૃહસ્થ આવેલ જોઈ અમીધર મામા આગલી પાછલી વિસારી દઇ વિવેકને યાદ કરી નમ્રતાપૂર્વક આવકારના ઉદ્દગાર કાઢતા રાયજી સમક્ષ આવ્યા.

"આવો પધારો પધારો રાયજી પધારો, એકાએક અણચિન્તવ્યા અને ખબર સમાચાર આપ્યા વિના તમારાં પગલાં ભલાં થયાં ?"

"તમે શું પધારવા જેવું રાખ્યું છે કે અમે તમને ખબર સમાચાર આપી પધારીએ ? શું કરીએ ભાઇ જખમારીએ, આ છોકરો મોંઘમ માર મારે છે અને મોસાળમાં બેઠી બેઠો પત્તર જદે છે ત્યાં શું કરીએ ? ભોગ લાગ્યા મારા કે ભાઇ તમારે

ઘેર વગર તેડે આવી આંગણામાં મરીએ ! કહ્યું છે કે " ચલવો ભલો ન કોસકો, દુહીતા ભલી ન એક; મંગનો ભલો ન બાપકો જો પ્રભુ રાખે ટેક ! ! "

" રાયજી હવે સમજણુના ઘરમાં આવો ! આવા અવિચારી શબ્દો ન બોલો ! તમે તો મારા માથાના મુગટ કહેવાઓ પુજ્ય કહેવાઓ. અરે એકવાર મારૂં છત્ર કહેવાઓ ! "

" માટેજ તમે મારૂં માન રાખો છો ? મારા મહેરબાન મારી તમે દુનિયામાં ફજેતી કરી, અને નાક કાપવા તૈયાર થયા; પણ પ્રભુએ મારી લાજ રાખી અને તમારા હાથ હેઠા પાડયા ! છોકરીનું માલીક કોણ ? માબાપ કે મોસાળીઆં ? "

" જે ઉછેરે તે ! જે છોકરાનું હીત સાચવે તે છોકરાનો માલીક ! "

" જરા શરમાઓ ! ઢાંકણીમાં પાણી લઇ ડુબી મરો ! આ પરમાત્માએ તમને તાજો પરચો આપ્યો. તમારા પાપે આખા અમરગઢના રાજકુટુંબને પુણ્યું; હવે તો પાંશરા થાઓ, ડાહ્યા બનો ! ? "

" રાયજી પાપ મારૂં છે કે તમારૂં છે તે પરમાત્મા જાણે છે. અત્યારે આ સમય વાદ વિવાદ કરવાનો અને મેણાં ટુણાં મારવાનો નથી. કુંદન અત્યારે ગંભીર માંદગીમાં છે. ભલે તમે આવ્યા તો મારા શીર ઉપર છો. બ્હેનની ખબર લઇ ચાલ્યા જાઓ, વધતી ઓછી કે લાંબી ટુંકી કરવાનો અત્યારે પ્રસંગ નથી. વખતને વિચારો, વ્યવહાર દર્શનના કક્ષામાં રહો. શું બોલવું તેનો બોલતા પ્હેલાં વિચાર કરો, બોલેલા શબ્દો

પાછા કદી ન ફરે; અને નાહક જીંદગીનાં વેર ઉભાં કરે એ ખાસ યાદ રાખો ! ”

“ અમીધર અમીધર તમે જે કર્યું છે તેને વાસ્તે હું તમને શું કરૂં ? મારી દાઝ શી રીતે હોલાય તેની મને ગમ પડતી નથી. જાઓ અત્યારે હું ગમ ખાઉં છું; અને તમને છચોક જણાવી દઉં છું કે છોકરી અને તેની માને મારી સાથે એકદમ અમદાવાદ રવાના કરો ! ”

“ રાયજી રાયજી પ્રભુને ખાતર તો કાંઈક વિચાર કરો ? આ કુંદનની અત્યારે કેવી હાલત છે, તે જરા આંખો ઉઘાડી જુઓ, પછી લઇ જવાને તૈયાર થાઓ. ”

“ બસ હું તમને કહું છું તેમ તમે જલ્દી કરો. મારે તમારી દલીલ સાંભળવી નથી. ”

“ રાયજી અંતે પસ્તાશો, તમારો દુરાગ્રહ તમને નડશે.”

“ ભલે જે થવાનું હોય તે થાય પણ હું કુંદનને લઇ ગયા વિના રહીશ નહીં. ”

“ અરે કુંદન તો મરણ પથારી પર સૂતી છે; તેને જરા આરામ થવા દો, પછી લઈ જજો. હવે મારી ના નથી, હમણાં લઇ જવાની હઠ મુકી દો. ”

“ હવે કેમ મુકાય ? હઠ તો હાડ સાથે જડી, હવે એક ઘડી પણ તમારો વિશ્વાસ ન આવ ! ”

“ રાયજી હું તમને કરજોડી કરગરૂં છું કે તમે કુંદનને આરામ થતાં સુધી અહીં રાખો, પછી તમે જેમ કહેશો તેમ કરીશ. ”

" કુતરૂં એકવાર રોટલો લઇ જાય, ફરી લેવા ન પામે."

" બસ કરો રાયજી બસ કરો, વિનયમાં રહીને વાણી વદો, નહીં તો પરીણામ વિપરીત થશે."

" હાં વિપરીત થશે, જોઉં છું કેવું વિપરીત થાય છે."

" રાયજી તમે સગા છો તો મારા મુરબ્બી છો પણ મુરબ્બી શેના ? આ ધડના, નહીં નાકના !"

" અમીધર તમારા રાજકારભારનો ભાર અત્યારે નહીં રહે ! દીવાનગીરીનું ડહાપણ વ્યવહારમાં ન ચાલે, દીવાનગીરી તો દરબારમાં શોભે !"

" રાયજી આ તમારૂં સાસરૂં કહેવાય ! આકરાપણું સાસરામાં ન બતાવાય ! ખોપરીની ખુમારી ઘરમાં ઉતારાય !"

" એટલે હવે તમે કહેવા શું માગો છો ?"

" કહેવાનું એજ કે જેવા આવ્યા છો તેવા મુંગા મુંગા કુંદનને જોઇ ચાલતા થાઓ, જે કાંઇ ઘટીત હશે તે સૌ વાસ્તવિકપણે સત્યતાની રસમ પર થઇ રહેશે."

" અમીધર શું કરૂં કે તું મારો સાળો થાય છે નહીં તો હમણાંજ ખબર પાડતે !"

" રાયજી શું કરૂં કે મારા બાપે તમને કુળના પાટલા પર બેસારી પૂજ્યા છે; તમે મારા બનેવી થાઓ છો એટલે મારે તમારૂં બધું સાંભળવું પડે છે !"

" અમીધર સમજી જાઓ ?"

" હું સમજેલોજ છું."

" આ સાળા બનેવીનો વ્યવહાર હવે નહીં રહે !"

" રાયજી મોટા છો તે મોટાજ રહો, નાના થવામાં સાર નથી. મોટપણે બંધાયા છો, સંધાયા છો તો મોટપણાને વળગી રહો. મોટપણું મુકતાં ભાર ભાગી જશે; લાખનો હીરો પાણી ઉતરતાં રાખનો થશે ! ! "

" તો આજથી તું મારો સાળો નહીં અને હું તારો બનેવી નહીં. "

" ઓ મોટા બોલતાં વિચાર કરો, અગ્નિ સૂર્ય અને બ્રાહ્મણ સમક્ષ વ્યવહાર બંધનથી બંધાએલા બંધનનો ભંગ ન કરો ! "

" તો હવે એ બંધન તોડી નાંખો ! "

" એ બંધનના બંધથી જ આ વિશ્વનો વ્યવહાર વાસ્તવિક રીતે ચાલ્યો જાય છે. "

" અમીધર હવે એક બીજાને નાહી નાંખો. "

" રાયજી મારા બાપે તમને ઘરબાર વેચી કુળવાનને જોયા અને પગ ધોઈ પહેરામણી આપી કન્યાદાન દીધું અને એક ધીંગા અને ઉંચા સંબંધી શોધ્યા તે શાને વાસ્તે ? એક ઉજળા સંબંધના વાસ્તે, છૈયાં છોકરાંના રક્ષણની ઢાલને વાસ્તે કે કોક દીવસે કાળી રાત્રે સંકટના સમયમાં છોકરાંનો હાથ ઝાલે; જતી આબરૂને અટકાવી ટેકને નભાવી રાખે; બાપ સમાન બનેવીપદ ધારણ કરી ઉભય પક્ષને વડલાની છાંય સમાન શાન્તિ ઉપજાવી ઠારે ! સંસાર ઉનાળાના અંગારને મીઠી વૃષ્ટિ કરી બુઝવી શાન્તિ—સુધા વરસાવે ! નહીં કે આમ બંને બાજુથી નકટા થઈ બચકાં ભરી સાળાનાં હાડ લોહી ચુસી લે ! બ્હેન

ભાણેજાનાં તીર બનેવી કામઠીમાં ચઢાવી સાળાની છાતી ચીર
નાંખે ! વગર તેડાવ્યે બિન અવસરે ન કરવાનાં કામ કરી જ
જેવા જુલમગાર થઈ ઓચિન્તા આંગણે આવી લાંઘવા બેસ
સાળાની જાર બાજરી ઉઘરાવી ભાણેજ કોથળા ભરી રસ
પડે ! ટાંણે ટચકે દરિયા જેવડાં ડાચાં કરી બદામના બન
સાળાના ઘરની નાત જાતમાં ટકે ટકે હરાજી કરી આબરૂ લુંટાવે

"અમીધર બહુ બોલ્યાથી બગડે, તમારા કહેવાની અસ
મને તલમાત્ર થાય એ આશાજ ન રાખશો. તમારાં લાંબ
ભાષણો અસીલોના ફેંસલામાં શોભે ! મારે તો મુદ્દાનું કામ
જ્યાં મુદ્દો ત્યાંજ સંતોષ ! કહો હવે છેલ્લીવાર કહુંછું કે કુંદન
મોકલો છો કે નહીં ?"

"બસ કુતરાની પુંછડી વાંકી તે વાંકીજ રહેવાની
શિલાના બંધ તેને વાસ્તે નકામાજ થવાના !!"

"અમીધર આજથી હું તમારૂં સ્નાન કરૂંછું ને તં
મારૂં કરી નાંખજો !"

"એ રહેવા દો રાયજી બોલવું રહેવા દો ! અતિમાં મ
નહીં; કજીઆનું મોં કાળું;--

* * *

"કજીઓ નામ કુહાડા સરખું, તિક્ષ્ણ ધારા વાળું રે;
હરખ વૃક્ષને હણે હમેશાં, કજીઆનું મોં કાળું રે.
વિષમ વૃક્ષ કજીઆનું કહીએ, વચમાં કાંટા વાળું રે;
ઝેર ભરેલાં ફળ છે તેનાં, કજીઆનું મોં કાળું રે.

કજીએ કારવનું કુળ છેદ્યું, યાદવ કુળ પરજાળ્યું રે;
લંકાપતિને ક્ષણમાં રોળ્યો, કજીઆનું મોં કાળું રે.
મનુષ્ય દેહ દુર્લભ પામીને, સુખી થવાને સારૂ રે;
હળીમળી હેતે સૌ ચાલો, કજીઆનું મોં કાળું રે."

પ્રસ્તાવિક પ્રાચીન કાવ્ય.

"અમીધર મારૂં માની જાઓ, નહીં તો મારે મારા રૂપ પર જવું પડશે."

"રાયજી બ્હીક બતાવે શરમ ન રહે, બ્હીક કયાં સુધી કે જ્યાં સુધી શરમ છે ત્યાં સુધી; અને શરમ કયાં સુધી કે જ્યાં સુધી આંખ આંખને મળે ત્યાં સુધી; અને આંખ કયાં સુધી કે જ્યાં સુધી બંધન રહે ત્યાં સુધી; અને બંધન કયાં સુધી કે જ્યાં સુધી સ્નેહ સગાઇ રહે ત્યાં સુધી! હવે તમે સગાઈ તો કાઢી નાંખી છે અને બંધન સ્નાન કરી કાપી નાંખ્યું છે, તો પછી મારે તમારા રૂપની શી પરવા? જાઓ જે થાય તે સુખે કરી લ્યો અને મારવો હોય તો આ ઉભો હું તમારા સામો!"

"અમીધરભાઇ, 'થોડેસે મીઠા' રાયજીની મરજી જ્યારે તમે આટલું બધું સમજાવો છો, છતાં પણ કુંદનને ઘેર લઈ જવાની છે, તો તમારે વચ્ચે આવવાની શી જરૂર છે?"

"માફ કરો મહેરબાન, તમારે વચ્ચે બોલવાની કાંઇ પણ જરૂર નથી!"

"અમીધર રજવાડાની સત્તા અંગ્રેજી અમલમાં નહીં ચાલે; તારા સમક્ષ કોણ બોલે છે તેને તું ઓળખે છે?"

"મારે ફક્ત એમનેજ ઓળખવાની જરૂર છે."

"હાં એમનેજ ઓળખવાની જરૂર છે ? ઠીક ત્યારે કુંદનને એમને હવાલે કરો અને મને ઓળખી લ્યો !" કહેતાંની સાથેજ માધવરામ ફોજદાર ડીટેકટીવનો ડ્રેસ ઉતારી નાંખી ફોજદારના અસલ ડ્રેસમાં સજ્જ થઈ ઉભા અને આંખ કાઢી અમીધરને અમલદારી બતાવવા મંડયા.

"મી. અમીધર હું તમને હુકમ કરૂં છું કે કુંદનને તમે રાયજીને સ્વાધિન કરો !"

"રાયજી ઈશ્વરને ખાતર તમે તમારા સોબતીને લઇ એક મીનીટમાં મારા મકાનની બહાર જાઓ !"

"અમીધર આ વૉરંટની રૂઇએ હું તમારા પર હુકમ કરૂં છું કે કુંદનને જલ્દી અમારે કબજે સોંપો !"

"હું પણ મારા વૉરંટથી તમને હુકમ કરૂં છું કે એકદમ બહાર જાઓ નહીં તો ખૂન કરીશ !" કહેતાંની સાથે તરતજ મામાએ તકીઆ પાછળના સંચમાંથી તમંચો બહાર કાઢી ફોજદાર પર તાકયો અને ફોજદારે પણ ઝટ મ્યાનમાંથી સમશેર કાઢી (જુઓ ચિત્ર ૧ લું.) અને મામલો કટાકટનો ખુન પર ચઢી ગયો; એટલામાં ઘરનાં માણસોએ સોર બકોર કરી મૂકયો અને આડોશીપાડોશી દોડી આવ્યા તથા નોકર ચાકર એકદમ ગભરાતા હથિઆર લઈ ધસી આવ્યા.

"અરે કોઇ દોડો દોડો, ખૂન ખૂન, બચાવો ઉગારો !"

"ચલાવો આપે તેને રામ, થઈ જાઓ સામા !" કહેતાંની સાથેજ એક ગોળીબહાર આરબ નોકરે ફોજદાર પર કર્યો કે ફોજદારે તરતજ સમય સાધી નીચા પડી તેનો બ્હાર



મામા અમીધરપ્રસાદે તમંચો કાઢી ફોજદાર માધવરામ પર તાક્યો એટલે ફોજદાર પણ મ્યાનમાંથી ઝટ લઈ સમશેર કાઢી તેના સામા ધસ્યા

RAY & SONS CALCUTTA

ચુકાવ્યો અને નાગી તરવારે પટા ખેલતા આરબ ભણી તે ધસ્યા; અને આરબને નીચે નાંખી છાતી પર સમશેર તાકી ચઢી બેઠા; આસપાસના નોકર વર્ગે મામાના હાથમાંથી તમંચો ઝુંટાવી લીધો અને ફોજદાર સાહેબની શમશેર પકડી લીધી; અને રાયજીને બે હાથે કમરમાંથી પકડી લીધા; રાયજીએ ગાળોનો વરસાદ અમીધર પર વરસાવવા માંડયો; અને કુંદનની પથારી આસપાસ એક જંગ મચી રહ્યો; કુંદને કારમી ચીસ પાડી પછાડ ખાધી.

"ઓ પ્રભુ હવે મારી દોરી ખેંચ! આ પાપણીને તારા કદમમાં લઈ લે!"

"અરે ભગવાન આ જુલ્મ શો?" આ તે "પિતાની તાલમેલ કે સુતાની લે મેલ!" કહી તમામ અચંબામાં પડી ભયથી કાંપતાં એકી ટસે જોઇ રહ્યાં!

# પ્રકરણ ૨ જું.

## સુધારાનો બૉલ કે કુધારાનો કૉલ !

દોહરો.

પર નરનો પાણી ગ્રહી, હેતે કરતી હાસ્ય;
હવા દવામાં દોડતી, ઘરમાં ગમે ન વાસ.

ચક્ર ફરતું હોય છે ત્યારેજ તે પૂજાય છે, બ્રાહ્મણો પણ જ્યારે ફરતા હોય છે ત્યારેજ તે પૂજાય છે અને રાજા પણ જ્યારે ફરતો હોય છે ત્યારેજ પૂજાય છે, પણ જો સ્ત્રી ફરતી હોય તો તેનો સત્વર નાશ થાય છે, અર્થાત્ ચક્ર વિપ્ર અને નૃપ એ ફરતાં હોય છે તોજ માન મળે છે, પણ જો સ્ત્રી જે રખડતી ફરતી હોય છે તેને માન મળતું નથી અર્થાત્ ગોરી ગૃહમાંજ શોભે છે.

ગાતી ગૃહે ગોવિંદને ગોરી દીપાવે બારણું,
ભાવે ભટકતી હાટમાં તે માનીને મોટાપણું;
નાટક નિહાળે નેહથી બેસી પુરૂષની ચેરમાં,
લટકા કરી ખુબ લ્હેરમાં લલના કુદે છે કેરમાં.

સચીવ વિનાનું રાજ્ય, આયુદ્ધ વિનાનું સૈન્ય, નેત્ર વિનાનું મુખ, વાદળ વિનાની વૃષા, દાન વિનાનો ધનવાન, ઘૃત વિનાનું ભોજન, સ્નેહ વિનાનો મિત્ર, પ્રતાપ વિનાનો રાજા અને ભક્તિ વિનાનો શિષ્ય જેમ વૃથા છે, તેમ અંકુશ વગરની કામની વૃથા છે, આળ પંપાળ છે.

* * *

" જમાનો તો બદલાયોરે, હલાહલ કળજુગ આવ્યોરે.
જે પ્રમદા પડદે રહેનારી, તે ધરી લેડી પોશાક;
મીસ્તરનો કર ઝાલી બજારે, મ્હાલી રહી છે અથાગ;
અરે આડો આંકજ આવ્યોરે:—૦

નીતિ રીતી સૌ નેવલે મુકી, ઉર અનીતિ ચ્હાય:
ફેશનબાઈના ફંદે ફસાયા, રંક ને મોટા રાય;
ગાંઠેથી ગર્થ ગુમાવ્યોરે:—૦

ચોળી મટીને *પોલકાં પેઠાં, પારસી ડ્રેસ પેખાય:
કંથ કહ્યાગરી કાન્તા મળે ના, વર વધુ વશ વરતાય:
એ તે વર કે ઘર જોયોરે:—૦

જાયલ છીદરી ગયાં છુપાઇ, ગવનથી ગુલતાન:
ચુડી મટી ચતુરામાં વધ્યું છે, બંગડીબાઇનું માન:
કાને એરીંગ અડાયોરે:—૦

બારીક વસ્ત્ર વપુએ ધારી, નારી હૈયે હરખાય:
અંગ તમામ દેખાઇ જ આવે, સુજ્ઞ જોઇ શરમાય;
ગુણકાનો વેશ ભજાવ્યોરે:—૦

રાંડી તો ઘર માંડી બેઠી, માંડી આંખી પર પ્યારઃ
ભક્તાણી થઇ દેવમંદિરમાં કરે છે વ્યભિચારઃ
પતિવ્રતાનો પાર જ આવ્યોરે:—૦
પાન ખાઇ પીચકારી મારે, રાખે મુખડું લાલ;
બારીએ બેઠી નારી એ બોલે, બોલ મુખથી બેતાલ:
મલાજો છેક મુકાયોરે:—૦
લાયક ઉમ્મરની લલના કદી, વૈધવ્યતાને થાય;
પુનર્લગ્ન કરવા તેનું, શાસ્ત્રથી મૂકી માઝાય:
પત્રે ઢંઢેરો પીટાવ્યોરે:—૦
બાળા વરસ બાર જ કેરી, બાળકીમાંજ લેખાય:
જે રમી રાજી થતી ઢીંગલીઓ, તે ગર્ભવંતી થાય:
સારો દી જાય કહાયોરે:—૦

જમાનાનો કાવ્ય

*    *    *    *

" નારી પર ઘર જાઇ જો અરે ભલો નહીં માન,
જો ઘર રહે નિદાન સો ચાલ ઢાલ પહિચાન,
ચાલ ઢાલ પહિચાન બહુરિ ઉત્પાત ન હોઇ,
જો કુછ લાગે દોષ અરે સુન આવે રોઇ.
કહે ગીરધર કવિરાય સમય પર દેત હૈ ગારી,
મરે પુરૂષ જિન જાન જમે પર ઘર ગઇ નારી. "

સાહીત્ય સંગ્રહ.

**સંધ્યા ખતમ થવાની તૈયારીમાં છે. ચંદ્રરજની આછી આછી રીતે અવની પર પથરાતી જાય છે. અલબેલાં યુવક યુવ-**

તીઓને કાંક અજવાળતી જાય છે. મોહુન મંદીરીએ જતી મોહક મૂગ્ધાઓ સોડીયામાં હુંઠીયાં વાળી વાળી મંદ મંદ હાસ્ય કરતી પાપણ પલકાવતી અને ભ્રકુટીથી મોહની ભૂરકી વેરતી વેરતી રસ્તા પર દૃષ્ટીગોચર થાય છે. નવયુવાન ગૃહસ્થનાં બાળકો ઝીણાં સફેદ ચંદની જેવાં ધોતીયાં પહેરી ઉપર શરબતી મલમલનાં ઝીણાં પહેરણ અને તે પર વેનીશીયનના વેસ્ટકોટ ચઢાવી રસ્તા પર આમ તેમ હરતા ફરતા નજરે પડે છે. કેટલાક ઘરડી ઘોડીને લાલ લગામવાળા વૃદ્ધ જનો પોળોના ઓટલા ઉપર બેસી મુંછે વળ દેતા જતી આવતી સુંદરીઓનાં વદન કમળ નિહાળ્યા કરે છે. આ પ્રમાણે ચંદ્ર–પ્રભાના રંગ ઢંગ અજબ રીતે અવલોકાય છે. આસ્તે આસ્તે જામની જામતી જાય છે. વખત સંધ્યાનો જોતજોતામાં વ્યતિત થવા લાગ્યો અને બરાબર નવના અમલની શરૂઆત થઇ.

આજ રાત્રીએ આપણી નવલકથાના સુધારક નાયક મધુકર પોતાની સાલગીરીની ખુશાલીમાં સ્નેહી સુધારક મિત્રોને બૉલપારટી આપવાના છે. બૉલને વાસ્તે તેમણે એક વિશાળ અને સુંદર બંગલો નદી પાર એલીસબ્રીજ નજીક ભાડે રાખેલો છે. ઘરમાં વૃદ્ધ માતપિતાને હરદાસની કથામાં જાઉંછું, એમ કહી બપોરના ગૃહ ત્યાગ કરી બહાર નીકળી પડેલ છે. સાથે આવવાને કુસુમે આગ્રહ દેખાડયા છતાં આજ તેને મધુકરે પડતી મુકી મન દુભાવીને કામ ચલાવ્યું છે. જ્યારથી વારાંગના મોંઘાના ફંદમાં મધુકર પડયો હતો, ત્યારથી કુસુમ તેને ઘણી અપ્રિય થઇ પડી હતી. વખતો વખત કુસુમ મધુકરના હરકોઇ

સુધારાના કાર્યમાં વિરૂદ્ધ પડતી, અને કાર્યની કક્ષા ઉપદેશ આપી આપી જાત પર માર અને ગાળો સહન કરી બગાડી નાંખતી. કુસુમને જ્યાં માર પડતો કે તરતજ ડોસા ડોસી તેનું ઉપરાણું લઇ મધુકરને ધમકાવી સીધો દોર કરી નાંખતાં; આથી મધુકર ઘણી વખત મા બાપને અને સ્ત્રીને સુતાં વેચી અવાર નવાર બ્હાનાં બતાવી કાર્ય બારોબાર સાધી લેતો હતો. આજ રોજ ડોસાએ ઘણી જક કરી હતી, પણ મધુકરે પોતાની સાલગીરીની ખુશાલીમાં તેનો એક મિત્ર હરદાસની કથા કરી ચાહ પાણીનો મેળાવડો કરે છે એવું ચોકઠું ગોઠવી કાઢી રસ્તો માપી લીધો હતો. કુસુમ પણ સુધારક વર સારૂ કઢાપો કરી આંખો અશ્રુથી ભીંજાવી રહી હતી. આજકાલ કુસુમના મગજમાં ઘણીક અવનવી ચિન્તાઓ આવીને ભરાઈ હતી. તેના પર સાસરા અને પિયરના દુઃખનો વરસાદ વરસ્યા કરતો હતો. કુંદનના વિવાહ–ભંગની વાત સાંભળીને તે છેક દુઃખથી દબાઈ ગઈ છે. 'શિર પર આભ અને પગ તળે ધરતી, વચમાં બળી બળી બાળા મરતી' એવો ઘાટ કુસુમનો અત્યારે થયો હતો. સવારના પહોરમાં ઉઠી ન્હાઈ ધોઇ પરવારી પતિ પૂજન કરી ગૃહકાર્યમાં આજ તે ગુંથાઈ હતી. જેમ જેમ દહાડા જતા હતા તેમ તેમ કુસુમનાં સાસુ સસરાનાં શરીર વધારે ને વધારે લથડતાં હતાં. એક બાજુ મધુકર પણ જમાનાના પ્રવાહમાં સુધારાના વાયરે ચઢી ફૅશનના ફંદમાં અધિકાધીક ફસાતો જાય છે અને બીજી બાજુ કંથ કલેશથી કુસુમ પણ કરમાતી જાય છે. આજ તો સાંજ સુધી મધુકરની ઘણીજ આશાભરી

રાહ કુસુમે જોઇ પણ સાહેબ બિલકુલ પધાર્યાજ નહીં. પતિની જન્મગાંઠના આનંદના દીવસમાં પત્નીને કોઈ પણ પ્રકારનો ભાગ નહીં મળવાથી કુસુમના સંતાપનો આજે પાર રહ્યો નહોતો. કુસુમ તથા ડોસા ડોસીએ આજે ધરાઇને ધાન પણ ખાધું નહોતું. ઘરનાં બધાં માણસને પાણીમાં મુકીઓ મરાવી મધુકર આજરોજ બૉલપાર્ટીની યોજનામાં ઘણીજ ઉંડી રીતે ગુંથાઈ સંધાઈ બંધાઈ ગયો હતો. પાણી પીવાની કે કોઇની સાથે વાતચીત કરવાની આજે તેને બિલકુલ ફૂરસદ નહોતી. સુધારક જોડલાંઓ શી રીતે પ્રસન્ન થશે અને બૉલનાં કપલોમાં કેવી વાહ વાહ કહેવાશે, તેનાજ વિચારમાં તે તદ્લીન રહેતો હતો. મેમાનોની સરભરા સારૂ તેણે તેના મિત્રોને હદ બહાર ટોકણી કરી ચાનક આપી બંગલામાં રોકી રાખ્યા હતા. બૉલના આનંદમાં વધારો કરે તેવું એક સ્ટ્રીંગ બેન્ડ પણ ખાસ કરીને રોકયું હતું. બંગલાને પણ સારી રીતે આસોપાલવનાં તોરણથી ફૂલ પાનથી અને ધ્વજા પતાકાથી શ્રૃંગારી એક અલૌકિક રાજમહેલ જેવો બનાવ્યો હતો. બંગલાના એકેએક ખંડમાં કાર્બાઈડ અને ઇલેકટ્રીકની ચકચકીત લાઈટ ગોઠવી હતી. આખા કમ્પાઉન્ડમાં ઠેરઠેર કીટસન લાઇટ ટાંગી દીધા હતા. બરાબર મુકરર કરેલ ટાઈમનો ટકોરો થતાંજ મધુકર બંગલાના કમ્પાઉન્ડના ગેટ પર આવી એક આરામચેર નંખાવી બેઠો. હાથમાં ટાઇમ્સ ઓફ઼ ઇન્ડીઆ પત્ર રહી ગયું છે. આંખે સોનેરી ચશ્મા જળહળી રહ્યાં છે. સાહેબ બહાદુર પૂર નવાબી લેબાશમાં સારી રીતે અમીરાઈ ટાપ બતાવતા દમામમાં છાપુ વાંચી રહ્યા છે.

જેમ જેમ આમંત્રણ આપેલાં સુધારક કપલો આવવા લાગ્યાં, તેમ તેમ દરેકની લાયકાત પ્રમાણે બેન્ડના સરોદ વાગવા લાગ્યા. મધુકર અને તેના મિત્રોએ નીચા નમી નમી મેમાનોને વેલકમ કરવા માંડયા. એલીસબ્રીજનો આખો રસ્તો વિકટોરીઆ, બ્રુમ અને સઘરામ ફાઇટનોની દોડધામથી ધમધમવા લાગ્યો. સાઈકલો અને મોટરકારના વોરનાંગ બેલની ઘંટડીઓના રણકારાથી સુધારાનો શંખનાદ ફૂંકાવા લાગ્યો. જોત જોતામાં મધુકરના ઈજનને માન આપી સુધારક નરનારીઓનાં જોડાં બંગલા ભણી આવવા લાગ્યાં; અને થોડીક વારમાં પચરંગી પ્રજાના પચરંગી સુધારક આગેવાનોનાં પેરથી બંગલો ખીચોખીચ ભરાઈ ગયો. વધુ સંખ્યામાં મેમાનોને આવેલા જોઈ, સુધારાનો સારી રીતે સત્કાર થયો જાણી મધુકર ખૂબ પ્રસન્ન થઈ હુલાઈ ફૂલાઈ ગયો. સુધારક ગૃહસ્થો પણ મધુકરના દીલોજાની ભર્યા આદર સત્કારથી સારી રીતે સંતુષ્ટ થઇ ગયા. જ્યાં બરાબર સાડા દશનો અમલ શરૂ થયો કે તરતજ મધુકર બૉલનું કામ શરૂ કરાવવાનો યત્ન આરંભવા લાગ્યો. બંગલાના આગલા ખંડમાં બરાબર બાર વાગે બૉલ થવાની યોજના યોજાઇ. મધુકરના મિત્રોએ સુધારક કપલોની ઘણીજ ઉમદા રીતે સરભરા કરી; અને વારે વારે નમ્રતાથી સાકર કરતાં પણ અધીક મીઠા હેતના શબ્દોમાં માન પાનથી સંબોધી બંગલાના બગીચામાં ચોગાનમાં હેરવી ફેરવી તેમને યોગ્ય આસન ઉપર બેસારી સારી રીતે ખેરીયાત પૂછી.

સર્વે મેમાન ગૃહસ્થો બંગલાના આગલા ખંડમાં અર્ધ-

ચંદ્રાકાર વર્તુલના આકારમાં ગોઠવાઇ ગયાં. વચ્ચોવચ મધુકર એક સોફા પર બિરાજમાન થયો; તેની સાથે તેની દીલોજાન દીલદાર મોંઘાજાન પણ બેઠી. થોડીકવાર સુધી અન્યોઅન્ય પ્રેમચર્ચાઓમાં વખત વિતવા લાગ્યો. આજના બૉલમાં ડાન્સ નાચ બે રીતનો શરૂ થવાનો હતો. પ્રસ્તુત નવલકથાના અર્ધદગ્ધ સુધારક સંયુક્ત નાયક મધુકરે આ નાચની પણ અર્ધદગ્ધ સુધારાભરી યોજના પસંદ કરી હતી ઘણાખરા સુધારકોએ આ બૉલને વાસ્તે કાંઈ અવનવી તરેહવાર આશાઓ રાખી હતી અને આજના બૉલનો રંગ કેવા સ્વરૂપમાં વિકાસશે, તે પ્રતિ પળે અધિક આતુરતાથી જોવાની ઉમેદ રાખી હતી. શરૂઆતમાં મોંઘા નાયકાની શિષ્યા મંજુલગવરીએ પિયાના ઉપર બેસી મધુર ઇંગ્લીશ ટયુન વગાડવા માંડયા. તેની સાથે સામેની બાજુમાં બેસી મૃદંગવરીએ જળતરંગ વગાડવા માંડયું, અને તેની સાથે ચાર ઉછરતી બાળાઓએ ઇંગ્લીશ ઢબનો ડાન્સ કલાવિધાનની ક્રિયાથી ડમ્બ એકટીંગમાં કરવા માંડયો અને ત્યારબાદ કોકિલ કંઠથી તાન પલટા સાથે ગાવા માંડયું.

* * * *

" મત કાચી કલી અલી ચુસ,
સરસ રસ ફૂલનકો:—૦
નીકી નીકી કલીઆં,
નીકટ ખૂબ ખીલીઆં,
મધુકર મધુરસમાં મશગુલ,
લુંટત રસ મૂલનકો:—૦ " ચંદ્રલેખા નાટક.

*　　*　　*　　*

સા, સા, સાપમગરેસા, સાપમગરેસા.
ગરેસા ગરેસા ધનીનીનીનીસા. ( ૩ )
ધની ધનીનીનીનીસા, તારેદાનીનીનીસા,
ગપમગરે, ધપમગરે, સારીગમપધનીનીનીસા,
રેરેરેરેગરેસા, રેરેરેરેગરેસા, તનનન,
સનનન ગરસા ગરેસા ધનીનીનીસા. ( ૩ )

*　　*　　*

આ પ્રમાણે અર્ધા કલાક સુધી ગાન તાનનો આરંભ થયો. બાદ મેમાનોના માનને અર્થે કેવડા, મીઠાઇ, ફળ પુલ્લની રકાબીઓ આવવી શરૂ થઈ. મોંઘાનાયકા સુધારા સમાજમાં સુધારકોની સ્ત્રીઓને તથા સુધારકોને ગાન તાન સંગીત વાજીંત્ર સહીત શીખવાડવાને મધુકરની ખાસ ભલામણથી રહી હતી. આજરોજ મધુકરની સાલગીરીની ખુશાલીમાં તેણે તેની શિષ્યાઓને ઉમદા સંગીતમાં તૈયાર કરીને આનંદ આપવાને ધાર્યું હતું; અને તે ઉપરાંત મધુકરને મુખ્યત્વે કરીને પ્રસન્ન કરવા સારૂ એક નાચ જલસો પણ પોતે કરવા કબુલ રાખ્યું હતું. આ પ્રમાણે આનંદનો રંગ બંગલાના ખંડમાં જોત જોતામાં ખીલી નીકળવા લાગ્યો. દરેક પેર સારૂ ડીનર ટેબલ પર ડીશો ગોઠવાઇ ગઇ; તેની સાથે ગરમાગરમ કેસરીઆ દુધના પ્યાલા પણ ગોઠવાઈ ગયા અને ત્યારબાદ તનદુરસ્તીના જામ મધુકર અને મોંઘા જાતે હરી ફરી મેમાનોની તીખી મીઠી મજાક કરી કરી મુકવા લાગ્યાં.

"ઓહ કોન મી. વકીલ ચાઇનાસીક એન્ડ લેડી ટ્વીલ !"

" ઓહ થેન્ક યુ, મચ ઓબ્લાઈજડ. "

"લાવો બાવા એક તન્દુરસ્તીનો જામ અહીંઆં બી મુકો."

" થેન્ક યુ, થેન્ક યુ મી. મધુકર થેન્ક યુ ! "

• " ડીઅર મી. જમરૂખીઆ તમે પન લેતા જાઓ. કાં લેદી હવે તમારી તબીયત કેમ છે ? "

" તમારી મહેરબાનીથી હાલમાં ઘણીજ સારી રહે છે. "

"ચાલો ત્યારે આ એક હેતનો જામ તમે પન સ્વિકારો."

" ઓહ મી. મકનજી મકાઇદોરા તમને પન જોઇને હું ખુબ ખુશી થાઉં છું. "

" વેલ લેદી લલીતાગવરી તમે આજે મને ઘનુંજ માન આપ્યું છે. ચાલો બાવા તમે પન એક જીગરનો કપ લેતા જાઓ. "

" હું તમારો અંતઃકરણથી આભાર માનું છું મી. મધુકર, સમજ્યા ? "

" વેલ મી. લાલદાસ મીલ માલેક અને લેદી ઇંદીરાને વાસ્તે પન એક પ્રેમનો કપ મૂકો બાવા. "

" અરે હાંહાં ઘણોજ ઉપકાર કીધો, મી. મધુકર ઘણોજ ઉપકાર કીધો. "

" ચાલો બાવા અહીંયાં આવો. આંય ડૉકટર ધનજી સોડાવોટર અને લેદી લેમનબાઈ તમારી આતુરતાથી રાહ જોઈ રહ્યાં છે. એક લવનો પ્યાલો અહીંયાં બી મૂકી રસ્તો માપો."

" આય મી. મધુકરજી તમે પન આજે ઘનીજ તસ્દી લેવા માંડી છે. "

" ઓહ માઇ ડીઅર મી. બારીષ્ટર કનુજી આઈસક્રીમ અને લેદી રોઝબરી તમે પન મારા હાર્તનો ઉમલકો લેતાં જાઓ."

" ઓહ મચ થેન્કસ ફોર યોર લવ."

" ઓહ મી. કુસપુસ એલચીદાના એન્ડ લેદી વરીઆલી તમે પન જીગરનો પ્યાલો લેતાં જાઓ."

" થેન્ક યુ સર."

" ઓહ મી. પીકોક મોરલા અને લેદી ઘેલડી તમે પન જરા ગરમા ગરમ જીગર થવા દો."

" હાઇલી ગ્લેડ સર."

"ઓહ મી. મીડવાઈફ કારેલીઆ ટમે પન લેતાં જાઓ."

" ઘનોજ ઉપકાર માનું છું બાવા."

" કાં માઇ ડીઅર મોંઘા તમે પહોંચી વલ્યાં કે નહીં? હવે કેતલા મેમાનો બાકી છે?"

" લગભગ બધાને પહોંચી વળી છું. ચાર પાંચ પેર બાકી છે, તેને મી. નવલશા આપવા માંડે છે."

" કહો મારા માનવંતા પરોનાઓ અને પરૂનીઓ તમે સઘલાં આજે આનંદમાં છોને? સઘલાંને મારા જીગરની વાનગી અને મેવાની ડીશો પુગી ગઈ છેને? બાવા હવે કોઇ બાકી છે?"

" નો સર! વુઇ આર ઑાલ ઈન જોય એન્ડ પ્લેઝર!"

" મહેરબાન બાનુઓ અને ગ્રહસ્થો!!"

મારા ઇજનને આજે તમે હેતથી વધાવી અહીંઆં પધારવાની જે તસ્દી લીધી છે, તેને સારૂ હું આપનો મોટો અહે-

શાન માનુંછું. આજરોજ આપ સાહેબોને પ્રસન્ન કરવા સારૂ મારાં માનવંતાં દીલદાર મોંઘા નાયકાએ પણ જે ભારી તકલીફ ઉઠાવી છે, તેને સારૂ તેમનો પન હું અંતઃકરણથી ઉપકાર માનું છું. આજરોજ મારી સાલગીરીનો દીવસ છે, મારા પરમ સ્નેહી ફ્રેન્ડ ઇષ્ટ મિત્ર મી. માધવરામ મીંયાગારૂએ ઘનો ભારે ખર્ચ ઉઠાવી મને ઉપકારી કીધો છે. આપ સઘલા સાહેબોને જે કાંઈ આનંદ અને ખુશી મળે તે સૌ એમનોજ પ્રતાપ છે. આય બૉલ અને ડાન્સની યોજના પન તેમને ઘણી જીવતોડ મહેનત લઇને ઘનાજ ટુંક વખતમાં યોજી છે. આપના સુધારક મંડળમાં બૉલની યોજના તદ્દન નવી તેમજ પહેલી છે. આજ રોજ બૉલની વિલાયતી સીસ્ટમ સાથે ગુજરાતી નાચની સીસ્ટમ ભેળવી આનંદમાં એક ઓરજ વધારો કર્યો છે. જેમ જેમ વખત બદલાય છે તેમ તેમ આપને સઘલાંએ બદલાવું જોઇએ. દીવસે દીવસે સંસારીક કામનો બોજો અને ભાર આપના ઉપર ઘનોજ પડતો જાય છે, અને રમત ગમત અને આનંદનાં સાધનો ઓછાં થતાં જાય છે, તેટલા સારૂ ઠાકેલા પાકેલા મગજને વિશ્રાન્તી સારૂ ‘ઘર ઘર ઢોલકી ઘર થર તાન એહી બડા દેશ હિન્દુસ્તાન’ એ સૂત્રાનુસાર નાચ ડાન્સ બૉલની નવીન યોજના કેટલાક જમાનાને ઘટતા ફેરફાર કરી મેં અને મારા મિત્ર માધવરામે યોજી કાઢી છે. આજરોજ તેનો પહેલો અખતરો આપ સાહેબો સમક્ષ કરી બતાવવામાં આવશે. હું આશા રાખું છું કે આપ બધાં મહેરબાનો તેથી ઘનાંજ ખુશી થશો, અને આ અમારા પનોતા પગલાને ટેકો આપી અમને મજબુત કરશો. હું એક

ર ફરી આપ સાહેબોનો અધીક ઉપકાર માની મારા મિત્રના મનને ન્યાય આપવાને ભલામણ કરૂંછું; અને આપની સલા- તી લઉછું. આમીન આમીન!"

"ભાઈઓ અને બ્હેનો!

આપ સઘળાંએ અહીંઆં પધારીને મને ઘણુંજ મોટુ ન આપ્યું છે. મારા મિત્ર મધુકરરાવે મારી વતી અને તમારી તી જે કાંઈ કહેવાનું હતું તે સઘળું કહી દીધું છે. હવે મારે સ્તે મારી સમજ પ્રમાણે કાંઈ પણ બોલવાનું બાકી રહેતું ી; છતાં પણ હું આપ સાહેબોને એટલું તો કહી શકીશ કે આપણે સઘળાંઓએ જમાનાના પ્રવાહમાં આગળ વધવુંજ એ. ગધેડાનું પુંછડું પકડી અંધશ્રદ્ધાની અંધાધુનીનો હવે ત રહ્યો નથી. દરેક જણાંએ પોતાના પગ ઉપર ટટાર ઉભાં વાની અદના કોશીશ કરવીજ જોઇએ. આપણી સમાજે ાજ ટુંક વખતમાં પબ્લીકમાં ઘણું સારૂં નામ કાઢયું છે. ારાનો સારો ધડો મળે એવાં દૃષ્ટાંત કરી બતાવ્યાં છે. હવે ડીઆમાં બોલનારાની જરૂર મારી અક્કલ પ્રમાણે રહી નથી. ી રીતે કરી બતાવવાનીજ જરૂરીઆત રહેલી છે. બહુ બોલે આપણો ભાર બાજ પડી શકે તેમ રહ્યું નથી; પણ કાંઇક ામાના મુંગે મોઢે કરી બતાવ્યાથીજ જન સમાજમાં પણી કદર થઇ શકે તેમ છે. દેશની ઉન્નતીનો આધાર સ્ત્રીઓ રજ રહેલો છે. જ્યાં સુધી આપણા દેશમાં સ્ત્રીઓ રાત સ દુ:ખમાં દબાતી રહે છે ત્યાં સુધી આપણે સઘળા દરીદ્ર- ા દુ:ખમાં દબાએલાજ છીએ; માટે સ્ત્રીઓ શી રીતે સુખી

થાય અને સ્વતંત્રતાની મજા તેઓ શી રીતે સારા પ્રમાણમાં મેળવી શકે તેજ ઉપાય આદરવાના હવે બાકી રહ્યા છે. બિચારી બાળાઓ સાસુ નણંદના દાબ તળે દબાઈ ઓરડા પરસાળના જેલખાનામાં વરસોનાં વરસો સુધી કેદ પડી રહે છે; અને વ્યવહારીક વિટમ્બનાઓના ભારથી લધાએલી રહે છે તેમને વાસ્તે આપણે હવે પુન્યનું કામ કરવાનું છે. આપણે સઘળાં-ઓએ અવાજ વગરની અજાઓને ક્રુર કસાઈઓના હાથથી છોડવવાની છે. તમે સઘળાં સારી રીતે સમજો છો કે જુના વિચારનાં, હડહડતા સુધારાના શત્રુઓના કુટુંબોમાં ઘર ખુણે અનાચાર કેટલો બધો ત્રાસ વરતાવી મૂકે છે, અને કેટલી અબળાઓના ભોગ લેવાય છે; દર અડવાડીએ આપણે છાપામાં વાંચીએ છીયે કે આજરોજ ફલાણા આસામીએ ફલાણી બાઈનું નાક કરડી ખાધું; ફલાણાએ ફલાણી બાઈનું છરાથી ખૂન કર્યું; અને ફલાણી બાઇએ સાસુ સસરા અને નણંદ ધણીના જૂલ-મથી કૂવે પડી આપઘાત કર્યો અગર ફલાણા સાથે નાસી ગઈ; આ ઉપરથી આપણને સુધારાનો ધડો મળી શકે છે કે અજ્ઞાન પ્રજાવર્ગ હજુ પણ રૂઢી બંધનની જાળમાં જકડાએલો છે. જો કાંઇ આપણાથી થઈ શકે છે તો તે ફક્ત લહેકા કરી લેકચર આપવાનુંજ થઈ શકે છે. કોઈ પણ જાતના સુધારાના જાતિ-ભોગ સારૂ કાંઈ પણ થઈ શકતું નથી; માટે હવે આપણે સાચી અક્કલના ઘરમાં પ્રવેશ કરી સારૂ નરસુ સમજતાં ઉંડી રીતે શીખવું જોઈએ. જ્યારે જમાનો ધોલ મારી સ્ત્રીઓને છૂટ આ-પશે અને છચોક સામી થઈ આમન્યાની સાંકળ તોડી મન

ભાવતું કરશે ત્યારે આપણે સઘળાં જખમારી માથું ખંજવાળતાં બેસી રહીશું; માટે સઘળાં મહેરબાનો તમે આ બાબત સારૂ પૂરતો અને ઉંડો વિચાર કરો અને સ્ત્રીઓને જેમ સુખ મળે તેવાં કદમ જેમ બને તેમ તાકીદે ભરો. ડીલે ઇઝ ડેન્જરસ 'ઢીલ છે તે ભયંકર ચીજ છે' એમ માની ત્વરાથી સમજી સ્ત્રીઓ અને તમારા ઘરસુત્રને સારા સુધારાથી અલંકૃત કરી દીપાવો એજ મારી લાગણી છે! આમીન! આમીન! આમીન!"

"શેઠીઆઓ!

અત્યારે સુધારાની ગંગાનો પ્રવાહ રેલાય છે; માટે જેટલું નાહ્યા તેટલું પુન્ય માની સુધારાનો લાભ લેવામાંજ આપણું શ્રેય સમાએલું છે. જે જે શુકનો હમણાં બોલાયા છે તેને સોનાના માની સ્વીકારી લેવામાંજ આપણને નફો છે. આડી અવળી પંચાતો અને ઉંધાં ચતાં અનુકરણો જવા દઈ જે મનને સારૂ લાગે તે નિડરતાથી કરવું અને આખો દીવસ ખાઈ પી બસ આનંદમાં જૉલી થઇને ફરવું એજ સારૂં છે. આપણી બૈરીઓને બી ઘટતી છૂટ આપવી. સુધારાની કલબો, કોન્ફરન્સો, નાટકો અને સભાઓમાં તેઓને છુટથી ભેળાવા દેવી. અન્યોન્ય સરખા સ્વભાવના સ્નેહીઓમાં સ્નેહનું સારી રીતે પ્રતિપાદન કરતાં કારવતાં શીખવવું એજ આપણું ડહાપણુ છે. સ્ત્રીઓમાં વારે ઘડીએ શંકાથી જોવું અને વહેમ રાખી તેમને વિના કારણે પજવવી એ મોટામાં મોટું અને નીચમાં નીચ પાપ છે. એવરી થીંગ ઇઝ ગુડ, જે કાંઇ છે તે તમામ સારૂં છે એમ માની મન પસંદ સારૂં સારૂં ગૃહણ કરવું. આપણે સાર

તો સઘળું સારૂં એમ માની સારાપણાની દુનિયામાં સારાશ રાખી સારી રીતે ભાઈચારો રાખી દરેકમાં પ્રીતિભાવ રાખી જોવું એજ આપણી ઉમદા ફરજ છે. લાયક જનોની લાયક માગણી કબુલ રાખવી અને લાયકાતનો અન્યોઅન્ય સારી રીતે લાભ લેવો અને આપવો એનું નામજ સાચો સુધારો છે; તો બાવા આ લોકોએ જે સારૂં પગલું ભર્યું છે તેની પાછળ આપણે પગલાં ભરવાં અને સુધારાની બોલબાલા બોલાવરાવવી એમાં જ આપણી શોભા રહેલી છે ! આમીન ! આમીન ! આમીન!"

" સૌ સાહેબો અને બાનુઓ !

હું મોંઘાજાન કાશ્મીરની નાયકા આપ શેઠીઆઓ સમક્ષ બોલવાની છુટ લઉં છું તેની મને માફી આપશો ! આય મેફીલમાં જે કાંઇ સુધારાના નામથી બોલાય છે અને સ્ત્રીઓના સુખના સાચા ઉપાયો શોધાય છે તે સંબંધી મારૂં ઘણુંજ ઉંચું મત છે. હવે એમજ થવું જોઇએ. ' દુનિયાં ઝુકતી હય, ઝુકાનેવાલા ચાહીએ ' તો દરેક જણે દુનિયા સાથે ઝુકાવુંજ જોઇએ. જેમ જેમ જમાનો ફરી મનુષ્યને જે કાંઇ શિક્ષણ ખબી કે ખામી વગેરે બતાવે તે પ્રમાણે જમાનાને વળગવુંજ જોઇએ. જમાનાથી જુદા પડવામાં આપણને ઘણું નુકશાન થએલું છે; અને જમાના સાથે ફરનારાઓની અવગણના કરવાથી પણ આપણી લાયકાત ઓછી થએલી છે; માટે સમય પરત્વે જે કાંઈ બને છે તે સારૂંજ બને છે એમ માની સમયને અનુસરવામાંજ આપણું કલ્યાણ સમાએલું છે. સ્ત્રીઓની ઉન્નતિને વાસ્તે જે કાંઇ થાય તે કરવું એમાંજ મનુષ્યોનું મનુષ્યત્વ રહેલું છે. દુનિયાદારીના

દરેકે દરેક કાર્યમાં સ્ત્રીઓને સાથે રાખી સામેલ કરવાથી પુરૂષોનાં દુઃખ ઘણાં ખરાં દફે થાય છે અને તેથી પુરૂષોને સારી શોભા મળે છે એવું મારૂં પોતાનું માનવું છે. દુનિયાદારીના દરેક પ્રસંગો કે જેવા વિવાહ, જનોઈ લગ્ન, કાણુ મોંકાણુ, હોમ, હવન, યજ્ઞ નાચ, તમાસા અને કલબ તથા સભાઓ સ્ત્રીઓના સામેલપણાથીજ સારી રીતે ઉજવાઈ શકાય છે. સ્ત્રીઓ વગર કાંઈ પણ સારૂં લાગતુંજ નથી. સ્ત્રી એ પુરૂષની પાંખ છે, આંખ છે, અર્ધું અંગ છે અને ઘરની લક્ષ્મી છે. તેને રાજી રાખવાથી સૌ સારૂં થાય છે, તેને દુભાવવાથી બધું બગડે છે; માટે સ્ત્રીઓને સુખ આપવા સારૂજ પુરૂષો સરજાએલા છે, અને પુરૂષોની સાહ્યબી ભોગવવા સારૂ સ્ત્રીઓ પેદા થએલી છે એવું મારૂં સમજવું છે; તો આપ સઘળા સાહેબો મારૂં કહેવું માન્ય રાખી સ્ત્રીઓને છુટ આપવા ખાસ મહેરબાની કરશો ! ! ! આમીન ! આમીન ! ! ”

“ ગૃહસ્થો,

આજે સોનાનો ચાંદ ઉગેલો છે, પુન્યની પર્વણી છે; સુધારાના ભાનુનો ઉદય કાળ છે. જે જે વિચારો આજના ડાયરામાં જણાવવામાં આવ્યા છે, તે ઘણાજ ઉમદા છે. આપણો ઉદય તેથીજ થશે. ઈશ્વરની પૂર્ણ દયાદ્રષ્ટિ આપણી સમાજ ઉપર થએલી છે. તેના વિના આટલું બધું સામટું બળ અને એકત્રતા કદી ઉદ્દભવેજ નહીં. દરેક જણા આજની હીલચાલથી ઘણાજ આનંદમાં આવી ગયા છે. હું આપનો અમૂલ્ય વખત નહીં રોકતાં ટુંકમાં જણાવું છું કે આપણે સઘળાએ સ્ત્રીઓને છુટ આપવીજ

જોઇએ; અને તેમના હકોનું સંરક્ષણ કરી તેમના તરફ માનની દૃષ્ટિએ જોવું જોઇએ. મોંઘાજાનના ઉદ્‌ગારથી આપણે ઘણું શીખવાનું છે; અને જેમ જમાનો બદલાય તેમ આપણે બદલાવાનું છે. હું આશા રાખું છું કે આ આપણું કાર્ય ઘણીજ ત્વરાથી સફળ થાઓ અને જનમંડળમાં અનુકરણીય થઈ પડો ! આમીન ! આમીન ! આમીન !! ”

“ જેન્ટલમેન !

હું તમારા આનંદમાં વિરોધ નહીં નાંખતાં ટુંકમાં જણાવું છું કે હવે આપણે સઘળાઓએ સ્ત્રીઓ સાથે ઘણાજ માનથી વરતવું જોઇએ; અને તેમને દરેક પ્રસંગોમાં આપણી સાથે સામેલ રાખી આગળ કરવી જોઇએ. સ્ત્રીઓની પ્રસન્નતા એજ આપણાં ધન્ય ભાગ્ય છે. તેમનું છુટાપણું એજ આપણો આનંદ છે, અને તેમનું હાસ્ય એજ આપણું સાચું સુખ છે. મધુકર ભાઇએ જે કાંઇ પોતાના ઉમદા અભિપ્રાય દર્શાવ્યા તે પ્રમાણે આપણે તેને ટેકો આપી સુધારાનો વિજય સર્વદા ઇચ્છવોજ જોઇએ. આમીન ! આમીન ! આમીન ! ”

“ મહેરબાનો !

હું પણ બે મીનીટમાં આપ સાહેબોને ચોખ્ખું અને ચટ જણાવી દઉં છું કે હવે આપણે ઘરની બાઈડીઓ પર ખાસ કરીને મહેરબાની કરવી જોઇએ; અને તેમને ચાકરડી પ્રમાણે નહીં ગણતાં શેઠાણી પ્રમાણે ગણવીજ જોઇએ; અને દરેકે દરેક પ્રસંગમાં પગલે પગલે તેમની સલાહ લેવીજ જોઇએ. દેવી સમાન સ્ત્રીઓને સન્માન આપી તેમની પુંઠ નહીં જોતાં તેમના

મુખારવિંદનાં દર્શન કરી સુધારાનો દિગ્વિજય કરવો જોઇએ !! આમીન ! આમીન ! આમીન !! ”

“ મારા માનવંતા સુધારક મિત્રો !

હવે તમે સૌ આનંદથી મારા મિત્રના આમંત્રણને માન આપી તેમની મેમાનગીરીનો લ્હાવો લઈ અમને કૃતાર્થ કરવા કૃપા કરશો ! તમારા ટેકા અને દીલસોજીના શબ્દો સાંભળી મારૂં તથા મારા મિત્રનું અંતઃકરણ આનંદથી આજે ઘણું પ્રફુલ્લિત થયું છે. હું આપનો બીજી વાર મારા મિત્ર તરફથી ઉપકાર માનુંછું. હવે આપ સાહેબો સૌ આનંદથી તન્દુરસ્તીનો સ્વાદ ચાખશો, અને મોંઘાજાનનાં નૃત્ય સંગીત શ્રવણ કરી સારી રીતે મઝા મેળવશો !! મોંઘાજાન હવે તમે પણ તમારૂં સંગીત શરૂ કરી મેમાનોને રીઝવવા ખાસ મહેરબાની કરશો ! આમીન ! આમીન ! આમીન ! ”

મધુકરના આ ભાષણથી મેમાનોમાં ઘણોજ આનંદ વ્યાપી ગયો; અને તાળીઓના ગગડાટથી મધુકરના સુધારાને સૌએ વધાવી લીધો. દરેક જણાં ઉમંગમાં આવી મેમાનગીરીની મઝા ઉપર હાથ મારવા લાગ્યાં અને તન્દુરસ્તીના સ્વાદ સારી રીતે લેવા લાગ્યાં. આ બાજુ મોંઘાજાને પણ સંગીતના સાજની સારી તૈયાર કરી તાન સુર મીલાવા માંડયા. નરઘાં, મૃદંગ અને હારમોનિયમ વાજીંત્રના એકત્ર તાલ તાન પલટા ચાલવા લાગ્યા; સૌ કોઈ હર્ષમાં ઉછાળા મારી રહ્યાં અને આનંદ સાગરમાં તરવા લાગ્યાં; ગાયનોના પલટા ઉપર પલટા ચાલવા લાગ્યા.

* * * *

## કવ્વાલી !

ઉતાર ના કંઇ પ્યાર એ દીલદાર સબર લે,
ગમખ્વાર જીગર ખ્વારની કંઇ યાર ખબર લે !
ગુલિસ્તાનમાં હેરાન છે મસ્તાન આ બુલબુલ;
ભર પ્યાર નથી યાર વફાદાર ખબર લે !

આયનના તાનમાં મેમાનોને મશગુલ કરી મોંઘાએ નાચવા માંડયું; મધુકર વાજાની પેટી બજાવવા લાગ્યો અને છોકરીઓએ વચ્ચે વચ્ચે ઇશ્કના દુહા કાઢીયા બેતો અને કવ્વાલીઓ સામ સામે બોલવા માંડી.

* * *

હું કરૂંછું યાર યાર યારને ના દરકાર લગાર,
ખ્વાર છું ભર પ્યારમાં યાર ન ઇન્તિઝાર લગાર;
ઘડી ખફા ઘડી ખુશી ઘડીક ગુમાની મિઝાજ,
મરજી તમારી સાચવ્યે છું યાર ન કરજદાર લગાર !

* * *

ઉડો નાદાન મન બુલબુલ રહો ગુલઝારમાં ના ના !
વફાઇ એક પણ ગુલની દીઠી ભર પ્યારમાં ના ના !
સુણાવો ગાનની તાનો જઇને દ્વાર દરદીને,
અરે બેદરદીના દરદે રહો દરકારમાં ના ના ! !

* * *

દરદ દીલ કયાં બતાવું જઈ બધેથી યારી મારી ગઇ,
કવ્વાલી કયાં સુણાવું જઇ હવે તો વારી મારી ગઇ !

*　　　*　　　*

જવું તે ઘેર શાને કાજ પરિક્ષા પ્રેમની ના જ્યાં;
નજર શાને જરા કરવી જહાં મેમાનદારી ગઇ !

*　　　*　　　*

ઘરે શી દીલ કંઈ આશા નિરાશા ઓટ આવી જ્યાં;
પવન પાણી મહીં પ્યારી વફાદારી હમારી ગઇ !

*　　　*　　　*

રહું દીન રાત મસ્તાન મહારા પ્રેમનો પીને;
હવા લાગે ન દુનિયાની સરવ યારી વિસારી ગઇ.

*　　　*　　　*

બલાઓ મેં લીધી તારી દુખી નિત હું સુખી તું યાર;
બધી એ પ્યારી લે પાછી તુફાની રાત કારી ગઇ.

*　　　*　　　*

ન થાયે નેહ તે સારો વિરહ બુરો. પછી થાયે;
કંઇ શાણા હજારોની મતિ એ માંહી મારી ગઇ.

*　　　*　　　*

વિરહમાં પ્યારીનાં ગાનો સુણી થઇ મસ્ત કહેતો બાલ,
બલા સર્વે હમારી ગઈ, બલા સર્વે હમારી ગઇ !

*　　　*　　　*

અહો કોઇ નામવર પંથી દયાળુ દોસ્ત દેશેથી;
મને આવી કહે કાંઈ, ખબર કો બાગ ગઇ પ્યારી !

**આખી મહેફીલના ગૃહસ્થો આ છોકરીઓના ગાનતાનથી તથા અદાભાવથી ખુશ થઇ ગયા; મધુકર પણ ખૂબ આનં-**

દમાં આવી ગયો અને તેમને ખૂબ થેન્કસ આપી ગાવાને વધુ ઉત્તેજીત કરી. થોડી વાર છોકરીઓને વિસામો આપવા સારૂ મોંઘાએ જાતે ગઝલ લલકારવા માંડી.

*　*　*

" દીલ સદા બેચેન હે મુજ ઇશ્ક બીમારકા,
લગ ગીયા હે જખ્મ ઇસ્કુ અબરૂ એ ખમદારકા;
ચશ્મ નરગીસકા હય ઘાયલ ઓર મીઝ ગાન તીરકા,
જુલ્ફ નાગનકા હે મારા ઓર તેરે રૂખ સારકા. "

મોંઘાએ પોતાનો અપ્રતિમ નાચ શરૂ કર્યો અને દરેક મેમાનોને એક નિમિષ માત્રમાં ખુશ ખુશ કરી દીધા; મધુકરે વળી પાછી છોકરીઓને કવ્વાલી લલકારવા હુકમ કર્યો કે તર તજ કવ્વાલીની શરૂઆત થવા માંડી.

*　*　*

બદન ગુલઝાર માશુકનું ખીલ્યાં તેમાં મનોહર ફુલ;
ચમનમાં આવીને ઉભી ચમન રૂપ તે બની બુલબુલ !

*　*　*

મધુરૂં જો તું આ મુખડું ફુલોમાં ફુલ ચંપકનું;
રહી તે ઝુંડમાં વિણુ કંઠથી આ બોલતું મંજુલ !

*　*　*

લચકતા માંસથી ભરપુર ગાલો શું બતાવે જો,
બતાવે કે રહ્યું છુપાઇ એ ગુલાબ કેરૂં ફુલ;
રહ્યું છે મુખ સરમાં જો ખીલી આ બે કમળ કાળાં,
કહે શું ના ! નહિ એ નેત્ર જો તું છેજ તારી ભુલ !

*　　　*　　　*

નહીં એ આંખનું અંજન કમળ પર એ ભમે ભમરા;
બતાવે પ્રેમની રીતિ હણે મારી પ્રીતિનું ફુલ !
નહી ચુક નાકની એ જો બરાબર ધ્યાન દઇને તું;
કલી એ જાઇની ખીલી રહી છે નાક પર અણમૂલ !

*　　　*　　　*

નથી અધરોષ્ટની લાલાશ એ ભ્રમમાં ભુલ્યો તું તો !
પ્રફુલિત તે થયું છે પ્રેમીનું દાડીમ કેરું ફુલ !
નથી અધરોષ્ટ તે હલતો હલે છે ફુલ વાયુથી,
નથી એ સ્મિત પણ છે ફુલની સુગંધી એ અણમૂલ;
બદન સહુ ફુલની ડાળી બની જા તેહનો માળી,
અરે ના માલી ના બનતો કદી ચુંટતો નહી એ ફુલ !

*　　　*　　　*

ઇશ્ક બાઝારના રસ્તા વિકટ વાંકા નહીં સસ્તા,
કદાપી તે નથી હસતા તથાપી ત્યાં જુદાઈ છે;
ખરી ખામોશ શિખવનારી સનમનું દીલ ચૂસનારી,
ઝખમ પર ઝેર પૂરનારી તથાપી ત્યાં મીઠાઈ છે.
જુદાઇ જ્યાં જનમ પામી અભેદે ભેદમાં તાણી,
પછી ક્યાંથી રહે માણી અંધારી મુકાઇ છે ! ”

ગઝલીસ્તાન

આ પ્રમાણે ગાન તાન અને નાચની ધુન સારી રીતે મચી રહી; મેમાનો સારી રીતે આનંદમાં આવી ગયાં; કેટલાંક નાચના તાલમાં વચ્ચે વચ્ચે ઉઠી ઉઠી નાચવા લાગ્યાં; કેટલાંક

તાલ આપવા લાગ્યાં અને કેટલાંક રૂમાલ ઉરાડી આનંદ દર્શાવવા લાગ્યાં. મેમાનોની વધુ સરભરા સારૂ ગરમ ગરમ કોફીના કપ મધુકરે તૈયાર કરાવી આપવા માંડયા; પાનબીડાં ગુલાબ વગેરે આપી મેમાનોની સુસ્તી ઉરાડી અચ્છી રીતે જાગૃત કર્યા; આ પ્રમાણે મોંઘાજાનનો નાચ જલસો ખતમ થયો; સૌ કોઈ મોંઘાના નાચથી પ્રસન્ન થયાં અને થોડીકવાર સુધી વાર્તાલાપમાં મશગુલ થયાં. મધુકરે મેમાનોને જણાવ્યું કે હવે પછી સુધારાનો બૉલ થશે; અને તે બૉલ આપણા મંડળમાંનાં કપલોથી તૈયાર થશે. દરેક જણ મનપસંદ પેર પસંદ કરી પીઆનાના તાલ પર નાચવું શરૂ કરશે, અને તેથી સ્ત્રી પુરૂષોમાં ભાઇચારાનો સંબંધ સારી રીતે વધી સ્નેહની એકત્રતા થઈ સુધારાની બોલબાલા બોલાશે!! મધુકરના આ વિચાર કેટલાક સુધારક ગૃહસ્થોને સારી રીતે પસંદ પડયા અને કેટલાકના અંતરમાં કંટક સમાન ખુંચવા માંડયા. થોડીક વાર સુધી છાનીમાની ચર્ચા ચેરાઈ; સુધારકમાંના કેટલાક બોલ્યા ચાલ્યા વિના છાનામાના રસ્તે પડયા; અને કેટલાક પ્રસંગોપાત બ્હાનાં બતાવી ઉપરચોટીઆ મુબારકબાદી આપી આપી બંગલા બહાર નીકળી ઘર ભણી ચાલવા લાગ્યા. કેટલાક જણા સુધારામાં સામેલ થયા; અને કેટલાક જણા બૉલમાં શું થાય છે તે જોવા સારૂ છાનામાના મુંગા રહ્યા; કેટલાક જણા શારીરીક સ્થિતીની માંદગીનું બ્હાનું કાઢી પોતાની બાનુઓ સાથે બૉલ જોવાના વિચારમાં બંગલામાં છાનામાના આમ તેમ હરવા ફરવા લાગ્યા. આ પ્રમાણે મામલો ફેરવાઇ ગયો. આમંત્રણ કરેલ ગૃહસ્થોમાંનો

પોણો ભાગ ઓછો થઇ ગયો; અને જે કાંઈ બાકી રહ્યો તે તમામ એકત્ર થઇ બૉલ રમવા સારૂ તલપાપડ થઈ રહ્યો. જોત જોતામાં સુધારક કપલોને મધુકર બંગલાના પાછલા ખંડમાં લઇ ગયો; તેમની સારી રીતે સરભરા કરી; બૉલના હેતુઓ અને પ્રકારો સારી રીતે તેમને મીઠા શબ્દોમાં કહી સંભળાવ્યા; અને સર્વેને પ્રસન્ન કરી બૉલમાં નાચવા તૈયાર કર્યાં. બંગલાના ખંડની લાઇટ સારી રીતે ચકચકીત કરી પૂર બ્હારમાં તેજસ્વી બનાવી સળગાવવા માંડી. વાજીંત્રનો ઠાઠ પણ પૂર્ણ કુશળતાથી તૈયાર કરી સૂર મીલાવા માંડયા. પીયાના પર જાણીતા વગાડનારને બેસારી ઇંગ્લીશ બૉલના ટયુન વગાડવા શરૂ કર્યા અને મધુકરે મંડળમાં નાચ સારૂ પેર તૈયાર કરવા માંડયાં.

"કહો બાનુ કારેલીબા તમે કોની સાથે નાચવું પસંદ કરશો? આય કંકોડીવાલા શેઠ તમુને પસંદ પડશે કે નહિ?"

"નહીં સાહેબ તેવન ઘના જાડા છે. હું તદન પાતલી બાવરીયાની સોતી જેવી છું, હું આય જે સામે ડૉકટર ધનજીશા સોડાવોટર બેઠા તેની સાથે ઘની ખુશીથી નાચીશ."

"કહો બાવા કુસપુસ એલચોદાના તમે શો વિચાર કીધો? આય લેમનબાઈ આપને પસંદ આવશે?"

"નહીં બાવા; હું તદન લાંબો તાર જેવો છું અને તેવન ઘનાં ઠીગનાં બચ્ચાં જેવાં છે. જો આય રોઝબરીબાઈની મરજી હોય તો હું તેમની સાથે ખુશીથી નાચીશ."

"મી. એલચીદાના હું બી તમનેજ પસંદ કરૂં છું."

"કહો સાહેબ આર્કનાસીક તમે શું ધાર્યું?"

" મારે લાલાં શેઠાણી સાથે વાત થઇ ગઈ છે. અમારૂં સેટલ્ડ થયું છે."

" કહો શેઠીઆ તમે કોને પસંદ કીધાં ?"

" આય વરીઆલીબાઈ મારી સાથે નાચવા ક્યારનાંએ તલપાપર થઇ રહ્યાં છે."

" કહો મંજુલગવરી તમે કોને પસંદ કર્યા ?"

" આય લાલદાસ સાથે ખુશીથી હું નાચીશ."

" કહો સાહેબો આપણે સૌએ પેર પસંદ કરી દીધાં છે; હવે હું તમારી પરવાનગી લઈ ડાન્સ શરૂ કરાવું છું. હું અને મોંઘાજાન જે પ્રમાણે ટ્યુનના તાલ પર પગ દઇએ અને નાચીએ તે પ્રમાણે તમે સૌ કોશીશ કરવા મહેરબાની કરશો. આજ આપણી ફર્સ્ટ પ્રેક્ટીસ છે, એટલે શરૂઆતમાં જરા ઑકવર્ડ અને અગલી લાગશે પણ વખત જતાં આપને તે ઘણું પસંદ પડશે; અને તેથી આપણા શરીરની ખીલવણી સારી રીતે થશે અને ઘણોજ ઉમદા આનંદ મગજને મળશે. ચાલો સૌ સાહેબો એકતાર થઈ ધ્યાન રાખો !!" આ પ્રમાણે મધુકરનો હુકમ મળતાંની સાથેજ નાચ બૉલ થવો શરૂ થયો. દરેક કપલો નાચવા લાગ્યાં; કેટલાંક મધુકર અને મોંઘાનું અનુકરણ કરી તાલ પ્રમાણે ફરવા લાગ્યાં; અને કેટલાંક એક બીજાને બાઝી ઉભાં ઉભાં જોવા લાગ્યાં; કેટલાંકને અડબડીઆં આવી પડવા લાગ્યાં; અને કેટલાંક ગોઠીમડાં ખાઇ ગબડી પડવા લાગ્યાં; આ પ્રમાણે છેક મોડીરાત સુધી બૉલની ધામધુમ મચી રહી. મધુકરના બાપ, મધુકર છેક રાતના બે વાગ્યા સુધી ઘેર ન આવ્યો

તેથી ઉદાસ થઈ એક ભાડાની ગાડી જોડાવી મધુકરને શોધવા નીકળ્યા. મધુકરના કાકા પણ ડોસા જોડે ગાડીમાં બેઠા; અને કુસુમને પૂછી નદી પારના બંગલાની ભાળ લઈ ગાડી હંકાવી બંગલા ભણી આવવા લાગ્યા. બંગલામાં સારી રીતે ગાન તાનની ધુન મચી રહી હતી. એટલે મોડી રાતના ઘણે દુર સુધી નાચના ગાયનના પડઘા સંભળાતા હતા. ગાડીવાળો ઝડપબંધ ગાડીને બંગલામાં હંકારી ગયો. બંગલાવાળા પગીઓએ મધુકરના ડોસાને તથા કાકાને બિલકુલ રોકયા નહિ; તેમણે જાણ્યું કે આ કોઈ ગૃહસ્થ મોડા મોડા નાચમાં ભાગ લેવા સારૂ આવ્યા હશે એમ માની આંખ આડા કાન કરી દીધા. કાકા તથા ડોસા છેક બંગલાના દાદર પર ચઢી બૉલના ખંડમાં જઈ ઉભા. ડોસાએ જાણ્યું કે હરદાસની કથા છે એટલે બે ઘડી આપણા કાન પણ પ્રભુ ભજનથી પવિત્ર થશે એમ માની નીકળ્યા હતા; પણ આંખો આંખ હરદાસની કથાને બદલે બૉલ નાચ નિહાળી ડોસાની આંખો ચાર થઈ ગઈ; અને કાકા પણ ક્રોધમાં આવી મધુકરને મારવા તૈયાર થઈ ગયા.

"અરે માળા માથાઓળું અર્ધદગ્ધ સુધારકો આ શું તમારા નામની હોળી પ્રગટાવા માંડી છે ?"

"અલ્યા મધુકર તું તો મને કહેતો હતો કે આજ રાતે બંગલામાં હરદાસની કથા થવાની છે; અને અહિં તો તારા નામનો દવ લાગી રહ્યો છે. મારા બેટા આજકાલના છોકરા શા ફાટયા છે ? આટલી બધી સ્ત્રીઓ અને આટલા બધા પુરૂષો આટલી બધી ઉમ્મરે ફેરફુદડી ફરવા લાગ્યાં છે ! ! જુલમ

જુલમ જમાના તારો જાલીમ જુલમ છે!! અલ્યા મધુકર? મારો દીકરો આ નાટારંગમાં સાંભળે છે પણ ક્યાં! અલ્યા માધીઆ, હે માધીઆ!!"

"અરે કોન ડોસા! તમે અહીં ક્યાંથી?"

"મારા દીકરા હું પણ કથા સાંભળવા આવ્યો છું!!"

"અલ્યા મધુકર ભણી ગણીને આ ધંધા કરવા માંડયા? માળા અક્કરમી, ભાયડા બાઈડીઓને અડધી રાતે બંગલામાં ભેળાં કરી નચાવા માંડયાં? શરમ છે તને! મરી જા! તારા સુધારામાં દવ લાગે, તું મારા કુળમાં અંગારો પાકયો!!"

"અરે ચુપ ડોસા ચુપ રહો! કાકા જરા બોલતાં શીખો!"

"અરે તારૂં સત્યાનાશ જાય દીકરા હવે સીધો સીધો ઘેર ચાલ નહીં તો જોયા જેવી થશે!!"

"અરે પગી પગી, આ ડોસાને લાત મારી દૂર કરો!"

"ઓ વંઠેલ ચંડાળ, તું બાપને અને કાકાને લાત મારવા તૈયાર થયો! શુ પડી તારા ભણતરમાં! ધિક્કાર છે તારા સુધારાને.

"અરે ડોસા આનું નામજ સાચો સુધારો!!"

"ભાયડા બાયડીઓએ ભેગા મળી ફેરફુદડી ફરવી એનું નામ સુધારો ખરૂં કે!? ઓ મૂર્ખ જરા બોલતાં લાજ, શરમા, નહીં તો લાકડી વતે બરડો ખંખેરી નાંખીશ."

"અરે પગી આ ડોસાને દૂર કરો!! નાહક ડાન્સમાં હરકત કરે છે! બધો બૉલનો તાલ બગાડે છે!"

"મારા દીકરા આતે ધડા વિનાનો તોલ કે જમાનાની

ઘોલ ? ”

“ અરે ડોસા આ તો સુધારાનો બૉલ ! ”

“ અરે આતે સુધારાનો બૉલ કે કુધારાનો કૉલ ? ” કહી ડોસાએ એક લાકડી ઉગામી મધુકરને જડાવી દીધી. મધુકરે ડોસાને બે હાથમાં દાબી દીધા અને આંખો ચઢાવી ડોસા પર દાંતીઆં કરવા લાગ્યો; સઘળાં કપલો પણ આ ધાંધલથી દીગમુઢ બની આમ તેમ જોવા લાગ્યાં ! !

# પ્રકરણ ૩ જું.

## સખાવતની આરસી કે પરગજુ પારસી ?

### દોહરો.

પ્રકાશ પરને આપવા, જંપ ન ખાય જરૂર;
પૃથ્વીમાં પૂજાય છે, પરગજુ શશી ને સૂર.

શોભીતી અંબાડીવાળા હાથી ઉપર મૂર્ખ માણસો પણ બેસી શકે છે, ઘોડાના ખાસદારો શ્રેષ્ટમાં શ્રેષ્ટ ઘોડા ઉપર બેસે છે; નટ નટાદી પાત્રો રાજવંશીનાં વસ્ત્રો પહેરી તાંબુલાદી ચાવે છે, હયાદી પણ પેટ ભરે છે; ચકલી આદી જીવ જંતુ પણ મોટા મહેલમાં વસે છે, તેમાંનાં કોઇની પણ સ્તુતિ થતી નથી. સ્તુતિ તો માત્ર તે કૃતાર્થ પુરૂષની જ થાય છે કે જે લોક માત્રની કામનાનો પૂરનાર છે.

કાયા તણો પાયો નહીં વતની નહીં વસુધા તણો,
માલીક નહીં માયા તણો વૈભવ નજર ફટામણો;
ઉર કાળને કરૂણા નહીં પરૂણા જગતના પ્રાણ છે,
સદ્દગૃહસ્થ સાચા શ્રીહરી અણભંગ કાળની આણ છે.

ઘટમાંથી જન્મ, મૃગલા પરિજન, ભોજપત્રનાં વસ્ત્ર, વનમાં વાસ, કંદમૂળનું ભોજન, કૃષ શરીર; આટલું છતાં અગસ્તે અપાર જળનીધિનું પાન કર્યું, તેમાં તેમને કયી સામગ્રી અનુકુળ હતી ? એક પણ નહીં: છતાં તેમના પ્રતાપના પ્રાબલ્યથીજ બન્યું છે, એજ એમ બતાવે છે કે ઐશ્વર્યતાને સામગ્રીની આવશ્યકતા નથી.

*　　*　　*　　*

ગુનકે ગ્રાહક સહસ્ર નર બિનુ ગુણ લહે ન કોય,
જેસે કાગા કોકીલા શબ્દ સુને સબ સોય;
શબ્દ સુનૈ સબ સોય કોકીલા સબૈ સુહાવન,
દોઉકો યહ રંગ કાગ સબ ભયે અપાવન;
કહે ગિરીધર કવિરાય સુનો હો ઠાકર મનકે,
બિન ગુન લહે ન કોઈ સહસ્ર નર ગ્રાહક ગુનકે.

*　　*　　*

એ સરસ સત્વ ઉપયોગ લક્ષ્મીનો વિશ્વમાંહી કહેવાય,
કરો દાન પુન્ય શ્રીમાન દીનનાં જેથી દુઃખ કપાય;
ગરીબને આશ્રય દેવો એ શ્રીમંતને સોહાય,
જો લોભ વૃત્તિથી નહીં આપે તો પોતે પણ નહીં ખાય.
કરણી તેની પાર ઉતરણી પુન્યે પુન્ય પમાય,
જે અણસમજુ સમજે નહીં તે અંત ઘડી પસ્તાય;
સ્વર્ગ પંથનું સાચુ ભાતુ આ જગમાં એહ મનાય,
જે સુવર્ણ સમ કીર્ત્તી સંચે તે સ્વર્ગે સુખીઆ થાય,

કવિ મુળશંકર.

સત્ સંગત એ આ સંસારમાં પારસમણી છે. સારા જનોનો સહવાસ હંમેશાં દુઃખીને સુખી કરે છે. ઉંચ જનોમાં વાસ કરવાથી કાયાનું સદૈવ કલ્યાણ થાય છે. ગુણવાન માણસોનો હાથ ઝાલવાથી સદ્ગુણનું ફળ ટુંક વખતમાં મળે છે. સખાવતીઓના છાંયડા તળે સ્હેજ આવવાથી ઘણું ખરૂં દારિદ્ર કુદરત બળે નાશ પામે છે; અટલા સારૂજ તુલસીદાસ જેવા મહાત્મા કહે છે કે, ' એક ઘડી આધી ઘડી, આધીમેં પુની આધ; તુલસી સંગત સંતકી, કટે કોટી અપરાધ. ' માટે મહત્વતાની આકાંક્ષા રાખનારાએ હરદમ મહદ્ જનોની સોબત કરવી. નીચની સાથે એક નિમિષ માત્ર રહેવાથી પણ પોતાની ઉચ્ચતાનો જોતજોતામાં નાશ થઇ જાય છે; માટે સર્વ કાળ જેમ બને તેમ સહવાસ ગુણી જનોનોજ રાખવો. પ્રસ્તુત નવલકથાના બીજા ભાગમાં કેસરનો પતિ જયન્તીલાલ નગીના વાડીમાં પોતાના મિત્રો સાથે ફરવા ગયેલ હતો, ત્યાં અન્યો અન્ય નીચ સોબતથી તેને ન સાંભળવાનાં વચન મિત્રો તરફથી સાંભળવાં પડયાં હતાં; છેવટને અંતે નગીના વાડી છોડી ઘર તરફ વળતાં તેને અમદાવાદના સુપ્રસિદ્ધ કોન્ટ્રાકટર એદલજી શેઠનો સ્હેજ સહવાસ થયેલ હતો; તે સહવાસમાં જયન્તીલાલના ઉમદા વિચાર જોઇ તેને વિકટોરીઆમાં પોતાની સાથે બેસાડી ઘેર લાવ્યો હતો અને તેને બીજે દીવસે પોતાની ઑફીસમાં મળવા બોલાવ્યો હતો. જયન્તીલાલની સાદાઈ અને ભલાઈથી પ્રસન્ન થઈ તેણે તેને પોતાની પેઢીમાં પચીસ રૂપીઆનો પગાર કરી ધંધે વળગાડી સારે રસ્તે ચઢાવ્યો હતો; આ સર્વ પરિણામ ઉચ્ચ

જનોના સહવાસનુંજ ફળ હતું.

જયન્તીલાલ ઉપર એદલજી શેઠના ચારે હાથ હતા. શેઠાણી શીરીનબાઇ પણ તેને પુત્રવત્ જોતાં હતાં; અને ભાઈથી અધીક રીતે શેઠની દીકરી પરીન પણ તેને જીગરથી ચ્હાતી હતી. જયન્તીલાલની સુવા બેસવાની તથા ખાવા પીવાની તમામ સોઈ શેઠે પોતાના બંગલાના એક અવાસમાં કરી હતી. પારસી ગૃહસ્થે હદ બહાર ઉદારતા આ બ્રાહ્મણ કલાર્ક જયન્તી ઉપર દર્શાવી હતી. એક બ્રાહ્મણ રસોઇઓ અને પોતાનો એક ચાકર અલાયદો જયન્તીલાલ સારૂ રાખ્યો હતો. કુદરત પણ જયન્તીલાલ પર સારી રીતે કૃપાવંત થઈ હતી. પેઢીમાં જયન્તીલાલના રહ્યા પછી શેઠને ઘણો સારો નફો વ્યાપારમાં પ્રાપ્ત થયો હતો. પનોતાં પગલાંનો જયન્તીલાલને માની શેઠનું આખુ કુટુંબ તેના પર સારી રીતે રાજી રહેતું હતું. એદલજી શેઠ પણ તેના સારૂ કોરટ લઢી કેસરને સ્વાધિન કરાવવાનું બીડું ઝડપી રાત દીવસ કેસ સારૂ પ્રયત્ન કરતા હતા. જયન્તીલાલની તમામ સરભરા ફીકર ચિંતા વગેરે માતાથી પણ અધિક રીતે શેઠાણી શીરીનબાઈ રાખતાં હતાં. તેમણે પોતાના ભાઇ નવરોજજી વાડીઆ બારીષ્ટરને ખાસ કરી આ કેસ સારૂ મુંબાઈથી અમદાવાદ બોલાવ્યા હતા. નવરોજજી બારીષ્ટર પણ બ્હેનના શુકનને માન આપી પોતાનો લાભ મૂકી અમદાવાદ આવેલ હતા. તેમણે ટુંક વખતમાં જયન્તીલાલને મળી તેના સાસરા સંબંધી હકીકતથી વાકેફ થઈ એક નોટીસ કાયદા પૂર્વક કેસરને તાબે લેવાની ઘડી મે વેકેશન પહેલાં કોર્ટ મારફતે કઢાવી લેવાનું વિચાર્યું હતું.

જયન્તીલાલ આ કાર્યમાં પોતે ઘણો વિરૂદ્ધ પડયો હતો; અને શેઠને સારી રીતે સમજાવ્યું હતું કે આ વિગ્રહનું પરિણામ સંતોષકારક કદાપી નહીં આવે અને બંને પક્ષને ખર્ચના ભારે બોજામાં ઉતરવું પડશે; તેમ છતાં સ્વાધિનમાં આવનાર શ્રી કેસર પણ હદ બહાર સુધારાને વાયરે ચઢેલ હોવાથી પોતાને તલમાત્ર પણ સુખકર નહીં થતાં કલેશનું મૂળ થઈ પડશે. માટે આ વિચાર માંડી વળાય તો તેમાંજ મારૂં અને તમારૂં કલ્યાણ રહેલું છે. આવી રીતે શેઠને સમજાવવા છતાં પણ શેઠ જયન્તીલાલના વિચારથી વિરૂદ્ધ પડી કોરટમાં દાદ લેવા સારૂ સારી રીતે ઉશ્કેરાયા હતા. શેઠાણી શીરીનબાઇએ પણ પોતાના ભાઈ વાડીઆ બારીષ્ટર સાહેબને અચ્છી રીતે કેસ લડવા સારૂ ચઢાવ્યા હતા; અને જો આ કેસમાં પ્રભુ કૃપાથી ફાવી ગયા તો અમદાવાદની સઘળી પ્રેકટીસ તમને મળશે અને પબ્લીકમાં સારી નામના થશે; માટે જીવતોડ મહેનત કરવી અને બસ આંખ મીંચી લડવું. જે કાંઈ ખર્ચ થશે તે સઘળું અમે ખુશીથી ભરપાઇ કરીશું, અને જો તમારે ફી જોઇતી હશે તો તે પણ આપી છુટીશું; પણ તમને અહીંઆં ખાસ કરીને રોકી કોરટમાં કેશ ચલાવરાવશું; આ પ્રમાણે સર્વે પ્રકારની કોર્ટ લડવાની વ્યવસ્થા જયન્તીલાલ સારૂ શેઠના આખા કુટુંબે મળી એક મતે કરી હતી. જયન્તીલાલ પણ કુદરતનો મામલો આમ કારમો ફેરવાએલો જોઇ ઈષ્ટ ઇચ્છા માની મૌન ધારણ કરી રહ્યો હતો.

અત્યારે જયન્તીલાલ પેઢીની ઑફીસમાં ગયેલ છે; બંગલામાં તેના સારૂ લડવાને સર્વ તૈયારી થઈ ચુકી છે. આ વાતની

વધામણી આપવા સારૂ પરીન એક પગે ઉમંગભેર આનંદમાં આવી ઉત્સુક થઈ અને કયારે જયન્તીલાલ ઑફીસમાંથી બંગલે આવે કે કહું એમ ધારી આતુરતાથી રાહ જોવા લાગી. તે બંગલામાં આમ તેમ ફરતી જાય અને ઘડીઆળ સામી નજર નાંખતી જાય; ઉપરથી નીચે આવે અને નીચેથી ઉપર જાય; કોઇ પણ માણુસ બંગલામાં આવે તો કોણુ આવ્યું એમ કહી તરત તેની તપાસ કરે; આ પ્રમાણે ભાઇ બ્હેનના વિશુદ્ધ પ્રેમમાં આ પવિત્ર બાળા તન્મય થઈ જયન્તીલાલનું શ્રેય શી રીતે થાય ? અને કેમ જલ્દી થાય એ સારૂ સર્વ ઉપાયો શોધવા અને પ્રયોધવા લાગી. બરાબર સાતનો ટકોરો થતાં જયન્તીલાલ ઑફીસમાંથી બંગલે આવ્યો. બંગલામાં પગ મૂકતાંની સાથેજ પરીન ઉમંગથી સામી ગઇ અને કોર્ટ લડવાનો બાવાજીએ ઠરાવ કીધો એવી વધામણી ખાઈ હૈયામાં હરખાવા લાગી. જયન્તીલાલ ઑફીસની કુંચી શેઠાણી આગળ મૂકી સલામ કરી એક બાસ્ટીલ પર બેઠો. શેઠાણીએ તેને તરતજ જમીને નિરાંતે બેસવાનું કહ્યું; આથી તે પોતાના અવાસમાં જઈ ખાવા પીવાની સોઈમાં ગુંથાયો. શેઠનું ફેમીલી પણ જમવામાં રોકાયું. આશરે દોઢેક કલાકમાં સૌ જમી પરવારી દીવાનખાનામાં દાખલ થયાં અને ચર્ચાના વિષયમાં ગુંથાયાં.

"કહો બાવા હીરાલાલ ટમે જ્યારે અદરાયા ત્યારે એકગી વખત તમારાં ધનીઆની કેસરબાઈ તમારે ઘેર આવેલાં કે ?"

" ના સાહેબ ! મારૂં મેરેજ નાની ઉમ્મરમાં થયેલ હતું; અને મને તે વખતે મારા સસરાએ ઘરજમાઈ તરીકે એમના

પોતાના ઘરમાં રાખેલ હતો.”

“વારૂ થીક! તમારાં મા બાપે એક બી વખત કન્યાને ઘેર તેડી નથી?”

“નાજી! મારા લગ્ન વખતે મારાં મા બાપ હયાતજ નહોતાં. મને નાનો મૂકીને તે મરણ પામેલાં હતાં.”

“ત્યારે તમને કોને પરનાવ્યા?”

“સાહેબ મારો વિવાહ મારા વડસસરા પુરૂષોત્તમરાયજીએ મારા પિતા કલ્યાણરાય પાસેથી રૂપીઆ પંદરસોની રકમ લઈને કર્યો હતો. મને તેર વરસનો મુકી મારાં મા બાપ મરી ગયાં; ત્યાર બાદ મારી તમામ મિલકત મારા વડસસરાએ પોતાના સ્વાધિનમાં લીધી; અને તેમને ઘેર રાખી પરણાવ્યો અને ભણાવી ગણાવી ઉછેર્યો.”

“ત્યારે તો તમે પરન્યા પછી બિલકુલ તમારા ઘરમાં ગયાજ નથી?”

“નાજી, મારાં મા બાપના મરણ પછી મારૂં કોઈ સગુવ્હાલુ રહ્યું નહોતું; તેમ તે વખતે મારી ઉમ્મર નાની હોવાથી મને કાંઈ બરાબર સંસાર વ્યવહારનું જ્ઞાન પણ નહોતું. મને એકલા ઘરમાં ગમે તેમ ન હોવાથી મેં કોઇ પણ દીવસ ઘેર જવાની મારા સસરાને વાત પણ કરી નહોતી; તેમ તે વખતે મને કોઇ પણ પ્રકારનું સાસરામાં દુઃખ નહીં હોવાથી હું મારી મેળે ખાતો, પીતો અને ભણતો ગણતો લ્હેર કરતો હતો.”

“ત્યારે તમારે અનબનાવ થવાનું કારન શું મલી આવીયું?”

“કારણમાં એજ કે મારા સાસુ સસરા અને એકંદરે

આખું ફાધર વિલિયમનું ફેમીલી સુધારાનું હિમાયતી હતું. દરેક જણાં સ્વતંત્ર વિચારનાં હતાં. આમન્યા શી ચીજ છે તેનું તેમને બિલકુલ જ્ઞાન નહોતું. બસ જેમ આવે તેમ ખાવું; મરજી પડે ત્યાં જવું અને મન ચ્હાય તેમ ચાલવું. કોઇનો પણ અંકુશ રાખવો નહીં."

"એમાં ટમુને શું હરકત હતી?"

"હરકતમાં એજ કે મારે સારો દીવસ સાસુ સસરાની ખીજમત ઉઠાવવી પડતી હતી. વ્યાજબી અને ગેરવ્યાજબી તમામ પ્રકારનાં કાર્યો મારી જાતે કરવાં પડતાં હતાં. મારા સસરા મારા વડસસરાની બિલકુલ આમન્યા રાખતા નહોતા, મારી સાસુ મારા સસરાને વેચીને દાગીઆ બારોબાર ખાતી હતી; અને મારી વાઇફ કેસર મને તથા તેમને બિલકુલ ગાંઠતી નહોતી. સસરાના ઘરમાં મારાથી બિલકુલ તેને ઠપકો દેવાય તેમ હતું નહીં તેથી તે હદ બહાર સ્વતંત્ર બની ગઇ હતી. દરેક જણાના મનના રસ્તા જુદા જુદા થઇ પડ્યા હતા."

"એમાં તમને શી નડતર હતી?"

"નડતરમાં એજ કે મારે દરેક જણની ખુશામત કરવી પડતી હતી. સાસરામાં ઓશિયાળા રહીને કુતરાની માફક પેટ ભરવું પડતું હતું. જ્યારે મારો લેસન કરવાનો સમય હોય ત્યારે મારાં સાસુ કહેશે કે લ્યો જયન્તીલાલ આ એક નોટ લઇ સુધારા સમાજના સેક્રેટરીને ઘેર જઇ આપી આવો; આ તે આપીને ઘેર આવું કે તરતજ મારા સસરા કામ બતાવે કે લ્યો જયન્તીલાલ તમે અત્યારે મંચેરજી મરઘાને ઘેર જઇ ચાલુ

માસનું બાટલીઓનું બીલ લઈ આવો ! ! "

"બાવા શેની બાતલીઓ ? સોરાવોતરની કે બીજી દવાઇની ? "

" સાહેબ જેની સમજો તેની ! "

" તોબી તમે કહો તો ખરા કે શાની ? "

" સાહેબ એક્સો નંબર ટુની ! "

" શું વાઇનની, દારૂની ! ત્યારે તમે લોકો બામન થઇને દારૂબી પીવોજ ખરા કે ? "

" સાહેબ હું કદી નથી પીતો ! "

" તમે નહીં પીતા હોશો તો તમારા સસરા પીતા હશે, તમારી સાસુ ચરાવતી હશે; જ્યાં ત્યાં કરી સરવાળો તો એકનો એક થીયોને ? "

" એ તો સાહેબ જે કરે તે ભોગવે ! કેમકે, 'કબીરકા ઘર ચોકમેં ગલકટેકી પાસ, કરેગા સો પાવેગા કાં બેટા કાં બાપ '! "

"બહુ સારૂ ચાલો હવે મુદ્દા ઉપર આવો ! મેતર પકરો!

" આ સાહેબ બીલ લઇને ઘેર આવ્યો કે તરતજ મારી વાઈફ કહેશે કે લ્યો બજારમાં જઇને મારા વાસ્તે સ્લીપર લાવો, સેન્ટ લાવો, રૂમાલ લાવા અને પોમેટમ, તેલ, અત્તર, ધુળ ઢેખાળા અને પથરા જે કાંઈ મંગાવું તે લાવી આપો ! ! "

" ઓહો આ તે તમે બોલોછ કે બકોછ ? "

" સાહેબ બોલું છું ! સાસરામાં બધાનાં કામ થાય પણ કાંઈ બાયડીની તાબેદારી ના ઉઠાવાય; તેથી મારે મુદ્દાના

માણસ સાથે વાંધો પડયો; જ્યાં મુદ્દો બગડયો ત્યાં બધું બગડયું !"

"ત્યારે તમારા લોકોમાં ગધાના સાસરે આવો કારભાર ચાલતો હોશે કે ?"

"હા સાહેબ ! જે જમાઇઓ ઘરજમાઈ તરીકે સાસરામાં રહી ઉછરતા હોય ત્યાં બધે જમાઇને સાસુ સસરાની ગુલામગીરી કરવી પડે; અને વાતે વાતે હાજી હાજીથી સાસરીયાંને રાજી રાજી રાખવાં પડે !"

"બાવા તમારી કહાની પન બરી જબરી કોમીક દેખાય છે જો !"

"સાહેબ જે જમાઈનાં સાસરીઆં શ્રીમંત પૈસાદાર હોય; અને જમાઈ ગરીબ હોય તેને આ સંસારમાં સાસરીઆંના ગોલા થવાનો વખત આવે ! જેનાં સાસરીઆં કુળવાન હોય અને પોતે રળી રોટલા ખાતો હોય તેને બાયડીને ઘેર રાખવા સારૂ સાસરીઆંના વગર પૈસાના નોકર ચાકર થઇને રહેવું પડે ત્યારે તેનાથી આ સંસારમાં ઘર માંડી શકાય ! જે જમાઈએ ઘરબાર ઘરાણે મૂકી પલ્લાં ભરી કન્યા આણી હોય તેણે દહાડામાં દશવાર સાસરે જઇને સાસુ મડમ સાહેબને સાત વાર નીચા નમી સલામ કરવી પડે; જો તેમાં એકાદ સલામી ઓછી લેવાય તો તરતજ દીકરીને ઘેર તેડાવી જમાઈને હાડહાડ કરી હેરાન કરી કુતરાનો અવતાર બનાવી દે, અને જે જમાઇ પોતે કુળવાન હોય અને મારા જેવા નિરાધાર અને ગરીબ હોય તેને સાસરીઆમાં રહી ઘરજમાઇ તરીકે રહેવું

પડે અને ધડાનાં કાટલાંની માફક જ્યાં નાંખે ત્યાં નીચા નમી જે બતાવે તે કામ કરવું પડે; જ્યાં સુધી સાસરીઆંની મરજી સચવાય ત્યાં સુધીજ કુલીનતા દુનિયામાં દેખાડી શકાય, બાકી જરા પણ વાંધો વચકો પડતાં તરતજ લડાઇ ટંટા થઈ અપમાન પામી પોતીયાભેર સાસરૂં છોડવાનો વખત આવે!"

"હાં બાવા પછી તમારા ઇતીહાસનું બ્યાન આપોને!"

"આ સાહેબ, અન્યાય ભરી રીતે મારા ઉપર જ્યાં દરેકના તાબીઆ થવા માંડયા કે તરતજ મારે સાસરાને છેલ્લી સલામ કરી વિદાયગીરી લેવી પડી!"

"વારૂ બાવા ટમારી વાઈફ કયાં સુધી ભનેલી છે."

"સાહેબ હાલમાં તેણી બી. એ. પાસ થએલી છે."

"અને ટમો?"

"સેવક પણ બી. એ. પાસ થયેલ છે!"

"ઓહો! સો હાયર એજ્યુકેશન યુ હેવ ટેકન એન્ડ યુ ડોન્ટ ગેટ હેપીનેસ! હાઉ વન્ડરફુલ ઈટ ઇઝ? આટલી બધી કેલવની તમે લીધેલી છે અને તમને દુનિયાદારીનું સુખ મળતું નથી; એ કેવું અજાયબ વિચિત્ર છે?"

"સાહેબ અફસોસ એનોજ છે. મારા વડસસરાનું ઘણુંજ બહોળું ફેમીલી છે. આખું કુટુંબ કેળવાએલું છે. મારા સાસરાની તમામ સ્ત્રીઓ ભણેલી છે. મારી બે સાળીઓ અને બે ફઈજીઓ પણ બી. એ. પાસ થયેલી છે મારા સાઢુઓ પણ ગ્રેજ્યુએટ છે; એકંદર આખું ફેમીલી સારી કેળવણી પામેલું છે."

"ત્યારે વાંધો શું આવીઓ?"

"સાહેબ હું હિંદુઓના જુના રીતી રિવાજનો ચુસ્ત હિમાયતી છું; અને એ લોકો નવા રીતી રીવાજોના ચુસ્ત હિમાયતી છે. હું જે કાંઈ કરૂં તે તેમને પસંદ ન પડે અને તેઓ જે કાંઈ કરે તે મને પસદ ન પડે."

"ત્યારે તમારે તો અવલો ઘાટ થયો છે. ઉંદર બિલારીનો નાતો બનીઓ છે."

"હા સાહેબ, હું ઘણી સપડામણુમાં આવી પડયો છું."

"તો બાવા જો તમારે સુખી થવું હોય તો તેમના ભેગા પંથમાં ભલી જાઓ અને દુઃખી થવું હોય તો આમ તદ્દન જુદા પડી જાવ! બે રસ્તા તમારા વાસ્તે ખુલ્લા છે."

"તો સાહેબ હું હવે તેમનાથી અલગ થઇને જુદોજ પડેલો છું. મેં તેમને નવ ગજના નમસ્કાર કરેલા છે."

"વારૂ પન તમારી વાઇફ સાથે તમારે કેવી રીતનો અનબનાવ થઈ પડયો?"

"આ સાહેબ, તેની તાબેદારી મારાથી ન ઉઠાવી શકાઈ એટલે અમારે વાંધો પડયો."

"વારૂ મી. જયન્તીલાલ તમારે પન જેમ જમાનો ફરે તેમ ફરવુંજ જોઇએ. હવે કાંઇ હીંદુ રાજાઓનાં રાજ્ય રહ્યાં નથી, હવે તો અદલ ન્યાયી અંગ્રેજ બહાદુરોનું રાજ્ય છે. અતિશય જુના પુરાના ખોચરા વિચારોની હિમાયત તમારે મૂકી દેવી જોઇએ અને જમાનામાં ચાલતા સુધારાના વિચારમાં સામેલ થવું જોઇએ."

"સાહેબ હું કાંઈ અંધશ્રદ્ધાવાળો સુધારાનો હડહડતો

શત્રુ નથી. જો એમ હોત તો બી. એ. સુધી કેળવાતજ નહીં."

"ત્યારે સુધારા વિષે તમારો પોતાનો શું ઓપીનીયન છે?"

"સાહેબો હું સુધારાનો હિમાયતી છું. આજ કાલ સુધારાના અર્થનો લોકો અનર્થ કરે છે; ન કરવાનાં કામ કરી સુધારાની કીંમત ઘટાડે છે. સુધારો એટલે શું તો સુધરવું અર્થાત્ જમાના પ્રમાણે દરેક કાર્યમાં સુધારો કરવો. જેમ જેમ વખત બદલાવા માંડે તેમ તેમ મનુષ્યો બદલાતાં જાય છે. જે કાંઇ કાર્ય કરવાની રૂઢી હોય છે તે રૂઢીને જમાનાની ગતિ પ્રમાણે ફેરવી યોગ્ય રીતે કાર્ય સુધારી લેવું તેનું નામજ સાચો સુધારો કર્યો કહેવાય છે. રૂઢીને સુધારવી પણ કાર્યને અચળ રાખવું. કાર્યની કક્ષા મજબુત રીતે સાચવી રાખી રહસ્યનું રક્ષણ કરી જમાના પ્રમાણે ચાલવું તેનું નામજ સુધારો મનાય છે. દાખલા તરીકે કોઈ પણ માણસે કોઇને પાંચસો રૂપીઆ હાથ ઉછીના તરીકે વાપરવા આપ્યા. હવે તે રૂપીઆ તેણે જમાના પ્રમાણે લેવા એનેજ સુધારો કહી શકાય છે; કેમકે જો સત્યયુગનો જમાનો હોય તો મનુષ્ય એકવાર બોલ્યો એટલે થઇ ચુકર્યું કારણ કે જેવા માગે તેવા મળે અને જ્યારે જોઇએ ત્યારે પાછા આપે; પણ કલયુગનો જમાનો આવ્યો એટલે જેને રૂપીઆ જોઇએ તેણે સામા માણસને ખાતુ પાડી આપવું જોઇએ; અને જ્યારે વાયદો કર્યો હોય ત્યારે આપી દેવા જોઇએ; અને ન આપે તો સરકાર દરબાર ફરીયાદ કરીને પણ લેવા જોઇએ! હવે આમાં સુધારો શું? તો સુધારો એજ કે જમાના પ્રમાણે ખાતામાં લખાવ્યા વિના ન આપવા તે! હવે રૂઢી શું? અને

કાર્ય તે શું ? તો રૂઢી એજ કે એ સાક્ષી રાખી સ્ટાંપના કાગળ ઉપર લખાવવું તે, અને કાર્ય તે શું ? તો આપેલા રૂપીઆ દાવો માંડી વસુલ કરવા તે !! હવે કક્ષા અને રહસ્ય તે શું ? તો કક્ષા અને રહસ્ય એજ કે એકના ચાર ગણા ગણી સામાને ગળે પડી કનડી કનડીને કોર્ટમાં ઘસડી રૂપીઆ વસુલ કરવા તે નહિ, પણ વ્યાજબી રીતે આપેલ રૂપીઆ ખર્ચ સાથે ધાંધલ તોફાન વગર વસુલ કરવા તે !! આ પ્રમાણે આપણા અસલથી ચાલતા આવેલા કાર્યોના રહસ્યને જાળવી રાખી જમાના પ્રમાણે કાર્ય કરવાની રૂઢીમાં ફેરફાર કરી સ્હેલાઇથી કાર્ય સાધી લેવું એનું નામજ સાચો સુધારો કર્યો કહેવાય !!! એકદમ આંખો મીંચી સારૂં નરસું વિચાર્યા વગર કાળબળનો ખ્યાલ કર્યા સિવાય પારકું તે સારૂં અને પોતાનું તે નઠારૂં માની દેખાદેખી કરવું તે રસમ સીસ્ટમ હાલના સુધારકોની થઈ પડી છે. હવે મારે અણબનાવ થવાનું કારણ એજ કે હું આ આંધળા સુધારામાં સામેલ નહીં થયો તેજ !! જ્યારે હું અને મારી વાઇફ સાથે સાસરામાં રહીને ભણતાં હતાં; ત્યારે મારા સસરા મને કહે કે તમે આ તમારા માથે રાખેલી તાવડી ચોટલી કાઢી નંખાવી ગુચ્છો રાખો; આ તમારૂં કેડીયું અંગરખુ બદલી નાંખી બુટ પાટલુન કોટ પહેરો; બ્રાહ્મણપણું મૂકી દઇ વીસ્કી, બીસ્કુટ ડબલરોટી કેક ખાઓ; સ્ત્રી સાથે માનભરી રીતે હાથ ઝાલી હરવા ફરવા જાઓ, તેના દરેક કામકાજમાં ધક્કા ખાઓ; તેનું લેસન લખી આપો; ન્હાઇ ધોઈ દેવ સેવા કરવી મુકી કલબમાં ચર્ચમાં જાઓ; આ પ્રમાણે નકલીઆત સુધારા પાળવાની ફરજ

પાડી તેથી મારે અને તેમની વચ્ચે કલેશ થયો. એમના સુધારાનું ધોરણ અંગ્રેજ લોકોના રીતરીવાજોનું અનુકરણ કરવાનું હતું. તેમના જેવા ગુણ લેવાનું નહોતું; પણ તેમના જેવા ખાનપાન અને રીત પોશાક પહેરવાનું હતું. પુરૂષોએ સર્વ કાળ સ્ત્રીઓની તાબેદારીજ ઉઠાવવી; અને સારી રીતે તેમને હરવા ફરવા ખાવા પીવાની અને બોલવાની છુટ આપી સ્વતંત્ર બનાવવી એનું નામજ સાચો સુધારો તેઓ માનતા હતા. હરતાં ફરતાં વાત વાતમાં અને ખાતાં પીતાં સ્હેજ સ્હેજમાં તેમને એટીકેટ પોઝીશન અને લીમીટનો વાંધો પડી જતો હતો. આખો દીવસ છણુક છણુક યસ, નો, નોનસન્સ, ડેમ, બ્લડી, લેઝી, સ્ટુપીડ, ઈડીઅટ રાસ્કલ, ફુલ, ડોન્કી વગેરે કહી કહીને મારો જીવ લેતા હતા. આ પ્રમાણે જ્યારે પાપનો ઘડો ભરાયો ત્યારે એક દીવસ મેં તેને ફોડી નાંખી મારો રસ્તો જુદો કરી લીધો. એક દીવસ મારી વાઈફ ઈંગ્લીશ પોશાકમાં સજ્જ થઇ બેઠી બેઠી હારમોનિયમ વગાડતી હતી; ત્યાં હું મારા દેશી પોશાકમાં ગાયન સાંભળવા ગયો; મારી સ્ત્રીએ મારા તરફ અણગમો બતાવી ધિક્કારના શબ્દો કહ્યા; તે વખતે હું તેને શીખામણ આપવા લાગ્યો, ત્યાં તે ચીડાઇ ગઇ અને એકદમ મારા સસરાને બોલાવ્યા; મારા સસરા ત્યાં આવ્યા અને મારી વાઈફનો પક્ષ કરી મને ધમકાવવા લાગ્યા; તે વખતે મારાં વડસાસુ તેમનાં મધર જે જુના વિચારનાં ડાહ્યાં અને વૃદ્ધ હતાં તેઓ મારો પક્ષ કરી બચાવ સારૂ છોકરીને ઠપકો આપવા લાગ્યાં; આથી ગરમાગરમ તકરાર એકદમ વધી પડી અને મને ન

કહેવાનાં વચન કહ્યાં; તેની સાથે મેં તેમના ઘરને છેલ્લી સલામ કરી દીધી. એક દીવસ હું કાંકરીયા તળાવ પર ફરવા ગએલ હતો ત્યાં મારા એદલજી શેઠ ફરવા આવેલા હતા. અમારા બંનેનો મેળાપ થયો; મારા વાસ્તે ઇશ્વર તેમના હૃદયમાં ઉતર્યો અને મને આશરો આપી ઠેકાણે પાડી સદાને વાસ્તે પોતાનો કરી લીધો ! આ પ્રમાણે આ દુઃખીઆરાના દુઃખની કહાણી બની છે. નાની ઉમ્મરમાં મારાં માબાપ ગુજરી ગયાં; મારી માલમિલકત મારા સસરા બથાવી પડયા અને નીતિને રસ્તે ચાલતાં મને મારવા તડયા; અને છેક બેહાલ બનાવી અરધી રાતે ઘરમાંથી બહાર પહેરેલે કપડે કાઢી મુકયો ! ! ઇશ્વર સૌનું સારૂં કરો ! પ્રભુ મારા જેવું દુઃખ કોઇને દેતો નહીં ! ! ” આ પ્રમાણે કહેતાંની સાથેજ જયન્તીલાલનું હૃદય ભરાઇ આવ્યું, અને એકદમ તેની આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં; તે ડુસકાં ઉપર ડુસકાં ખાવા લાગ્યો; શેઠાણી શીરીનબાઇ, પરીન અને શેઠ વગેરે સૌ જણાંએ તેને સારી રીતે દીલાસો આપ્યો, અને હીંમત આપી માંડમાંડ તેને છાનો રાખ્યો ! !

“ અરે હાં હાં બાવા જયન્તીલાલ જરા હીંમત રાખો; આમ છેક ગભરાઈ ન જાઓ ! છાતી કથન રાખો ! ખોદા જે ધારે તે કરે; તેની મરજી પ્રમાણે ચાલવાથીજ સુખી થવાય છે. હું તમુને જરાબી દુઃખી નહીં થવા દઉં ! ”

“ કાંય બાવાજી તમે શું કામ જયન્તીલાલને દુઃખી કરો છો ? શું કામ તેમને અત્યારે રડાવીયા, ખાલી કોઈ માનસને રડાવવાથી શું ફાયદો થાય છે ! ! ઇશ્વર ગુસ્સે થાય છે. જયન્તી-

લાલ ભાઇ તમો બિલકુલ ગભરાતા નહીં !! મારાં માયજી અને બાવાજી તમારે સારૂં જીવ આપે તેવાં ભલાં છે.”

“બ્હેન પરમાત્મા તમારૂં કલ્યાણ કરો ! પ્રભુ તમારાં માતા પિતાને અમર કરો ! મારા જેવા સેંકડો દુઃખીઆરા દીન જનો તેમની શીતળ છાંયા હેઠળ આવીને ઠરો !!”

“એદલજી શેઠ આય જયન્તીલાલભાઇ બહુજ નેક દીલના ભલા માણુસ છે. તેવન ઘણા પ્રમાણિક અને સાચા છે. મને તેમની હીસ્ટરી સાંભળી ઘનીજ દયા આવે છે. સુધારા, ફેશન અને જુઠાઇના વાયરે ચડેલા દંભી લોકોના દંભનું પોગળ ખુલ્લું કરવું તેબી એક પુન્યનુ કામ છે. પોતાના બાપીકા રીત રીવાજો છોરી દેખાદેખી દોઢડાહ્યા અર્ધદગ્ધ સુધારકો, જે પબ્લીકને ઉંધું સમજાવી ફેશનને પંથે ચરાવી અને સુધારાનો માર મરાવી ખરાબખસ્ત કરનારા પાપી જનોને પૂરતી નસીયત આપાવી લોકોને કુવામાં પરતા અતકાવવા તેના જેવો બીજો કોઇ બી સારો ધર્મ નથી; માટે જરૂર હું અમદાવાદ રોકાવાનો અને આય કેસને સારી રીતે મજબૂતાઇથી ધરી જયન્તીલાલને જીતારવાનો ! પુન્યના કામમાં કદી પદરના હજાર ખરચ થશે તોબી શું થઇ ગયું ? જયન્તીલાલ હીંમત રાખો; બાવા તમારા સારૂ હુ મારાથી બનતું કરીશ !!

“વાડીઆ સાહેબ; આબી પરમારથનું કામ છે. આમાં મારો કોઇબી પ્રકારનો સ્વારથ નથી બાવા !! એક દુઃખી માનસને સુખી કરવાનું આય એક ઉમદા ધરમનું કામ છે !! કોરતનો સઘલો ખર્ચ હું મારી જાતે આપીશ. એક વાર સુધા-

રાનું પોગલ પબ્લીકમાં પ્રગત કરી સુધારાને નામે થતાં પાપ અતકાવીશ. ”

“ શેથજી, તમારા વિચાર પન ઘનાજ સારા છે. ચાલો, આણી એક પુન્યનું કાજ થશે અને પબ્લીકમાં નામના થશે ! ”

“ જયન્તીલાલ તમારે કોઇબી પ્રકારની ચિન્ટા ન કરવી. તમે મારા બચ્ચા છો. જેવી મારે પરીન દીકરી છે; તેવા તમો જયન્તીલાલ પેતના કરતાં પન અધીક સારા દીકરા છો. ”

“ ખરી વાત છે બાવા. આય જગતમાં મનુષ્ય જન્મતાં સાથે કાંઇબી લાવતું નથી અને મરી જતાં સાથે કાંઇબી લઇ જતું નથી; ફક્ત પુન્ય અને પાપજ તેની સાથે જાય છે. જગતમાં તેનાં કરેલાં સતકરમની વાસનાજ કીરતી રૂપે ફેલાય છે અને પબ્લીકમાં તેનાં વખાન થાય છે; માતે જે કાંઇ પરમારથ કીધો તેજ શરીર ધર્યાનું સાર્થક સમજવાનું છે!! બાવા ‘ જેવી કરની તેવી ભરની’ ! ! ”

“ વાહ વાહ વિશ્વાધાર કિરતાર તારી લીલાની બલિહારી છે; કેમકે જ્યાં વ્હાર ત્યાંથી ધાડ અને ધાડ ત્યાંથી વ્હાર ! ! જળને ઠેકાણે સ્થળ અને સ્થળને ઠેકાણે જળ કરનાર એક તુંજ કર્તુ અકર્તુ અન્યથાકર્તુ તરીકે સમર્થ છે. તારી કૃપા એજ મનુષ્યનો ઉદય કાળ છે; કેમકે:-

* * * *

“ પડતી કળામાં પક્ષ પોતાના જનો પણ ના કરે,
વ્હાલા વિફળ વેરી બને નિજ માલ રખવાળો હરે;

ગુણ જ્ઞાન હિન વિત ચાતુરી કામ ન આવે તે કશું,
પ્રતિકુળ જો પ્રભુ હોય તો પંડીત નડે થઇને પશુ."

કવિ મહાસુખરામ.

"જયન્તીલાલ હવે તમે જાઓ, મારા બચ્ચા સૂઇ જાઓ. રાતના કાંઈબી વિચાર ન કરશો. આ તમારા પોતાના ઘરમાં સૂતા છો, અને આ તમારાં પોતાનાં માબાપના આસરા હેથલ છો એમ માની આનંદે પ્રભુનું ભજન કરતા પોઢી જાઓ. ઈશ્વર દરેક પ્રાણી માત્રનું ભલું કરે છે! જમાનામાં જે કાંઈ થાય છે તે સારાને વાસ્તે થાય છે, માતે હીંમત રાખી પગલે પગલે પરભુનો ઉપકાર માનો બાવા!!"

"આહા અવિનાશી તારી માયા અજબ છે. ઘડી ઘડીમાં તારા રંગ ન્યારાજ છે! વાહ મારા હરી તું જે કંઇ કરે તે થોડું જ છે!! અહા કેવાં કલ્યાણી અને પવિત્ર દીલનાં મારાં શેઠ શેઠાણી અને બ્હેન છે! પરદુ:ખભંજન જીવોનુંજ જગતમાં જીવ્યું પ્રમાણ છે!! આહા "આતે સખાવતની આરસી કે પરગજુ પારસી" કહી જયન્તીલાલ મનમાં આનંદ પામતો પામતો પોતાના અવાસમાં જઈ નિંદ્રાવશ થઇ ગયો!!

# પ્રકરણ ૪ થું.



## તારનારી બાયડી કે સારનારી શાયડી ?



દોહરો.

નર નારીનાં રમકડાં, નર નારીના દાસ;
નચાવ્યા નાચે નર મણી, માણે ત્રાસ વિલાસ.



આત્માને આનંદનો ઝરો, નેત્રોને અમૃતનું અંજન, સ્નેહની પલ્લવમય શય્યા, કામદેવ રૂપી વૃક્ષનું પુષ્પ, રતિ વિલાસનો પ્રસાદ, વિષય રૂપી અરણ્યમાં સંચાર કરનાર હૃદય રૂપ હાથીને બાંધવાનું સ્થાન અને સંસારમાં સાર રૂપ એવી સુંદર પુરૂષને આ સંસારમાં ઘણાં સુકૃતથી જ પ્રાપ્ત થાય છે.



માથાં ફોડી મરો મૂરખથી કદી ન જ્ઞાન ગ્રહાય,
જ્ઞાન ઝરે જ્ઞાનીના ઘટમાં અજ્ઞને ઉલ્ટી થાય;
મધુર સુધારસ સૌને ગમતો ખર તે ખચિત ન ખાય,
પૂર્વ તણો સંસ્કાર હોય તો પ્રેમનું પાન કરાય.

કવિ મહાસુખરામ.



સૂર્ય વગર ચકવો, બાગ વગર કોયલ, પાણી વગર માછલું, સરોવર વગર હંસ, પાંખ વગરનું પંખી, પાંદડાં વગર

વૃક્ષ, વરસાદ વગર મોર, વનલતા વગર મધુકર, સ્વાતિ નક્ષત્રના બુંદ વગરનો બપૈયો અને સ્નેહ વગરનો મિત્ર જેમ પશુ રૂપ છે, તેમ વિશુદ્ધતા અને અંકુશ વગરની કામની પણ નકામની કટારી રૂપ છે.

*  *  *  *

" બડી મકારા નારિકો માન ના મિલિયાઇ,
સરિતા બોલે મોરસોં જિયત ભુવંગે ખાઇ;
જિયત ભુવંગૈ ખાઇ મુનિનકે જિય તરસાવૈ,
કૌતુક અપના કરૈ કુંવરિકા અંગ લગાવૈ;
કહે ગિરીધર કવિરાય જૈસી બાંડકી ધારા,
દેખ હૃદય બિચારી નારિ યહ બડી મકારાં. "

સાહીત્ય સંગ્રહ.

*  *  *  *

" જે વારો તે થોડું રે સતિ નારી
પતિ પર સહુ કાંઇ વારોઃ—જે વારો૦
તન મન ધન વારો જીવ ને જોબન વારો,
પ્રેમથી વારો જીવ પ્રાણ રેઃ—  સતિ નારી૦
શાણી છે સ્ત્રીનું જે કાંઈ ગણો તે સ્વામી રે,
જાણો સંહારક સ્વામી ઉદ્ધારક સ્વામી રે;
સતિ સ્ત્રીનો પતિ પરમેશ છે,
પતિ સુખે સુખી સતિ હમેશ છે;
છે પતિ દુઃખે સદા સતિ દીલ કલેશઃ—સતિ નારી૦

તેત્રીશ ક્રોટી દેવ બિરાજ્યા પિયુ પ્રતિમા રૂપ,
જાણી સ્વામી સેવો રે સ્વામી ઉમાવર રૂપ;
સ્ત્રીઓને સ્વામી રમાવર રૂપ,
સ્ત્રીઓને સ્વામી છે સર્વ સ્વરૂપ;
જાણી સ્વામી સેવો રેઃ- જે વારો૦

કવિ મુળશંકર.

સંસારમાં કહ્યાગરી કાન્તા કંથને એક શાન્તિનું પરમ સ્થાન છે, જીવન ઝાઝનું સારૂં સુકાન છે, જીંદગીની ઝલકતી જ્યોતિ છે, અને સાચા સુખને આપનારી એક સ્વર્ગની દેવી છે. જેની સ્ત્રી સારી તેનું સર્વ સારૂં અને જેની સ્ત્રી નઠારી તેનું સર્વ નઠારૂં. મોટા મોટા મૂછાળા મરદો ઘરમાં ચુલાના કલેશથી રાખ ફાકતા થઇ ગયા છે; લાખોની આબરૂવાળાની શાખ કુભારજા સ્ત્રીઓથી રાખમાં રોળાઇ ગઇ છે ચોળાઇ ગઇ છે. જેની દાળ બગડી તેની રસોઇ બગડી; જેનું અથાણું બગડયું તેનું વરસ બગડયું અને જેની બાયડી બગડી તેનું સર્વસ્વ બગડયું. ક્ષણમાં મોહ અને ક્ષણમાં દ્રોહ ઉપજાવનાર ફક્ત એક સ્ત્રીજ છે. ઘર પર એક ઘડીમાં વૈરાગ્ય અને એક ઘડીમાં ભાવ લાવનાર લલિત લલનાજ છે. એક માના જણ્યા ભાઇઓમાં નજીવા કારણસર મુક્કાબાજી અને ડંડાબાજી કરાવનાર ફક્ત એક ચતુરાજ છે. નયનથી નચાવી મોં મલકાવી સામી દૃષ્ટિએ માતાને ગાળો ભંડાવનાર અને બાપને હુંકારા તુંકારા કરાવનાર ફક્ત એક કામનીજ છે. નાના બાંધવાનો અને બહેનોનો પગલે પગલે દોષ દેખાડી કાળી રાત્રે ઘરમાંથી બહાર કઢાવનાર ફક્ત

એક સ્રીજ છે, નખસંથી નચાવી નણંદ બંધુઓના હક ઉપર ત્રાપ મરાવી કંથને ઢોર સમાન બનાવી બાપીકી માલ મિલ્કતની મઝા ઉડાવનાર ફક્ત એક શરમાળ સુન્દરીજ છે. પાળી પોષી ઉછેરનાર વૃદ્ધ માતાને અક્કલ શુન્ય અને અદેખી કહેવરાવનાર હરીણી સ્રીજ છે. એક બાપની પ્રજાના યોગ્ય ભાગો હોળીના નાળીયેર સમ કંથને આગળ કરી કંથ હાથે ઓળવાવનાર ફક્ત એક અલબેલી સ્રીજ છે. બાંધવ અને બ્હેનોને માતા અને પિતાને ખોરાકમાં પેટના જણ્યા દીકરાના હાથેજ વિષ અપાવનાર ફક્ત એક ડાહી ડમરી દારાજ છે. ઘડી ઘડી સાસુ નણંદને સારી રીતે ખંખેરો પલકમાં પરણ્યાને પાંપણ પલકાવી ચડાવી બાપની છાતીમાં ઠોંસા મરાવનાર અને માને ચોટલો ઝાલી જમીન પર પટકાવનાર ફક્ત એક કુલીન કુટુંબની અને શેઠીઆના ઘરવાળી ગુણીયલ ગોરીજ છે. કાળી રાત્રે માના સમાન ઉછેરનાર રાંડી રાંડ બ્હેનોની ટ્રન્કોનાં તાળાં તોડાવનાર ફક્ત એક શાણી સુન્દરીજ છે. ઘરડા આંધળા અને માંદલા બાપને ટાઢા શીળા અને લૂખાપાકા વગર ઘીના રોટલાના ટુકડા વગર દાંતે લોઢાના ચણા સમાન ચવરાવનાર, ધણીને પગની પેંજાર સમ નમાલો ગણી ઉપર ચોટીઆ કૃત્રીમ પ્યાર બતાવી એઠી જુઠી રસોઇ પતિવૃતાનો બેવડો દંભ દાખવી ખવરાવનાર અને પોતાના યારને ધોળે દીવસે ઘરમાં ઘાલી વિવિધ પ્રકારની સ્વાદિષ્ટ રસોઇઓ આરોગાવનાર ફક્ત એક સલુણી શ્યામાજ છે. જમાનાના જોરમાં માયા સમાન મનુષ્યને મર્કટની પેઠે નચાવનાર અને પળ વિપળે મનને અદ્દ્ઢ કરી શ્રદ્ધા શંકાથી

પ્રિય અપ્રિય તરીકે નીરખાવનાર ફક્ત એક સ્રીજ છે. મોંઢ ચઢેલી અને ખાઇબદેલી સ્રી આ સંસારમાં પુરૂષને મન એક જીવલેણુ ઝેરીલી અને ડંખીલી સાપણુ સમાન છે. ભોળા મનના ભરથારોના હદ બહાર લાડથી ચઢી જઈ લાડઘેલી બનેલી કામીની કંથ ઉપર કાતીલ કેર વરતાવી મૂકે છે. કુળવાન મા-બાપની અને ન્યાત પટેલીઆ શેઠીઆ આગેવાનની ગરીબ ઘરમાં પડી ગાય જેવા ધણીઓને ખાઈબદી પગતળે કચરી નાંખવાના કોડ હરદમ ધરતી ફરે છે. વૃદ્ધવયે પરણુનાર, પુનર્લગ્ન નાતરીઆ મેરેજ કરનાર, ઘરબાર ઘરાણે મુકી ન્યાત પટેલની પુત્રીને વરનાર, કન્યાવિક્રયના ફંદે ફસી કોથળીઓ ભરી નાણાં વેરી કન્યા લાવનાર, એકદમ ઉંચા કુળમાં સાહસ કરી લગ્નનો સંબંધ સાંધનાર અને કન્યાની અછતને લીધે જ્યાં મળી ત્યાંથી કન્યા લાવી પરણુનાર, તથા ઘણીજ નાની ઉમરમાં બાળ લગ્નથી જોડાનાર પુરૂષોને ઘણે ભાગે સ્રીઓ માથાની ફરેલ અને પ્રપંચની ભરેલ નીવડી માથે ભાગે છે. 'પંડીત શાસ્રી ભણેલ પુરાણી મોટી સભામાં મનાય, માન તજી મૂરખીના મો-ઢાના નિત્ય ટુંકારા ખાય એવો અવળો ઘાટ તેમને વાસ્તે થઇ પડે છે. તેમની આખી જીંદગાની ધુળધાણી થઈ જાય છે. ડગલે ડગલે ભાઇસાહેબોને બાઈસાહેબોના દાસ બની ખીજમતદારી ઉઠાવવી પડે છે. ઘરડાને નાના થવાનો અને નાનાને ઘરડા થવાનો વખત અવળચંડી સ્રીઓને લીધે આવી જાય છે. પોતાના આપ્ત અને વડીલ વર્ગને પણુ કલેશી કામીનીના સ્નેહ વશ થઇ દબાઇ ચંપાઈ આંખ આડા કાન કરી નાકનું રક્ષણુ કરી તું તાં

કરવું પડે છે અને અયોગ્ય રીતે દુભવો ઘર સંસાર ચલવવો પડે છે. ન્યાય અન્યાય નીતી અનિતિ અને યોગ્યાયોગ્ય વડીલતા વગેરે સઘળું નેવે મુકી નારીના નયન તળે નાચવું પડે છે, વખતો વખત ડહાપણમાં દવ લગાડી ચાલતી ગાડીમાં બેસી ઘરનો ભાર ખેંચવો પડે છે. કેમકે,

* * *

" મોટા મોટા મૂંછાળા ગુચ્છાળા ગુરુવાન તણુ
ચલણ ન ચાલે ચતુરાની આગે પાઇનું,
વલણ તો વિશ્વને સુધારવાનું વાળે પણ
કામનીને હાથ કુંચી સોંપાણું છે ભાઇનું;
તોપોને તડાકે વાત સભામાં ઉડાવે પણ
ઘરમાં ગુલામ ચાલે રાજ્ય પોપા બાઇનું,
નર એવા નામનાના બોલનો શો તોલ કહો
દુકુલે બાંધ્યું છે નીર પ્રવાહી નવાઇનું. "

પતીસમાજ.

આ પ્રમાણે તેમની રહેણી કરણી થઈ જાય છે. બૈરીને વશ થઈ બૈરી જેમ કુદાવે તેમ કુદવું પડે છે, રોવાને ઠેકાણે હસવું અને હસવાને ઠેકાણે રોવું પડે છે. માનભરી મહિલા વાત વાતમાં રૂલાઈ રીસાઇ મનાઇ અને છલકાઇને ધણીને એક ગાલ પર તમાચો લગાવી દે તો ધણીને તે વખતે હસી પડીને ક્રોધને પ્રેમના રૂપમાં ફેરવી નાંખવો પડે છે. આખી જીંદગી સુધી જેના પ્રત્યે માનભરી અને પ્રેમભરી દ્રષ્ટીએ જોયું હોય; જેને વડીલ તરીકે માનતા હોય અને જેને આત્મબંધુ તરીકે અંગની ઢાલ,

આંખ અને પાંખ તરીકે ગણુતા હોય તેને એક તલમાત્ર વાંક સારૂ બલ્કે વિના કારણે અને વિના પ્રયોજને ફક્ત એક મદભરી જુવાનીમાં દીવાની બનેલી છકેલી છેલછબીલી સ્ત્રીને પ્રસન્ન કરવા સારૂ, રાજી રાખવા સારૂ, રીઝવવા સારૂ, સારૂં લગાડવા સારૂ અને સર્વદા તેની પ્રીતિ પ્રાપ્ત કરવા સારૂ ન કહેવાનાં વચન શ્રદ્ધા, સગાઇ, ભાવ અને પ્રેમ વગેરે ભૂલી જઈ કહેવાં પડે છે. વખતે અપમાન કરી સહસા કેર વરતાવવો પડે છે. સહીઆરા વ્યાપાર કામ ધંધો અને જર જમીનોના અયોગ્ય દસ્તાવેજો લખી લખાવી ગળે છરીઓ મૂકી વ્હેંચણી કરવી પડે છે. ત્રણ ત્રણ પેઢીથી ચાલતા આવેલા શ્રદ્ધા વિશ્વાસના સંપભર્યા સંબંધો ફક્ત સ્ત્રી હઠ સારૂ છોડવા પડે છે; અર્થાત્ જેમ જેમ મોટા ભાઈને ભાભી નચાવે છે તેમ તેમ તેમને નાચવું પડે છે. વાસ્તવિક રીતે કહીએ તો:--

* * *

" જેમ નચાવીએ તેમ નાચે રે મોટા ભાઇ ફક્કડ મારા,
વાંકા વળીને ઝીલે ભાભીના બોલ મીઠા ખુબ સારા
ભાભી કહેશે છે દહાડો તો બસ દહાડો,
ભાભી કહેશે છે રાત તો બસ રાત;
જુઓ ચંદ્ર ચળકે છે કેવો જોયા જેવો,
રવિ તાપ આપે છે કેવો અગ્નિ જેવો.
આ છે સારૂં આ નઠારૂં કહે ભાભી તે સારૂં,
આ એકલડું પ્રિયછે મુજને જગત બધુંછે ખારૂં;
સારૂં નરસું ખારૂં મીઠું જુઓ કેવું છે પ્યારા,
વાહ વાહ વ્હાલી ખરે દીવસમાં ઉગ્યા છે જો તારા."

આ પ્રમાણે લાડ કોડમાં લચકાતી લાડીલી લલનાઓ વખત આવે પતિના મોમાં થુંકી કહેશે કે 'પાન ઘણું સારૂં ખાવા જેવું હતું, ને મેં તમારા મોંમાં પીચકારી મારી મારા જીગરના પ્રેમનો તમને દાખલો આપ્યો, સમજ્યા કે મારા ચતુર સુજાણ?' તો તરતજ ચતુર શીરોમણી સ્ત્રીના સૌભાગ્ય આધાર કહેશે કે 'વ્હાલી તેં મને આજે કૃતાર્થ કર્યો અને મારો સર્વ પરિતાપ અને સંતાપ હર્યો.' જ્યારે આવી રીતે અબળાઓ પ્રબળા બની જાય છે ત્યારે કેટલીક રીતે પુરૂષોને માથે તેમને વાસ્તે જવાબદારીઓ રહેલી છે. પુરૂષની હદ બહાર છુટથીજ સ્ત્રી મનફૂર બની અંકુશ વગરની થઈ સ્વતંત્ર મિજાજની વાતે વાતે કંથને કનડતી કર્કશા બને છે. પાણી માગે ત્યારે દુધ આપવાથી અને અન્ન માગે ત્યારે મોતી આપવાથી સ્ત્રી વ્યવહાર મર્યાદાનું ઉલ્લંઘન કરતાં શીખે છે. વાતે વાતે હસીને બોલવાથી અને વાંકે વાંકે ગમ ખાઈ બેસી રહેવાથી સ્ત્રી નઠોર થઈ કઠોર બનતી જાય છે. ખાવા પીવાની, બોલવા ચાલવાની અને હરવા ફરવાની જોઇએ તેથી વધારે છુટ આપવાથી છબીલીને છેલના છુટા છેડા કરવાની ફરજ પડે છે. જેટલી અયોગ્ય રીતે સ્ત્રીને પુરૂષ હસાવે છે તેટલી અયોગ્ય રીતે પુરૂષને સ્ત્રી રડાવે છે. હેતને છલકાવી નાંખવાથી હેત મનને પલાળી નાંખી કોહોવરાવી નાંખે છે. ખાન પાન, લુગડાં લત્તાં અને ઘરેણાંગાંઠાં સ્ત્રીઓના માગ્યા પ્રમાણે આપવાથી પુરૂષોને પ્રાણ અર્પણ કરવાનો અને ખોળીયાની હરાજી કરવાનો વખત આવી ચડે છે. જ્યારે સ્ત્રી તેના ખરા સ્વરૂપમાં જાય છે ત્યારે પુરૂષથી સ્ત્રીનું

રૂપ જોઈ શકાતું નથી. જ્યારે સ્ત્રી સ્વતંત્ર રીતે સામું બોલતી થઈ જાય છે ત્યારે પુરૂષથી તેને તલમાત્ર પણ તાબે લઈ શકાતી નથી. એકંદર રીતે મોંઢે ચઢેલી સ્ત્રી સ્વામીને શૂળી સમાન દુ:ખદ થઈ પડે છે. તેને જોતાંજ પુરૂષ કંપી ઉઠે છે. સ્ત્રીથી વિરૂદ્ધ વર્તન પુરૂષથી જરા પણ રાખી શકાતું નથી. સ્ત્રીના એક તાડુકાથી બિચારા પુરૂષના હાંજા નરમ પડી જાય છે. અવળચંડી સ્ત્રી સંસારમાં સાક્ષાત ચુડેલ પીશાચણી છે. સર્વદા સ્વામીનાં હાડ ચામ અને રક્તને ચુશી ખાનારી ચુડેલ છે. જે પુરૂષના ઘરમાં સામું બોલનારી સ્ત્રી છે તેના ઘરમાં સાક્ષાત નાગણ વસેલી છે. જે પુરૂષને જોઇને સ્ત્રી તાડુકા કરતી સામી આવે છે, તેનો અવતાર હંમેશને વાસ્તે એળે ગયેલો વૃથાજ છે. જેના ઘરમાં જુદાઈ છે, તેના ઘરમાં હમ્મેશને વાસ્તે હોળીજ પ્રકટેલી છે. જેને ઘેર સ્ત્રી મરડાતી છે તેને ઘેર તેનું ભાગ્ય પણ હમેશને વાસ્તે થરડાતુંજ છે.

આપણી સાહસિક સુધારક અને સ્વતંત્રાતાની હિમાયત કરનાર કેસરની બહેન કપિલા કે જેને સુંદરલાલ બારીષ્ટર સાથે પરણાવવામાં આવી છે, તે માનવંતાં બાનુ પણ સુધારક વર સુંદરલાલ સાહેબની છુટનો લાભ લઇ કેવળ મનફ્ર સ્વતંત્ર અને તદ્દન સુધરેલ ઇંગ્લીશ બાનું બન્યાં છે, બારીષ્ટર સાહેબની વિલાયતની હવા અન સુધારાની દવાએ કપિલાને બેધડક બ્હાદુર અને ઉદ્ધત બનાવી છે. બારીષ્ટરના ધંધાની તમામ પ્રેકટીસ કપિલાગૌરીના ત્રીજોરીના ખાતામાંજ સમાતી હતી. સાહેબ પર તમામ સ્વતંત્ર હકુમત કપિલાનીજ ચાલતી હતી. આખા

ઘરમાં કપિલા જેમ કરે તેમજ થતું હતું. કપિલાના મનની મરજી એજ બારીષ્ટર સાહેબના કાયદાનો અર્થ થયો હતો. ખાવા પીવાની ઓઢવા પહેરવાની અને ફરવા હરવાની તમામ રીત રસમ ઉપર કપિલાનો કાબુ હતો. સાહેબને પહેરવાનો સટ પણ કપિલાની પસંદગીથીજ તૈયાર થતો હતો. કોઇ પણ ઠેકાણે જવું આવવું હોય, કોઇને કાંઇ પણ આપવું લેવું હોય અગર કોઈની સાથે કાંઇ પણ વાતચીત કરવી હોય તે તમામ કપિલાને પૂછી ગાછીને સાહેબથી થતી હતી. કપિલા સિવાય કાંઇ પણ કાર્ય એકલા બારીષ્ટર સાહેબથી થતું ન્હોતું. હાથનાં કર્યાં હૈયે વાગ્યાનો ઘાટ બારીષ્ટર સાહેબનો બન્યો હતો. શરૂઆતમાં જ્યાં સુધી બારીષ્ટરપણાના ધંધાની સારી પ્રેકટીસ સાહેબને ચાલતી હતી ત્યાં સુધી કપિલા અને સાહેબને સારી રીતે બનતું હતું. જ્યાં સુધી ભાઈ સાહેબ બાઈ સાહેબની સત્તામાં રહેતા હતા, ત્યાં સુધી અન્યો અન્યમાં ઉંચાં મન થવાનું કાંઇ પણ કારણ બન્યું નહોતું; અર્થાત્ ધંધામાં જ્યાં લગી હાથ ભરાય તેટલા પૈસા મળ્યા ત્યાં સુધી તમામ સલાહ સંપમાં અને આનંદ રંગમાં ચાલતું હતું. સ્રીને જ્યાં સુધી મનને પુછીને ખાવાનું પીવાનું અને ઓઢવા પહેરવાનું મળે છે ત્યાં લગીજ તે સારી રીતે ડાહી વિવેકી અને આમન્યાદાર આજ્ઞાંકીત દાસી તરીકે પતિની સેવા ચાકરી કરે છે. જ્યાં ખાવામાં અને વાપરવામાં ન્યુનતા પડે છે, ત્યાં તરતજ તેના મનમાં અને પ્રેમમાં પણ ન્યુનતા પડે છે. જમાનાના અસ્તોદય કાળચક્ર પ્રમાણે બારીષ્ટર સાહેબનું દશાચક્ર પણ ધીમે ધીમે બદલાતું હતું. પહેલી

વીશીમાં જે ભણ્યો નહીં અને બીજી વીશીમાં જે રળ્યો નહીં તેનો તો અવતારજ અલેખે ગયો જાણવો. જેવા સાહેબ વિલાયતથી બારીષ્ટર થઇને ઘેર આવ્યા કે તરતજ સાહેબની ઑફીસમાં નાણાંની ટંકશાળ પડવા લાગી. પ્રેકટીસના વરસાદનાં ઝાપટાં સાહેબનો સુધારો, બાઇ સાહેબની ફૅશન અને એટીકેટ પોઝીશનના મુનિમ ગુમાસ્તા જેમ આવે તેમ ધરાઇ ધરાઇને ખાઈ પી ગયા. જ્યાં સુધી કમાણી આવી ત્યાં સુધી બધાંએ સારી રીતે ખાધું પીધું અને લ્હેર ઉડાવી. જ્યારે કમાણી ઘટવા માંડી ત્યારે ધીમે ધીમે બધાંની આંખ ઉઘડવા માંડી અને કમાણી છેક જ ઘટી ગઇ ત્યારે સાહેબ અને મડમ એક બીજાને ચીડીયાં કરી કરી દાંતીયાં કરવા લાગ્યાં અને લ્હોતીઆં ભરવા લાગ્યાં. નાણાંની ભીડ આજ કાલ સંસારમાં મોટામાં મોટી ભીડ છે. તેની છત એ બધાની છત છે. તેની અછતમાંજ બધાની પત જવાનો વખત આવે છે. તેમ બારીષ્ટર સાહેબના ઘરમાં પણ નાણાંની અછતને લીધે એક બીજાની પત જવાની વેળા આવવા લાગી. કપિલાગૌરીએ સારી રીતે સાહેબના મુનિમ ગુમાસ્તા પર નાણાં સારૂ તાણીઓ કરવા માંડ્યો અને સાહેબની પણ અચ્છી રીતે ઝાટકણી કાઢવા માંડી. કપિલાનો ક્રોધ જોઈ બારીષ્ટર સાહેબ તો તદ્દન ઠંડાગાર આઈસક્રીમ રૂપ ઠરી ગયા. સાહેબ જે કાંઇ કહે તેનાથી ઉલટુંજ કપિલા કરતી હતી અને ગમે તે રીતે બસ પૈસા કમાઇને આપો એજ તેની હંમેશની માગણી ચાલતી હતી. સાહેબની ઑફીસમાં ઘાલચંદ અને મેલચંદ કરીને બે મોઢ વાણીઆ મુનિમો હતા. બંને બહુ કાવા-

દાવા અને ઝાઝી વગસગવાળા હતા. અતિશય ખટપટીઆ પ્રપંચી મોંઢાના મીઠા અને અંતરના તીખા આગ જેવા હતા. અસીલોની કમાણીમાંથી બારોબાર અદ્ધરીઆ મહાપ્રસાદ તે ઝાપટી લેંતા હતા. બારીષ્ટર સાહેબ કાયદાના ખાં હતા પણ મેથેમેટીકસમાં સાઇફર શુન્ય હતા. અર્થશાસ્ત્ર કરકસર અને ત્રેવડને બિલકુલ પીછાનતા નહોતા. કાલે શું થશે તેનો જરા પણ પરવા રાખતા નહોતા. પ્રેકટીસમાં રોજ હાથ ભરાતો એટલે કાલને તો તેમણે એક કોરે જ મૂકી હતી; ધંધાની તમામ આવકને જમાનાના ખર્ચની જાવકમાં રોકી દીધી હતી. રોજીના ચાલતા રહેલા પ્રવાહના જોરથી રોજનું ખર્ચ એમને નભે જતું હતું. એકાદ કેસમાં પાંચસો કમાયા એટલે તરતજ ધાલચંદ મુનિમને કહેશે કે લ્યો ઑફીસ ખર્ચ કાપી લઈ શેઠાણીને આપજો. આ મુનિમ સાહેબને જેટલું જોઇએ તેટલું તારવી લે અને બાકીનું જે કાંઈ વધે તે કપિલાના હાથમાં જતું હતું. જમાનાના જોરમાં પુરૂષની કમાણી જ્યાં સ્ત્રીના હાથમાં જાય કે બધું બરોબર સરખે સરખું થઈ જાય; જ્યારે ધણીને જોઇએ અને માગે ત્યારે તરતજ રોકડો જવાબ મળે કે વિષ્નુ પાસે માગી લેજો. આ પ્રમાણે આવકમાં શેઠાણી અને મુનિમના બંનેના હાથ ફરતા હતા એટલે સાહેબ બિચારા કોરામોરા ન્યારા રહી જતા હતા. સાહેબનો સુધારો, લેડીની ફૅશન અને ગુમાસ્તાની ઉઘરાણી એ ત્રણે મળીને ધંધાની આવકને અચ્છી રોતે હજમ કરી જતાં હતાં. ધાલચંદ અને મેલચંદ બંને જણા એક મનથી એક સંપથી અને એક દીલથી એકત્ર થઈ શેઠાણીના મતમાં કેટલીક

રીતે ભળી આવકમાં અરધોઅરધ ભાગ હોઈઆં કરી જતા હતા. બાઇ સાહેબ જે કાંઈ મંગાવે તે તરતજ બજારમાંથી લાવી આપતા હતા. શેઠાણીની ફૅશનને અને સાહેબની પોઝીશનને જમાનાના ખાધેલા ગુમાસ્તા સારી રીતે ઇંગ્લીશ એટીકેટ સાચવી સાચવી જાળવી લેતા હતા; અને પ્રસંગોપાત હાજી હાજીથી રાજી રાજી રાખી દુધની તર જમી જતા હતા. સાહેબને હીસાબી જ્ઞાન ન્હોતું; તેમ લેડી સાહેબને આવતી કાલનો વિચાર ન્હોતો એટલે ગુમાસ્તાને સર્વકાલ દીવાળી થતી હતી. શું ખાવું અને શું પહેરવું તેનાજ વિચારમાં કપિલા રાત દિવસ ગુંથાતી હતી, અને રોજના અવનવા ઓરડરો મુનિમને આપે જતી હતી. આમ મુનિમો પણ નોચા નમી મોઢું મલકાવી ઓરડરો બજાવે જતા હતા. બજારમાં ફેન્સી સ્ટેશનરીની શૅાપોના માલીકને ત્યાં ઓરડરો નોંધાવતા હતા અને જોડે પોતાનું કમીશન પણ ચઢાવતા હતા; અને બીલમાં મહેનતાણાના બમણા દામ ચઢાવી ઑાફીસના ચોપડામાં બીલ જમે કરતા. સાહેબના ઓરડરો પણ કમીશન સાથમાંજ બજાવાતા હતા. મોઢ મુનિમો આ પ્રમાણે બારીષ્ટર સાહેબને ચુસીને ફોલી ખાતા હતા. એક તરફ વાર્ષીક પગાર લેતા, બીજી તરફ અસીલો પાસેથી વકીલાત દાવાની પાઘડી લેતા; અને ત્રીજી તરફ ઓરડરોમાંથી દલાલી કમીશન વગેરે જે કાંઇ મળે તે હોઈઆં કરી જતા હતા. જમાનામાં આજકાલ કમીશનનું પણ જબરૂ જોર ચાલે છે. જુના જમાનાના લોકો દલાલીને નામે લ્હેર ઉડાવે છે અને નવા જમાનાના લોકો કમીશનને નામે મોજ મઝા

મારે છે. દુનિયાના દરેક વ્યવહાર પાઘડી ભેટ ફુલની પાંખડી ઈનામ, સોગાત, હકશાઈ, સુખડી, દલાલી અને કમીશનથીજ ગુંથાએલા છે. કોઈની પાસે કાંઈ માલ મંગાવ્યો કે તરતજ તેની હકશાઈ ચઢી ચુકી. કોઇને લઈ બજારમાં સાથે કાંઈ લેવા ગયા કે તરતજ માલ સાથે દલાલીની જકાત ચોંટી ચુકી. કોઇનું ઘર મંડાવ્યું કે કોઈને કાંઇ સોદો કરાવ્યો કે તરતજ મહેનતાણું ચઢી ચુકર્યું. આ પ્રમાણે દુનિયાદારીના દરેક કામકાજમાં કમીશન પેસી ગયું. કોઈ કોઈના ઉપર વિશ્વાસ મૂકવા લાયક વખત રહ્યો નહીં, અને કોઇને સાથે તેડી માલની ખરીદી કરવાની ઘડી હવે જતી રહી. હવે તો હરકોઈ ચીજ ખરીદવી હોય તો પોતાના મનની હુશિયારી પ્રમાણે બજારે લુંટાવાનો વખત આવ્યો ! અર્થાત્ જે કાંઈ લેવું હોય તે બજારમાં જઈ ચાર પાંચ ઠેકાણે જોઈ તપાસી ખાત્રી કરી એકલા હાથે ખરીદવાથીજ કમીશનની જાળમાંથી છુટી શકાય છે. જમાનાના સુધારાના પ્રવાહમાં જો કોઇની સલાહ માગી તો તેમાં પણ કમીશન; કોઇને લઇને સ્હેજ બજારે ગયા તો તેમાં પણ કમીશન, કોઈને વચ્ચે રાખી પંચાત કરાવી તો તેમાં પણ કમીશન; ઘેર લગ્નના અવસરે કોઈને બોલાવી ચાંલ્લા કરાવ્યા તો તેમાં પણ કમીશન, જમણવાર અને વરા વાજનના ખર્ચ ટાણે એકદમ ખૂટી પડતી કોઈ ચીજ મંગાવી તો તેમાં પણ કમીશન; ઘર વ્યવહારના સાધારણ ઉપયોગમાં ચાલતી ચીજો સાબુ, તેલ, અત્તર, ઘી, સાકર, ખાંડ, કપડાં, અનાજ અને દવા દારૂ વગેરે ભોગજોગે મંગાવી તો તેમાં ભોગજ મળ્યા; એકના

દોઢા થયા; અને દોઢાના કમીશનથી ત્રણુ ગણુા થયા; બસ દુનિયામાં બધે ઠેકાણે ઘરે ઘર કમીશન પેસી ગયું. કમીશન વગર કાંઈ વાત નહીં. જ્યાં કમીશન ત્યાંજ ઉઠાવ, ખરીદી અને ધંધાની તેજી; બાકી બીજે બધે ઠેકાણે મંદી! વાહરે કમીશન! તારી પણુ સુધારાના સમયમાં બલિહારી છે! મોટા લોકોના ઘરમાં નોકર ચાકર અને ગુમાસ્તા વર્ગનું કમીશનની રૂઢીથી સારી રીતે પેટ ભરાય છે. પગાર દશ મળે પણુ બાર મહીને દલાલી અને કમીશનથી ભાઈ આખો પગાર બચાવી આખો વર્ષ દહાડો અમન ચમન ઉડાવે! બારીષ્ટર સાહેબની પેઢીમાં કમીશન દેવના પ્રતાપે ધાલચંદ અને મેલચંદને આ પ્રમાણે ખૂબ લ્હેર ઉડતી હતી. આજરોજ રજાનો દીવસ છે. બારીષ્ટર સાહેબ બહાર ફરવા ગએલ છે. ઘરમાં ધાલચંદ મેલચંદ અને શેઠાણી કપીલાગૌરી મળી ત્રણુ જણુજ હાજર છે. રસોઇઓ અને ચાકર પણુ આજે કંઈ કામ સારૂ બ્હાર ગએલ છે. વખત બપોરના બે વાગ્યાનો ચાલે છે. કપિલાગૌરી મુનિમોને બોલાવી પોતાને જોઈતી ફેન્સી ચીજો સારૂ ઓર્ડર આપે છે. મુનિમો પણુ ઠાવકુ મોં રાખી ઓરડરો સાંભળે છે.

"અરે ધાલચંદ, જુઓને જરા તમે બજારમાં જઇને મારા વાસ્તે પોલકાનું ફેન્સી પોત આ નમુના પ્રમાણે લઈ આવોને!"

"શેઠાણી સાહેબ હવે જમનો કાપડીઓ નામે માંડતો નથી; મારો બેટો હવે તો રોકડા દામ છોડાવે છે!"

"અરે તમે તો જ્યારે ને ત્યારે આવોજ ઘોટાળો કરો

છો ! જ્યારે હું માલ મંગાવું છું ત્યારે તમે દેવાળીઆની વાતો કરી મને બનાવો છો ! ”

" બાઈ સાહેબ કાપડીઓ કયાશ માગે તેમાં હું શું કરૂં ? મારૂં સાળું જમાનામાં કાંઇ કયાશ વગર ટેશ નભે છે ? ”

" નખ્યું તમારા બાપનું કપાળ ! તમે વાણીઆ લોકોજ અવળા છો ! આટલી બધી કયાશ તમને મેં માગી સાહેબ પાસેથી લઈ લઇને આપું છું તો પણ તમે મારા વાસ્તે અંગ ઉપર નામે મંડાવી લાવી શકતા નથી. ઘણી શરમની વાત છે!”

" શેઠાણી સાહેબ શું કરીએ એમાં અમે લાચાર છીએ. સરાફીની પેઢી શું તમારી જીભાન ઉપર ચાલે છે ? ”

" ના તમારા પગ ઉપર ચાલે છે ! દુનિયામાં શાહુકારજ તમે, બાકી બીજા બધા ચોર એમ ને ? ”

" ના સાહેબ, સરાફીની પેઢી તો રોકડ દામ કયાશ ઉપર ચાલે છે. દુકાનદારને એકાદ બે વાયદા કરાય; જો તે વાયદા આપણાથી બરાબર રીતે પળાય તો આપણી સરાફી સદાકાળ એક સરખી રીતે ચાલ્યા કરે; અને જો વાયદામાં જૂઠા પડાય તો તરતજ નામે માંડવાના ચોપડા બંધ થઈ જાય ! ”

" એટલે તમે કહેવા શું માગો છો ? ”

" આ કહેવાનું એજ કે ઝાઝા લાસરીયાવેડા કરે ઉધાર માલ મળે નહીં. બીજાશ, જૂઠ અને જરૂરીઆતને ઉધાર સાથે એક ઘડી પણ બને નહીં. ”

" આ બધા સવાલ જવાબજ તમે તમારી મેળે બનાવી બનાવીને આપો છો ! દુનિયામાં વાણીઆના છોકરાને એક વાર

ઈશ્વર પણ ન પહોંચે ! ”

“અં હં....હં હં. શેઠાણી સાહેબ તમે પણ ઠીક અમારી મશ્કરી કરો છો ! તમારે ઘડી ઘડીના જુદા જુદા ઓરડર માલ મંગાવવાના નીકળે અને માલના પૈસા આપવાનો ઓરડર ફક્ત એકજ ત્રણ ચાર મહીને માંડમાંડ નીકળે ! કહો સાહેબ આ લેવડદેવડ હવે શી રીતે બને ? તમે દુકાનદારને ત્યાંથી લાવવાનો હુકમ કરો પણ અમારે દુકાનદારને માગે તે આપવું શું ? અમારાં કાળજાં આપવાં સાહેબ ? શેઠ શેઠાણીના તાબીઆથી અમારી પત્તર જધાઇ જાય છે! ઈશ્વર તમારાથી પ્રભુ તોબા ! ”

“ અલ્યા ધાલચંદ આટલું બધું તું ફાટ્યું ફાટ્યું કેમ બોલે છે ? શું તું તારા ઘરના પૈસા દુકાનદારને આપે છે કે આમ ગાલ વગાડી મને કહી બતાવે છે ! હું તો હવે તારાથી કંટાળી ! ”

“શેઠાણી સાહેબ માફ કરજો ! જો નોકર શેઠાણીના ઓરડરના પૈસા ઘરના કાઢી આપે તો નોકર પછી ખાય શું ? ”

“ રસ્તાની ધૂળ ખાય મારા રોયા મૂર્ખ ! ”

“ હાસ્તો શેઠાણી! તમારી નોકરી કરીને અમે ધૂળ ના ખાઇએ તો પછી કોની નોકરી કરી ધૂળ ખાઇએ ? ”

“ હવે અહીંથી જાય છે માથું ફોડાવતો ? ”

“ લ્યોને સાહેબ, આ એક કોરે મૂંગા મૂંગા બેઠા ! આપ ગુસ્સો શું કામ કરો છો ? ”

“ અલ્યા મેલચંદ, જાને જરા જવેલરી માર્ટમાં જઇ

મારા વાસ્તે મશીન પાલીસનાં ફેન્સી સોનાનાં એરીંગ લઈ આવને!"

"સાહેબ! પેલી ગુલાબ જાંબુની બંગડીઓનું બીલ પતવી જાઓ, પછી એરીંગ લઈ જજો; એમ માર્ટવાળો નગીનદાસ કહે છે!"

"બહુ સારૂં, જા નગીનદાસને કહેજે કે બારીષ્ટર સાહેબે સલામ સાથે કહાવ્યું છે કે એરીંગ આપો; બધું બીલ સામટું ચુકવી દઈશું!"

"અરે પણ શેઠાણી, નગીનદાસ તો મને જોઇને કુતરાની પેઠે ઘુરકી ઘુરકીને કરડવા આવે છે અને બીલ માગે છે!"

"જા જઇને મારૂં નામ દેજે કે કપિલા શેઠાણી હવે ટુંક વખતમાં તમારૂં બધું બીલ ચુકવી દેશે; આ વખતે ખાસ મહેરબાની કરી એરીંગ આપો!"

"અરે પણ બા સાહેબ! હવે તો તે નગીનદાસ નામ પરજ માંડવાની સાફ ના પાડે છે, કૅશ લાવો ને દાગીના લઈ જાઓ એવો રોકડો જવાબ પરખાવી દે છે."

"બહુ સારૂં, લે હવે પેલા ફરનાન્ડીઝ ફીરંગીને ત્યાંથી મારાં પોલકાં તૈયાર થયાં હોય તો લઈ આવ!"

"શેઠાણી પોલકાં તો ચાર દીવસ થયાં તૈયાર થઈ ગયાં છે."

"ત્યારે તું લાવતો કેમ મરતો નથી?"

"સાહેબ એ ફીરંગી તો એમ કહે છે કે 'પહીલા કૅશ દે દો પીછે પોલકાંકુ હાથ લગાઓ'!"

"મારા રોયા તમે બંને સરખા છો. તમને કોઈ જગ

તમાં પહોંચે તેમ નથી. તમારે ધક્કા ખાવા પડે છે એટલે બધાં બ્હાનાં બતાવી બતાવી વાત ઉડાવો છો. ઠીક આજે સાહેબ આવે એટલે તમારી વાત !"

"તમારા સમ શેઠાણી સાહેબ, જો અમે કાંઇ અસત્ય બોલતા હોઇએ તો !"

"સચ્ચાઈનાં પૂતળાં હું તમને સારી રીતે ઓળખું છું."

"આ બામણના સમ, શેઠાણી સાહેબ જો આમાં કાંઈ જુઠું હોય તો !"

"અલ્યા તમે લોકો સાહેબ પાસેથી મુંઠીઓ ભરી ભરી નાણાં લઈ જાઓ છો તે બધાં નાંખો છો કયાં ? આ અસીલ પાસેથી સાહેબ કાંઇ કમાયા કે તરતજ તમે દેવાના બીલના થોકડા કાઢી ચડીચોટ રૂપીઆ ઉડાવી જાઓ છો. એ બધા રૂપીઆ જાય છે કયાં ?"

"એ બાસાહેબ એ બધું બીલવાળાને ત્યાં જમે થાય છે ! અમે કાંઈ હોઈઆં કરી જતા નથી !"

"એ મારા રોયા તમે મોઢીઆ નખ્ખોદ વાળો એવા છો. મોંના મીઠા અને હૈયાના મેલા કંઈ જણને કાચાં દેવાળાં કઢાવો એવા છો; કહેવત છે કે 'વાણીઆ મરે ત્યારે બલાડા થાય' જુઓ તમારે વાસ્તે એક કવિ હૈયાના હડાળા કાઢે છે કે,

* * *

"પટ સ્વચ્છ સફેતપેં શ્યામ બને, જ્યું અદૃશ્ય કે યોગસેં સ્પર્શ કીલાડા,
ભવ માનવકો તઉ ભૂત સમા ભટકંત ફિરે અઘસેં જ્યું ભિલાડા;
હરદાન જ્યું કાગદ રદવહેં જીમિ સ્નેહ નીરેં બનતે જ્યું હિલાડા;
ખલ પાપ દગા છલ જુડનતેં બનિયા મિરતે તવ હોત બિલાડા."

"વાહ વાહ શેઠાણી સાહેબ તમે પણ ઠીક કહી હોં! કામ કર્યાનો સરપાવ તો સારો આપ્યો!"

"જો સાંભળ, હજુ તો ઘણું સાંભળવાનું છે."

*　　　*　　　*

"વિત્ત વિના વાંઢા મોઢ કેટલાક મરી ગયા
મીંદડા થઈ વાઉ વાઉ કરી લાટતા ફરે,
ખાધું મુખ બાંધી ખુબ દુકાનમાં સાંધી જોગ
ઘરોઘર તેથી દુધ તર ચાટતા ફરે;
મલપના મીંદડીનો કેડ કદી મુકે નહિ
ચુકે નહિ ચોટ મુંસા ખુબી ખાટતા ફરે,
કહે હરદાન પૂર્વ જન્મની સ્મૃતિ થકી
માયા દાટી હોય એમ લીંડી દાટતા ફરે,
વાઉ વાઉ કરે તે તો વહુ વિના મુવા તેથી
રતિ મોહે ભુલ્યા વૃત્તિ નાવી ગઇ નાથમાં,
દહીં દુધ ચાટી ખાય ઘરો ઘર તે તો જેમ
ફોલી ખાધું ફોશીયોનું ફાવો ગઇ સાથમાં;
મુંસાને મારે તે કળ ગ્રાહકને દાબ્યાં જાણે
પાન બીડી ચુના સોત ભાવી ગઈ કાથમાં
કહે હરદાન ધન્ય વણિક કમાણી વાહ
વિત્ત ગયું હવે વિષ્ટા આવી ગઇ હાથમાં."

હરદાન કાવ્ય.

"ઓહોહો તમે તો આજે ખુબ કરી હોં શેઠાણી સાહેબ! આ માલ મંગાવો તમે! આ ધક્કા ખાઈએ અમે! આ માલ

વાપરો તમે ! અને ગાળો ખાઈએ અમે ! આ તે ન્યાય કેવો કહેવાય ? ”

“ હ્યો હવે માથાકુટ મુકી એરીંગ લઈ આવો છો, કે પછી સાહેબને ફરીયાદ કરૂં ? ”

“ લે ભાઈ મેલચંદ હવે ચાલ ત્યારે કાંઇ છુટકો છે ? ”

“ હા ભાઈ ધાલચંદ ચાલો ત્યારે લઇ આવીએ; આ આભ ફાટે ત્યાં થીગડું કયાં દેવું ? આ શેઠાણી કોપ્યાં ત્યાં રોટલા કયાંથી ખાવા ? ”

“ હ્યો શેઠાણી સાહેબ અમને માફ કરજો હો ! બસ ગમે તેમ કરી કુલ્લામાં હાથ મુકાવી, કુણીએ મધ લગાડી ચપ-ટીમાં ઉડાવી તમને આજને આજ એરીંગ લાવી પહેરાવી દઉં પછી કાંઇ મારાં સાહેબ છે હુકમ ? ”

“ લે ભાઈ હવે તું જલ્દી જા ! ઓ માવડી તમે કાંઈ સાહેબને ફરીયાદ ના કરતાં હો ! અમે તો તમારા પેટના ડીકરા કહેવાઇએ ! આ જરા અમસ્તી ગમ્મત કરી હો ! ”

“ જુઓ, છે એમનાં ચરિત્ર કાંઈ ઓછાં ? આ દુનિયામાં બધું કામ દમામથીજ ચાલે છે ! રોફમાંજ જગત વશ થાય છે. ડોળમાંજ બધાને ઠગાય છે ! આડંબર એજ આજ કાલ પૈસા છે. બસ બધુ જીભાનથી જીતી શકાય છે ! ”

“ શેઠાણી સાહેબ ! શેઠાણી સાહેબ ! બારીષ્ટર સાહેબ પધાર્યા; ઓહો આજ તો તેમના ફ્રેન્ડ ખુશાલદાસ ખીસકોલી પણ સાથેજ છે ! ”

“ જા તું જલદી એરીંગ લઈ વહેલો આવ ! અરે મેલ-

ચંદ તું જરા આ ચેર એર ઠીક ઠાક સાફ કરી ઝાટકી નાંખ; લાવ પેલું સાંજવર્તમાન! હું જરા વાંચતી વાંચતી મગજને આનંદ આપું!"

"બહુ સારૂ શેઠાણી એમાં કાંઇ મને કહેવું ન પડે; પણ તમે પેલું શેઠને કહેતાં ના હો કે!"

"આ સાંજવર્તમાનમાં વાર્તાના કોલમમાં એક પારસી લેખક લખે છે કે સ્ત્રીઓ એ આ જગતની દેવીઓ છે, શક્તિ છે, પુરૂષને સારી દોલત અપાવનારો કીમીયો છે. સુખનું વાજીંત્ર છે, આનંદનું જંતર છે; અને મોહનો મંતર છે!"

"યસ ઑફકોર્સ સો! સુંદરી એ આ સંસારમાં એક દેવી અને શક્તિ છે, સમજ્યા કે મારા દોસ્ત ખુશાલરાય ખીસકોલી!"

"યસ માઈ ડીયર બારીષ્ટર! ઓલરાઈટ, ધેર ઇઝ નો ડાઉટ એબાઉટ ઇટ!"

"થેન્ક યુ; ત્યારે તો મને કહેવા દ્યો કે:-

"દેવી દુનિયાની સાચી છે સુંદરી, બસ દેવીથી ધન્ય સંસાર છે;
શામા શક્તિ મુક્તિ સંસારની, બસ શક્તિ એ સાચો સાર છે."

"વેલ ભાભીસાહેબ! અમારા ભાઇએ તો તમારી પોઝીશન વધારી દીધી હોં!"

"અમારી વધારે તો એમની વધે અને અમારી ઘટાડે તો એમની ઘટે!"

"વેલ માય લવ, જરા મારા વાસ્તે ઠંડુ પાણી લાવ જોઇએ?"

"અરે તમે તે કેવા ઑાડ છો ? શું તમે પાણી ના માગ્યું હોત તો હું ના લાવત ! હું શું ભણેલી ગણેલી ભામની એટલું- એ નહીં સમજતી હોઉં કે કોઈ પણ સ્ત્રીનો પતિ બહારથી જ્યારે ઘરમાં આવે ત્યારે તેને વગર માગે પાણી પીવા આપવું જોઇએ ?"

"ઓહ થેન્ક યુ માઈ ડીઅર આફરીન ઓન યુ !"

"આજે તમે તમારા ફ્રેન્ડના દેખતાં પાણી માગીને મારી એટીકેટ ઓછી કરી છે; કેમકે તમે માગો ને હું આપું એમાં પબ્લીક ઉંધુ સમજે, અને કહે કે વાઇફ કેવી ઇડીઅટ છે કે ધણીને પાણી પણ વગર માગ્યે ન આપ્યું ! માટે આજ તો હું નહીંજ આપું. એવો અવળો દાખલો નહીંજ બેસવા દઉં !"

"ઓહ વેરી ગ્લેડ માઈ લેડી ટુ હીઅર યુ ! ચાલ આજ તારા માનને વાસ્તે હાથેજ પાણી પીઉં છું અને મારા ફ્રેન્ડને પણ પાઉં છું."

"ના ના, તમારા ફ્રેન્ડને હું પાઈશ; તમે હાથે પીઓ !"

"વેરી ગુડ માઇ ડીઅર, પછી કાંઇ ?"

"લ્યો મી. ખુશાલરાય ખીસકોલી આજે હું તમને પાણી પાઈ તમારી તન્દુરસ્તી ચાહું છું !"

"ઓહ થેન્ક યુ ભાભી સાહેબ થેન્ક યુ ! સ્ત્રી જાતીનું માન જાળવવાથીજ પુરૂષ જાતીનું રીસ્પેક્ટ માન વધે છે. વિલાયતની અંદર સ્ત્રી જાતીને વાસ્તે અરે ફેરસેકસને વાસ્તે પુરૂષો ઘણુંજ માન ધરાવે છે, અને આ દેશમાં તેમના પર ઓરડરલી કામ લેવાય છે તે ઘણુંજ ખરાબ છે ધિઃક્કારવા લાયક છે."

" અરે એમાં તમને શરમ છે કે તમે ફેરસેકસની વેલ્યુ જાણીને પાણી માગ્યું."

" ઓહ થેન્ક યુ માઈ વાઇફ! તે મારી ફસ્ટ અને ગ્રેટ મીસ્ટેક છે."

" મી. ખુશાલરાય ભાઈ! ભણેલી ગણેલી અને સુધરેલી સ્ત્રીઓ શું એટલું ન સમજે કે પાણી જોઇશે? પણ પુરૂષોની ટેવજ ખરાબ છે કે એકદમ ઓરડર કરીને સ્ત્રી જાતીને પબ્લી-કમાં ઉતારી નાંખવી!"

" યસ માઈ ડીયર ભાભી સાહેબ! યુ આર કવાઈટ રાઈટ."

" વેલ માય સોલ જરા સીગારેટની બોક્ષ અને કાંડી તો લાવ."

" અરે પાછા આવા નોનસન્સવેડા કરવા માંડયા? એક વાર કહ્યું તોપણ પાછા ભૂલી ગયા?"

" ઓહ થેન્ક યુ, થેન્ક યુ માઇ હાર્ટ હું ભૂલી ગયો! એકસકયુઝ મી. આ સાલ્લા હિંદુસ્તાનની હવાજ ખરાબ છે. બસ વિલાયતની તો બહારજ છે. જ્યાં સુધી હું લંડનમાં રહ્યો ત્યાં સુધી મારૂં મગજ બ્રેઈન એવું તો સ્ટ્રોંગ ફાંકડું અને ફેર-સેકસને વાસ્તે ફીલીંગ ભર્યું હતું, કે મેં એકાદ બે લેખ સ્ત્રી જાતિની ઉન્નતિ ઉપર તૈયાર કરીને લંડન ટાઇમ્સમાં લખ્યા હતા; પણ વ્હાલી જ્યારથી મેં ડોવરની ખાડી ક્રૉસ કરી એડ-નના બારામાં પગ દીધો કે ઇન્ડીઆની ખરાબ હવા મગજમાં ભરાઇ ગઈ; અને બાઇડીને ઘરની ઉંદરડી સમજવાની વેલ્યુ

થઇ ! ઓહ સોરી સોરી ! ”

“ મી. સુંદરલાલ ! ત્યારે તમે આ ખરાબ હવાવાળા ઇન્ડીઆમાં શું કામ આવ્યા ? વિલાયતમાંજ રહીને બારીષ્ટરપણાની પ્રેકટીસ કરવી હતીને ! ”

“ અરે હું તો કેવળ ઇન્ડીઆનો ઉદય કરવા સારૂંજ આવ્યો છું. હરકોઈ રીતે સુધારાના શત્રુઓને સુધારવા અને જંગલી રૂઢીબંધનો કાપીને તેમને સુધારક બનાવવા એજ મારો એઇમ છે. ”

“ અરે મારો પણ એવોજ હેતુ છે કે હિંદુસ્તાનની સ્ત્રીઓની કંગાલીઅત કન્ડીશન સુધારવી અને તેમને હેલ્થી વેલ્થી અને હેપી કરી આબાદ કરવી. ”

“ વેલ ડીયર વાઇફ્ જરા પેલો ફેન્સી ફેન લાવને ! પંખો આપ વારૂ ! ”

“ અરે તમે કેવા મૂર્ખ છો ? એકવાર કહ્યું છતાં પણ તેના તે ! કોઇના દેખતાં મારા ઉપર ઓરડર કરી મારૂં માન શામાટે ઓછું કરો છો, ( જુઓ ચિત્ર ૨ જું ) જાઓ અહીંથી, હું તમારી સાથે બસતી નથી, આઇ ડોન્ટ લાઇક યુ એટ ઑલ !”

“ અરે હાં હાં હાં ભૂલ્યો મારી વાઇફ્ હું ભૂલી ગયો, મને માફ કર ! પારડન આપ ! આ ઇન્ડીઆમાં આવીને મારૂં ભેજું બગડી ગયું છે ! મી. ખુશાલરાય ખીસકોલી કાંઈ ભેજુ સુધારવાની દવા હોય તો બતાવોની બાવા ! ? ”

“ સાહેબ જરા બદામનો મગજ કાઢી ખાઓ ! જરા અક્કલગરો દુધમાં ઉકાળી ઉકાળીને પીઓ ! ”

" તમે તો જીંદગી સુધી આવા જંગલી રહેવાના ! મી. ખુશાલરાય, હું પંખો આપવાના વિચારમાંજ હતી; પણ એક બીજો પંખો તમારે સારૂ શોધતી હતી એટલામાં તો એ ભસી વળ્યા કે પંખો લાવો ! હું ઘણી કંટાળી ગઇ છું. તમેજ વિચાર કરો કે એક પંખો લઈને હું તેમને એકલાને આપું અને તમને ન આપું તે કેવું બેડ દેખાય ? એમાં તમારૂં કેટલું ઈનસલ્ટ કર્યું કહેવાય ? "

" ઘનુંજ મોટું ઇનસલ્ટ કહેવાય ! પણ ભાભીસાહેબ તમે તપી ન જાઓ ! શાન્ત થાઓ ! બારીષ્ટર સાહેબ ધીમે ધીમે સુધરશે. જુઓને એ પોતાની ભૂલ સારૂ કેટલી બધી દીલગીરી બતાવે છે ! "

" વેલ ડીઅર જા જરા નીચે જઈને ચાયના બે કપ તૈયાર કરી લાવ જોઇએ, એટલે મગજમાંથી સુસ્તી જાય અને સ્ફુર્તિ આવે ! "

" અરે પાછો ઓરડર કર્યો કે ? બસ હું તો તમારાથી થાકી ! જાઓ ગો આવે ફ્રોમ હીઅર ! "

" ઓહ માઈ વાઈફ વેરી સોરી વેરી સોરી ફોર માઈ મીસ્ટેક ! વ્હાલી હું ભુલને વાસ્તે ઘણો દીલગીર છું. મારૂં ભેજુ દીન પર દીન બગડતું જાય છે. "

" અરે તમારા ભેજામાં ભુસુ ભરો. મી. સુંદરલાલ, તમે શા સારૂ ભાભી સાહેબ પર એકદમ ઓરડર કરી અપમાન કરો છો ? તે બધું સમજે છે; તમારે કહેવાની કાંઇ જરૂર રહે એમ હું ધારતો નથી. "

" ખુશાલરાય ભાઈ, આમ ને આમ મને આખો દીવસ કંટાળો આપે છે; શું કરૂં આજ મને ઘણી રીસ ચઢી છે. બહુજ ખોટું લાગ્યું છે, હું ચાહ તૈયાર કરવાની તૈયારીમાંજ હતી પણ એટલામાં તો એ ફફડી ઉઠયા કે ચાહ બાળો ! "

" હશે ભાભીસાહેબ, તમે ઘણાં શાંત અને સમજુ છો, માટે રીસ ઉતારી નાંખો અને બારીષ્ટર સાહેબને માફી આપી ખુશી કરો ! "

" માય ડીયર સોલ, તું મારા ઉપર હવે એન્ગ્રી ન થતી. આઈ કોરટના કાયદાના કામકાજથી મારૂં મગજ તદન ડલ બની ગયું છે, પ્રેકટીસની ધમાલમાં હું હાફ–મેડ જેવો થઈ ગયો છું. "

" તો હવે સ્ત્રી જાતીને વાસ્તે માન રાખતાં શીખો. આમ છેક મેનરલેસ ન થાઓ ! આ વિલાયત જઈને બધો કાયદો ડોળી આવ્યા પણ સ્ત્રીને ખુશી રાખવાની વિદ્યા ન ભણી આવ્યા ! "

" વ્હાલી હવે હું એજ શીખવા માગું છું કે સ્ત્રી શી રીતે પ્રસન્ન થાય ! અને તેને શી રીતે તાબે કરાય ? ! "

" સ્ત્રીને માન આપવાથો તે પ્રસન્ન થાય છે અને રાત દિવસ કેવળ પ્રેમભાવથી તેને તાબે કરી શકાય છે. "

" મી. ખુશાલરાય ખીસ્કોલી ! મેં લંડનની લાયબ્રેરીમાં ઘણી નોવેલો વાંચી, ઘણાં નાટકો વાંન્યાં અને ઘણાં બીજાં પુસ્તકો વાંચ્યાં પણ એકેમાં સ્ત્રીને વશ કરવાનુ વાંચન વાંન્યામાં ન આવ્યું ! મેં ઘણા દેશોમાં મુસાફરી કરી, ઘણા મહાન્ પુરૂ-

ઘોની સોબતમાં આવ્યો પણ કોઇએ સ્ત્રીને વશ કરવાને ઉપાય બતાવ્યો નહીં."

"આહાહાહા મી. બારીષ્ટર સાહેબ તમે તો રાજા માણસ છો, તદ્દન બાદશાહજ છો. લ્યો ભાભી સાહેબ તમે હવે મહેરબાની કરી બે ચાહના કપ બનાવી દો એટલે બધું દુઃખ મટી જાય અને આનંદ આનંદ જૅય જૅય થઈ જાય!"

"લ્યો ચાલો ત્યારે હું બનાવી દઉં."

"મી. ખુશાલરાય બીસ્કોલી આપણે ગમે તેટલું ભણીએ ગણીએ અને વાંચીએ વિચારીએ પણ સાલ્લો જાતિ સ્વભાવ જતો નથી. આ વિલાયતના દેશમાં સ્ત્રીઓ સાથે ઘણાજ માનથી કામ લેવાય છે, અને આ આપણા દેશમાં–હિંદુસ્તાનમાં સ્ત્રીઓ સાથે રોફથી અને હુકમથી કામ લેવાય છે. વિલાયત ઠંડો દેશ છે; હિંદુસ્તાન ગરમ દેશ છે. વિલાયતમાં મગજ ઠંડુ અને તર રહે છે અને હિંદુસ્તાનમાં મગજ ગરમ અને તપેલું રહે છે. આ તેટલાજ સારૂ આ દેશમાં વાતે વાતે વાંધા પડે છે અને હાલતાં ચાલતાં ટંટા તકરાર થઈ જાય છે. હે પ્રભુ! તું ભારતવાસી બંધુઓને સુધાર, તેમના પર દયા કર અને સુધારાના સાચા સ્વરૂપનાં દર્શન કરાવી તેમનાં દુઃખ દૂર કર!"

"લ્યો ખુશાલરાય ભાઈ આ ચાહના કપ પીઓ."

"ઓહ થેન્ક યુ ભાભી સાહેબ!"

"વેલ માય ડીયર હાઈલી ઓબ્લાઈજ્ડ! વ્હાલી તારો મોટો ઉપકાર માનું છું."

*　　*　　*

" જોઇ જોઇને સઘળું જોયું,
બહુ હરી ફરી પાછું જોયું;
ઘણું ભણી ભણી ગણીને જોયું,
અતિ વાંચી વિચારી દીલ જોયું.
પણ સ્ત્રી વશ કરવાનું
સાધન એક ન જોયું:—૦
બહુ દેશ વિદેશ મન મોહ્યું,
બહુ સંત જનોમાં મન મોહ્યું;
જપ તપમાં જીગર પણ મોહ્યું.
ચિત્ત જંત્ર તંત્રમાં મોહ્યું.
પણ સ્ત્રી વશ કરવાનું
સાધન એક ન જોયું:—૦

" ક્યો સાહેબ હવે લવારો મુકી ચાહ પી જાઓ ! ટાઢો થઇ જશે તો પછી ટેસ નહીં આવે."

" ઓહ થેન્ક યુ માય ડીયર ! "

" શિવ, શિવ, શિવ આવી જાતની સ્વતંત્રતાની હિમાયત કરનારા, સ્ત્રીઓને ફેરસેકસ દેવી અને શક્તિ કહી તેમના આગળ બોકડાની પેઠે નાચનારા, જન્મભૂમિની અવગણના કરનારા અર્ધદગ્ધ માથાબોળુ સુધારકો આર્ય સંસારનું સત્યાનાશ વાળશે! આવી વિફરેલી સુધરેલી અને અવળચંડી સ્ત્રીઓ આર્ય ભૂમિની અવતારી સ્ત્રીઓની કીંમત ઘટાડશે ! ક્યો બારીષ્ટર સાહેબ હું હવે રજા લઉં છું."

" બસ એમ, હવે જશોજ ? "

"હાજી, હવે હું જાઉં છું. લ્યો આશી સાહેબ મારા ભાઇ પર મહેરબાની રાખજો."

. "આવજો આવજો ખુશાલરાય ભાઈ તમે ખાસ કરી આવતા રહેજો."

"લ્યો સાહેબજી, પધારજો." કહી ખુશાલરાય ખીચડીકોલી જમાના સંબંધી વિચાર કરતા કરતા બારીષ્ટર સાહેબની નીસરણી ઉતરવા લાગ્યા. કપિલાગોરીના અવળચંડાવેડા જોઇ અને સુંદરલાલનો હડહડતો સુધારો જોઇ તે મુંછમાં હસતા હસતા બારણું ઉઘાડી રસ્તે પડયા. રસ્તે ચાલતાં ચાલતાં તેમના મુખમાંથી ઉદ્ગાર નીકળી પડયા કે, આ તે "તારનારી બાયડી કે સારનારી શાયડી ?"

# પ્રકરણ ૫ મું.



## સુધારાનો શંખ કે ફૅશનનો ડંખ !



દોહરો.

ભણી ભાવથી ભામની, સુધારાનો સાર;
નીતિ કેરા નામ પર, કાજળ ઘસે અપાર.



વૈભવ અને વિલાસના અવળા આડંબર ધરે એટીકેટ સાચવી મનાતી નથી, વડીલ અને સ્નેહીઓની આમન્યા મૂકે પોઝીશન રાખી કહેવાતી નથી; દેખાદેખી અનુકરણ કરી અને નવા પોશાકો પહેરે ફૅશન રાખી જણાતી નથી, અને ધાર્મિક નૈત્તિક અને વ્યવહારીક મર્યાદા બહાર વર્તવાથી સુધારો કર્યો ગણાતો નથી, પણ આમન્યા, સદાચાર ગજુ અને કુળાચારની કક્ષામાં વર્તવાથી સુધારો કર્યો કહી શકાય છે.



કૉલેજનું નૉલેજ લઇ ફૅશન તણું ચણતર ચણે,
લજ્જા મલાજો મુકીને શેકહેન્ડ કરી બ્યુટીને લણે;
માબાપ ધણીના ધાકને કોરે કરી મનનું કરે,
જ્ઞાતિ તણું બંધન તજી લવ પ્રેમમાં ફરતી ફરે.



મલયાચલ પર્વત ઉપર ભીલ લોકો શ્રીખંડને ઇન્ધન કરીને બાળે છે, કાશ્મીરના પ્રદેશમાં કુંકુંમથી અંગનાઓ આંગણાને લીંપે છે, સિંન્ધુને તિરે વસનારાં જનો રત્નોનો બેરખો કરી મહીષીના કંઠે બાંધે છે, વાઘ ગહન વનમાં ફરે છે, સિંહ ગુફામાં વસે છે, હંસ કમળ સહિત પદ્મવનને સેવે છે, ને ગાંધર્વ સ્મશાનમાં ફરે છે, અર્થાત્ જેવી જેની પ્રકૃતિ છે તેવી રીતે નીચ નીચને શોધે છે અને ઉંચ ઉંચને શોધે છે.

* * *

" રંડી મિત્ર ન કીજીએ અકલ ભ્રષ્ટ હો જાય,
ભક્તિ ગુમાવે ઇશ્વરકી જીવત નરકું ખાય;
જીવત નરકું ખાય જહાં લગ હોય અસંગા,
વહાં તક નરકા નેક પલંગ પર કહે પ્રસંગા;
કથે સુકવિયા કાન રહે સંતોષે ભંડી,
અકલ ભ્રષ્ટ હો જાય મિત્ર નહીં કરના રંડી. "

* * *

" ભણુતર સહુ બેની ભણજો ઉત્તમ કુળ દીપાવવા રે.
સંસારે સુખ જો લેવું, ભણી સત્ય નિયમમાં રહેવું;
જગ હરખાય, એમ સદાયઃ—ભણતર૦
શિયળ અમૂલખ સાચવો ને ત્યાગો મનના મેલ;
ધર્મ કર્મ પ્રીતે કરો તો વાધે કીર્તી વેલ.
પતિના ચરણે મસ્તક ધારો, જીવનની નાકા તારો
યશ સચવાય, એમ સદાયઃ—ભણતર૦ "

કવિ મુળશંકર.

છેલશંકર વકીલ સાથે છુટા છેડા કરી, કાન્તાલક્ષ્મી તોરણગઢના દરબાર કાલુભા ઠાકોર સાહેબને ત્યાં, રાજકન્યા કળાવતીને અંગ્રેજી ભણાવવા સારૂ સ્ત્રી શિક્ષક તરીકે નોકરીમાં ગુંથાએલ છે. રાજવળાના સુખની સાહ્યબી સારી રીતે કાન્તા ભોગવી રહી છે. કન્યા કળાવતીને પણ અંગ્રેજી ભાષાનું સારૂં શિક્ષણ ઘણુજ ટુંક વખતમાં આપી દરબાર સાહેબની પ્રિયતાને પ્રાપ્ત કરી રહી છે. રાજરાણી રૂપાળીબા પણ કાન્તાલક્ષ્મી મહેતીજીનાં સારી રીતે વખાણ કરી રહ્યાં છે. દરબારનાં ખવાસ વડારણો, ખવાસણો અને અન્ય કારભારી મંડળ પણ આ નવી મહેતીના રોફ દમામથી અંજાઇ જઈ એકે અવાજે તેની વાહ વાહ ઉચારી રહ્યાં છે. સ્ત્રી જાત તેમાં ખાનદાન વિપ્ર કુટુંબની તેમાં બી. એ. પાસ થએલી ભણેલી, અને તેમાંએ વળી ફૅશન અને સુધારાના સારા આડંબરવાળી, ચીપી ચીપી બોલનારી, યસ નો ગુડ બાઇ કરનારી, ચશ્મા પોલકાનો ઠાઠ રાખનારી, સાહેબજી મીસ્તર કહી પુરૂષ વર્ગની સરભરા ઉઠાવનારી અને રૂપનો અવતાર એક અલબેલી નાર તે કોને ના ગમે ? તેનાં કોણ વખાણ ન કરે ? સૌ કોઈ કરે ! દરબાર કાલુભા પણ પચાસેક વર્ષના બાંધી દડીના ગેંડા જેવા જબ્બર હતા. અમલ કસુંબાના જબરા બંધાણી હતા. નવા જમાનાના વિચાર પ્રવાહમાં પણ તે જરા તણાતા હતા. રાજરાણી રૂપાળીબા માંદગીના સબબે બહુજ અશક્ત અને નબળા બાંધાનાં હતાં. તેમને સંતતિમાં ત્રણ કુંવર અને બે કુંવરીઓ પ્રજા તરીકે થઇ હતી; પણ હયાતીમાં ફક્ત કન્યારત્ન એકલી કળાવતીજ રાજકન્યા તરીકે

જીવતી રહી હતી; બાકીની પ્રજા ચાર ચાર પાંચ પાંચ વરસની થઇ દેવલોક સીધાવી હતી. સુવાવડના અવારનવાર પ્રસંગોને લીધે રાજરાણી શરીરની સુંદરતા અને કૌવત ગુમાવી બેઠાં હતાં; અને આજકાલ મરણની વાટ જોતાં, આજ જાય કાલ જાય તેમ માંદગીના બિછાને પડી રાબડી શીરા અને દુધ કાંજીનાં ખાન-પાન પરાણે પરાણે ખાતાં હતાં. દરબાર સાહેબ પણ નવાં ઠકરાળાં કરવાના વિચારમાં હતા; વળી રાજકન્યા કળાવતીને જમાનાના નવીન ધોરણ મુજબ અંગ્રેજી કેળવણી આપવી ઉચીત ધારી મહેતી તરીકે કાન્તાલક્ષ્મીને તોરણગઢ તેડાવી દરબારમાં ઉતારો આપી રાખી હતી. નવી મહેતી કાન્તાનું રૂપ સુન્દરતા અને ડાડમાડ જોઇ દરબાર સાહેબ તેના પર ખૂબ મોહ પામ્યા હતા; અને ધીમે ધીમે આ પંખીણીને પ્રેમ જાળમાં ફસાવી મોજ મજાહ મારીશું એમ ધારી ફરી પરણવાનો વિચાર માંડી વાળ્યો હતો. કાન્તા મહેતીની તહેનાતમાં પોતાના વિશ્વાસુ ખવાસ રઘલાને રાખ્યો હતો. મહેતીને પાણી માગે ત્યારે દુધ આપવાનો તેને ખાસ હુકમ કરેલ હતો. ખાનગીમાં મહેતી આગળ દરબાર સાહેબનાં ખુબ વખાણ કરી બસ તેને અચ્છી રીતે મોહ ઉપજાવવો એવી ખાસ આજ્ઞા દરબારની રઘલાને થઇ હતી. રઘલો પણ ખૂબ કાવાદાવા ખટપટ અને રાજ પ્રપંચનો ભરેલ હતો; તેથી તેણે પણ મહેતી અને દરબાર વચ્ચે સારી રીતે છક્કા પંચા રમવા માંડયા હતા. કાન્તાએ રઘલા ખવાસને સારી રીતે મેળવી લીધો હતો. તે જાણતી હતી કે રઘલો દરબાર સાહેબનું ખાસ રમકડું હતો. એમ ધારી તેણે

પણ પોતાના મનના માદળીઆ તરીકે તેને બનાવી દીધો હતો. રઘલા ખવાસ વગર તેને તલમાત્ર પણ ચેન પડતું નહોતું; જ્યારે રઘલાને જોતી ત્યારે તેને શાંતી વળતી હતી. રઘલો ખવાસ પણ કાન્તા ઉપર સારી રીતે ફીદા થઈ ગએલ હતો. તે જાણતો હતો કે જંગલી બુઢ્ઢા ડુક્કર દરબાર સાથે અલબેલી પોપટડીનો નેહ નાતો બંધાવી વચ્ચે રહી બંને બાજુનું પાણી કરી કાન્તા સાથે રંગ રાગ માણી ખુબ લ્હેરાં પાણી કરવાં અને ખુશામતથી દરબાર સાહેબને રીઝાવી પોતાનાં નિશાન આખા રાજમાં મરાવવાં, અને દુશ્મનોનું નિકંદન કાઢી પોતાની બોલબાલા બોલાવી વાહ વાહ કહેવરાવવી. આજ કાલ રઘલા ખવાસને દરબારી કામ સારૂ બહાર ગામ જવાનું હતું. અત્યારે તે કાન્તાલક્ષ્મીને મળવા સારૂ આવ્યો હતો. કાન્તાલક્ષ્મી રઘલા ખવાસને બહાર ગામ જવાની વાત સાંભળી ઘણીજ દીલગીર થઈ હતી; કારણ કે રઘલા વગર તેની કોઇ મન પસંદ સરભરા કરે તેમ નહોતું. રઘલા સાથે કાન્તાએ સારી રીતે પ્રેમ બાંધ્યો હતો. હરકોઈ કામકાજ તે રઘલાને પૂછી ગાછીને કરતી હતી. રઘલો પણ કાન્તાને સારી રીતે ખુશામતથી પ્રસન્ન રાખતો હતો. દરબાર સાહેબને ફોસલાવી સમજાવી અવનવા દાગીના અને વસ્ત્રાલંકાર બક્ષીસ તરીકે વારંવાર વાર તહેવારના પ્રસંગોમાં અપાવતો હતો. કાન્તા રઘલાની સરભરાથી બહુજ સંતુષ્ટ થઇને તેને ખરા જીગરથી પોતાના એક યાર પતિ સમાન ચ્હાતી હતી. તેણે રઘલાને પોતાનું તન મન પુરતી રીતે અર્પણ કરી દીધું હતું. અર્થાત્ ધણી ધણીઆણી જેવાજ પ્રસંગથી બંને જણાં

રંગ રાગ ઉડાવતાં હતાં. રઘલો કાન્તાને અત્યારે સારી રીતે સમજાવતો હતો.

" હ્યો કાન્તાગવરી હવે હું રજા લઉછું, બે ચાર રોજમાં જરૂર દરબારી કામથી પરવારી આપની સેવામાં આવી હાજર થઈશ."

" અરે પણ મારૂં શું થશે ! મારા વ્હાલા મારા દીવસ આપના વિના કેમ જશે ? "

" પ્યારી સો સારૂ થશે ! અરે પણ આમ ઓચિન્તા કેમ ઉદાસ ? "

" કેમ ન થાઉં ઉદાસ ? વ્હાલામાંજ વાસ ! વ્હાલામાંજ ઘરવાસ ! મનગમતા ગુલાબ પુલ ખાસ ! મનગમતી હું ગુલાબની વાસ ! "

" વ્હાલી જ્યાં ગુલાબ જશે ખાસ, ત્યાંજ આવશે ગુલાબની વાસ ! મનગમતી આમ ન થઈએ ઉદાસ ! જલ્દીથી કામ પરવારી હું આવીશ તારી પાસ ! "

" મારા વ્હાલા, મને છોડી ચાલ્યા; એ દીવસો પ્રભુ તેં મને કેમ આલ્યા ? મનગમતા જે મંદીરમાં મહાલ્યા, હાયરે તે મંદીરીઆં લાગશે ઠાલાંજ ઠાલાં ! હવે હું આ આછી ચુંદડી ઓઢી કયાં હરીશ, કયાં ફરીશ ? વ્હાલા વ્હાલા કહી ઝુરી ઝુરી ને મરીશ ! "

" વ્હાલી વખત વિચારીએ. ધીરજથી મનડુ મારીએ ! જો ધીરજ ધારીએ તોજ વખત આવે સુંદર અને સુંદરીને ઉભા રહેવા મોજમઝાની બારીએ, અને એશઆરામની અટારીએ !"

"અરે પણ વ્હાલા હું શું કરીશ? સુનીરે આ જોબન ઝુલડી, અને સુની આ છતર પલંગ ઢોલડી! જુવતી જોબન ઝોલાના જીવનદોર, કાળજાની કોર, ઉપર નાચતા મનહર મોર! હાયરે ચતુરાના ચીત્ત ચોર તમે કયાં ચાલ્યા? જીવનદોર જુદા થાય, મધુરા મોર આઘા જાય, હાયરે પછી આ કંગાલ કાન્તાનું શુંરે થાય?"

"પ્રિયા તું આમ ગભરાય એ કેમ બને! તુંજ કહે કે બહાર જવાય નહીં અવાય નહીં તો પછી નોકરી કેમ થાય?"

"હવે હું શું કરૂં? હશે પ્રભુને ગમ્યું તે ખરૂં!"

"મારી મીઠી મેંનાં આમ છેક અધીરાં ન થઈએ!"

* * *

"હૈયાના હાર મારા હલકે હલકે હાલજો,
સુંદરીના શ્રૃંગાર સારા લટકે મટકે મ્હાલજો.
દીલદાર ભરથારઃ—હૈયાના૦
કાચી કળી કુસુમની, તુટતાં લાગે ન વાર;
જતન કરીને જાળવે, તો મળે સુગંધ અપાર.
મીઠી મીઠી મીઠી તોય તેજ ધાર.
એઠી એઠી અબળા અજીઠી નાર.
સુધર્યો સંસારરે સુધરેલી છે જે ઘર નાર;
ગમતું ઘરબારરે સુધરેલો છે જેને દીલદાર.
વ્હાલા દીલદારના દેદાર આતમ રામ છે,
વ્હાલી ઘરનારનાં ઘરબાર તીરથ ધામ છે.
વળજો વ્હેલા છેલછબીલા અમે એકલાં પિયુ વિણુ દીલાં
સાલ્યબા સલુણા શામ વ્હેલા ઘેર ચાલજોઃ—"

" હ્યે વ્હાલી આવજો, હું જાઉં છું. જેમ બનશે તેમ તાકીદથી કામ આટોપી વ્હેલો વ્હેલો આપની સેવામાં હાજર થઇશ હો કે ! "

" જરૂર મારા જીવનપ્રાણ જરૂર વ્હેલા પધારજો ! ઓહો નસીબ તું પણ ખૂબ ખીલ્યું છે હો ! છેલશંકર વકીલને છાંડતાં હું તો સુખી થઇ. બસ જ્યારથી દરબારમાં ભણાવવા આવી છું ત્યારથી મારા ભાગ્યનો પાર રહ્યો નથી. આ રઘલા ખવાસની પ્રેમ ગોષ્ટી થયા પછી મારો બેડો પાર ઉતર્યો છે. મોટાની સોબત કરવી હોય તો જરૂર નાનાને સાધવા તે વાત ખોટી નથી. રાજવળાનાં સુખ માણવાં હોય તો ખવાસની પહેલી દોસ્તી કરવી. શેઠ શાહુકારોનાં ઘર મારવાં હોય તો મુનિમ ગુમાસ્તાને પ્રથમ મેળવી લેવા. રાજખટપટના રંગ તો બહુજ નિરાલા છે. બધુ રાજનુ સુકાન ખવાસના હાથથીજ ચાલે છે. બાકી રાજા વાજા અને વાંદરા એ ત્રણેની કહેવત પ્રમાણે રાજાને સાન હોતી નથી, પણ કાન હોય છે. બારોબાર સીધી રીતે રાજા જોડે મન મેળો કરીએ તો કોક દીવસે આસપાસનાં માણસોથી ઘાણ નીકળી જાય; પણ જો આસપાસનાને સાચવી લીધા હોય તો સો મણ તેલે અંધારૂં રાજદરબારમાં ચાલ્યું જાય. કોઇ કોઇનો ભાવ પણ ન પૂછે. મનગમતું ખાઓ ને મનગમતું કરો, બસ નજરમાં આવે તેનાં રાત દી ઘર ભરો, કેમ કે:–

" કાચા રાજાના કાન વાચાવાળા ન સાન,
વળે વેલી સમાન ત્રીજે હાથે સુકાનઃ–કાચા૦

કામ કપટીનાં થાય પેચી પ્રપંચી પુજાય,
સાચા સીધા કુટાય ધોળે દહાડે લુંટાય'—કાચા૦
ખીરસે તે પામે પાય રહે તેતો રાંધનાર,
કામ કરી મરે કોક બીજે જશ બાંધનાર.
અંધારૂં અંધારૂં મધ્યાને અંધારૂં:—કાચા૦ "

માટે હવે જો કીસ્મત જોર કરે છે તો દરબાર પણ મને ચ્હાય છે અને રઘલો પણ મને ચ્હાય છે. હવે જ્યારે ચ્હાય છે અને જો મનનો મેળો થાય છે તો એક ઘડીમાં રાણી પણ થવાય છે; પછી જોઇ લ્યો મારો ભડાકો; બસ આખા રાજ્યમાં સુધારાનો તડાકો અને ફૅશનનો કડાકો ! ખરેખર ખટપટ વગર કાંઇ પણ થતું નથી. જો મેં આવીને રઘલા ખવાસને મારી પ્રેમ જાળમાં ફસાવ્યો ન હોત તો એકદમ હું આટલે સુધી પહોંચત નહીં. અત્યારે મન ચ્હાય છે તે ખવાય છે અને મન ચ્હાય છે ત્યાં જવાય છે; માટે ખટપટ એ એક ઉમદા ઉદ્યોગ છે. દુનિયામાં ભાગ્યના પાસા ખટપટ વગર પોબાર પડતા નથી. ખટપટ સ્વાર્થ અને પ્રપંચ એ ત્રણુથી આ ત્રિલોક વશ કરી શકાય છે; ભલભલા સ્હારથીઓને આ આર્થીક પ્રપંચથી સીધા દોર બનાવી શકાય છે. સંસાર વ્યવહારનાં દરેક સુખો પ્રપંચ-થીજ પ્રાપ્ત કરી શકાય છે. મોંના મીઠા અને અંતરના કડવા થઇને મહેરબાન સાહેબજી આવો પધારોના સાકરીઆ શબ્દો વડેજ મોટા માણસોને મેળવી લેવાય છે. રાજસુખ પામવાને વાસ્તે મોંની મીઠાશ અને પ્રપંચની ખાસ જરૂર રહે છે; કેમકે—

*  *  *

" રાજ તણું સુખ માણવું હોય તો કરો પ્રપંચમાં કામ,
પેચને પેચમાં પાય ભરી નિત પાડો પ્રમાણિક નામ;
અંશ દયાનો તજી તનથી મન તાકો અરીનું નિશાન,
સાચાને જુઠું જુઠાને સાચું કરી ભરો નૃપ કાન. "

રાજસિક સુખો માનસિક પ્રપંચ વગર પ્રાપ્ત થઇ શકતાં નથી, માટે આપણે તો પ્રપંચના પૂતળા રૂપ રઘલા ખવાસને પહેલેથી પલાળી દીધો છે, એટલે બારે ભાગોળ મારા વાસ્તે મોકળી રહી છે. આજ લગભગ ચાર વાગવા આવ્યા પણ હજી સુધી રાજકન્યા કળાવતી કે દરબાર કોઇ પણ પધાર્યા નહીં. શું રાજરાણી રૂપાળીબાનો મંદવાડ આજ વધારે ભયંકર હશે ? હા એમજ હશે, તે વિના આટલી બધી વાર થાય નહીં. પ્રભુ કરેને રાજરાણી વ્હેલાં વ્હેલાં સધામ પહોંચી જાય તો પછી મારાં સારી રીતે નસીબ ઉઘડી જાય ! દરબારને એક પલકમાં પલાળી નાંખી રાજરાણી બની જાઉં અને રાજમહેલમાં ખુરશી પર બેસી અમન ચમન ઉડાવું; પણ રાણી મરે ત્યારેને ? હાય ! એજ એક સોનાની થાળીમાં લોઢાની મેખ છે, તે વચ્ચેથી પતી જાય, તો તમામ કામ સુધરી જાય. ઓહો પેલું કોક દરબાર સાહેબ જેવું આવતું જણાય છે. હા....એ તો એજ ! સાથે કળાવતી પણ છેને ? આહા આજ તો કાંઇ અલૌકીક ઠાઠમાઠમાં દરબાર પધારતા જણાય છે. લાવ આજ કાંઈ નવીન નખરાં કરી દરબારને રીઝાવી દઉં ! "

" કાં મહેતીજી સાહેબ છો કે ? ગુડ મોરનીંગ ! "

" આવો આવો ઠાકોર સાહેબ પધારો ગુડ મોરનીંગ ! "

" મ્હેતીજી સાહેબ ગુડ મોરનીંગ ! "

" ઓહ કલાવતી ગુડ મોરનીંગ ટુ યુ માય ડારલીંગ ! "

" મ્હેતીજી સાહેબ તમે તો બહુજ મીઠું મીઠું ગળ્યું મધ જેવું મડમોની માફક બોલો છો. માળી અંગ્રેજી વિદ્યાની બલિહારી છે; તેમાંએ તમારા જેવાં સુધરેલાં નારી હોય તેની તો વાતજ શી કરવી ? "

" ઠાકોર સાહેબ આપની મારા પર જ્યાં સુધી મહેરબાની છે ત્યાં સુધી જગતમાં બધું મીઠું છે ! "

" વાહ વાહ કાન્તા મહેતી તમારી તો બણીજ જબરી છે, માળી કાંઇ બોલવાની લટક તો ન્યારીજ છે ! "

" એ સૌ આપ દરબાર સાહેબનોજ પ્રતાપ છે, સારાને સારૂંજ મળે ! "

" કહો મહેતીજી સાહેબ કળાવતીને અંગ્રેજી જ્ઞાન કેવું થયું છે, તે જોવા સારૂ આ એક અંગ્રેજી કવિતા છે તે વંચાવો."

" લ્યો કળાવતી આ તમારા બાપુની બક્ષીસ ! A present from worthy. રાજકન્યા આ પોએટરી એવા ટેસ્ટથી વાંચો કે તમારા બાપુ તમને એકદમ ખુશી થઇ કીસ કરી દે અને મને થેન્કસ આપે ! "

" ઓહો ભલે રહી બાપુની બક્ષીસ; આપણે તો કામ સવાવીશ. "

" ગો ઓન ધેન રીડ ઈટ; ચલાવ ત્યારે.

*    *    *

" Sing the song of the spring oh children !
At night moons light is bright and dear to sight,
sing lo. lo, lo–
•The youth follow thee, to the miss !
Do not they miss thee, let thee kiss !
Let thee kiss, let thee kiss, in merry piece,
Again, again, again–Sing. "

" મહેતીજી ! તમે કળાવતિને તસ્દી લઇને ઠીક ભણાવી છે હો ! ટુંક વખતમાં સારૂં કામ કરી દેખાડયું છે. તમારી કદર હવે મારે કરવી પડશેજ ! કલાવતી જાઓ આજે તમે કવિતા સારી વાંચી માટે તમને છુટી છે, રજા છે, મજા કરો જાઓ. "

" ચાલો છુટી છુટી રજા રજા મઝા ! "

" વારૂ કાન્તા મહેતાજી સાહેબ ! મને એક આજે તમને સવાલ પૂછવાની મરજી થાય છે; જો તમને ખોટું ન લાગે તો પૂછું ! ! "

" સાહેબ સુખેથી પૂછો ! મને આપને વાસ્તે કાંઇ પણ ખોટું નહીં લાગે ! "

" વારૂ મહેતી તમે આવડાં મોટાં અને નધણીઆં છો એ શું ? નધણીયું તો ઢોર પણ ખોટું ! "

" ઠાકોર સાહેબ, હું નાની હતી ત્યારે પરણી હતી; પણ ધણી નદીમાં પડી મરી ગયો; અને પછી મેં પુનર્લગ્ન કર્યું. પુનર્લગ્નવાળો ધણી પણ કુલફટાકીઓ અને દેવાદાર હતો; તે દેવાથી કંટાળી નાસી ગયો છે. નાસી તો ગયો પણ મારો રોયો કોણ

જાણે કાશીએ ગયો કે કયાં ગયો તેનો પત્તોજ નથી. !"

"ત્યારે તમે ફરી પુનર્લગ્ન કરોને ?"

"હું તે ત્રેવડમાંજ છું; પણ અમારે પુનર્લગ્નીઆંને તો રૂપાળો રંગીલો અને સુધરેલો ધણી મળે ત્યારેજ લગ્ન કરીએ."

"વારૂ ત્યારે તમે કોઇ રાજાને ત્યાં રહો ખરાં કે ?"

હોવ રહીએ, પણ મોટે ઘેર જઇએ અને જનાનામાં કેદ થઇએ એના કરતાં નાનાનું ઘર માંડી રહીએ એ હું વધારે પસંદ કરૂં છુ."

"કદાચીત કોઈ જનાનો ન પાળે તો ?"

"એમ હોય તો આપણે લગન કરવુંજ."

"તમારૂં કહેવું ખરૂં છે. ખીલે બાંધેલી ગાય પણ ચારો ચરવા હરવા ફરવા જાય છે. પક્ષીઓ માળામાંથી છુટાં થઇ સ્વચ્છંદે પાણીમાં ન્હાય છે, અને કોયલો આંબાવાડીઆમાં સ્વતંત્ર રીતે કુહુ કુહુ કુહુ કરી ગાય છે તો માણસ જાત જનાનાના કેદખાને હરાન થાય, એ માણસની બેવકુફી ગણાય !"

"અમારાં સુધારાવાળાં તો ગાડીઘોડામાં જોડે હરે ફરે; તેવું હોય તોજ લગ્ન કરે, કેમકે—

* * *

"અમે સુધારાની બાનું, ભોગવીએ સુખ મનનું માન્યું (૨)
ધણીને તાબે કદી ન રહીએ, ધડમ ધોત્ર તો દઇએ;
પડે કદી જો કામ કશાનું, મરજી માફક જઇએ:—૦
બની ઠણી બગીઓમાં બેસા, સાહેબ સાથે ફરીએ;
વેલ માય ડીઅર મંચેરજી કહીને, શેકહેન્ડ કરીએ:—૦

રોફદાર રૂવાબ અમારો, કો વાતે નહિ ડરીએ;
રાણીજીનું રાજ રૂપાળુ, નિત્ય મિટીંગો ભરીએઃ—૦

"હા ભા હા, ગાડી ઘોડામાં જોડે હરે ફરે; તમારૂંજ કહ્યું કરે તો પછી તેને તમારા જેવી કાન્તાસુંદરી કેમ ન વરે ?"

"બચ્યું પણ રાજા તો ખરા પણ જુવાનીના જોબનની બહારના, ડાહ્યા ડમરા દીન ચારના, પછી તો કોનાં ઘરબાર અને કોના દરબાર ?"

"સોના સોનામાં ફેર છે, માળાના મણકામાં પણ ફેર છે, તો માણસમાં ફેર કેમ ન હોય ? સાંભળો એક બચ્ચું પણ સોનું સંઘરે છે તો સુંદરી જેવા સોનાની કીંમત રાજદરબાર ન કરે તો રાજદરબારમાં જવા પછી હિંમત કોણ ધરે ?"

"ઝવેરાતની કીંમત ઝવેરીજ કરે, સોનાની કીંમત સોની જ કરે; તેમ આ કાન્તાસુંદરીની કીંમત તો તમારા જેવા રાજ દરબારજ કરે; બીજાનો તો વિશ્વાસ કોણ કરે ? પણ જો તમારા જેવા પહેલ કરે તો આ કાન્તાસુંદરી જાઓ સુખે તમને વરે !"

"બીજાની વાત કોણ કરે ? પોતે ભુખે મરે અને બીજાને ભાણું કોણ ધરે ? હવે આ દરબાર આડી દોઢી વાત નહીંજ કરે ને નહીંજ કરે, ભલે કાન્તાસુંદરી વરે તો મનેજ વરે !"

"બસ તો આપો વચન, અને પાળો વચન !"

"લ્યો આ વચન ! બસ હવે થાઉં છું મગન !"

"જો તમે મનમાંજ મગન, તો મારૂં કહ્યું કરવાના આજથી કરો શકન !"

"બસ મગન મગન મગન, તો સુંદરીનાં વચન કહ્યાંજ

કરવાં જાઓ આજથી કરો શકન શકન ! ”

“ જુઓ રાજ કચેરીમાં ઇન્સાફ વખતે તમારી જોડે બેસવાની ! ”

“ કબુલ કબુલ કબુલ બેસવાની ! ”

“ કચેરીમાં બધા ભાયડા અને હું એકલી બાયડી, માટે ભાયડાની જગ્યાઓ ખાલી કરવાની અને તે જગ્યાઓમાં સ્ત્રીઓ ભરવાની ! ”

“ હા....સ્ત્રીઓ ભરવાની, સ્ત્રીઓ ભરવાની અને કોરટ પણ સ્ત્રીઓની કરવાની ! વાહ વાહ ગોકુળમાં કા'ન મ્હાલે તેમ સ્ત્રીઓની કચેરીમાં હું મનગમતા વિલાસ કરીશ ! ”

“ ત્યારે લખો લીટ ! ”

“ ભલે ત્યારે કરો લીટ ! ”

“જુઓ જયાકુંવરને ફોજદારની, વિજયાકુંવરને નાયબ ફોજદારની, લલિતાને સરદારની, રાધાને કોરટના છડીદારની અને વસંતબહેન જે હાલમાંજ બી. એ. એલ. એલ. બી. મ પાસ થયાં છે તેમને કોરટના વકીલની જગાએ નીમવાં; હવે હવે કરો સહી ! ”

“ હ્યો ત્યારે આ સહી, કાન્તા માહારાણીના મોહોર સીક્કાની સહી ! ”

“ વાહ વાહ દરબાર સાહેબ આજ તો મને ભાગ્યશાળી કરી. હવે જરૂર હું સુધારાને જમાનામાં આગળ પડતો ફેલાવીશ અને સુધારાના દુશ્મનોનાં મોંઢાં સદાને વાસ્તે કાળાં કરીશ.”

“ અરે કોઇ હાજર છે કે ? ”



મેરૂના ઠાકોરે કાન્તાગવરીને કહ્યું: “ ચાહે પ્યારી ને પણ આજ કરી આ ઠાકોર પર અખત્યારી અજમાવી ! ”

" હુકમ ! હજુર હાજર ! ખમ્મા અન્નદાતાને ! ખમ્મા અન્નદાતાને ! "

" જુઓ આ કાગળ દીવાનને આપો ! "

" હુકમ હજુર. જલ્દી જઇને આપું ! "

" કાન્તાસુંદરી બસ સત્તા હવે તમારે હાથજ કુલ, હું તો તમારો દાસ ખરીદાયો વિના મૂલ, બસ હું હવે દૂર ઉભો છું એજ છે મારી ભૂલ; હવે શરમની નદી ઓળંગવી એમ આ મનડુ મશગુલ, પાતળી બાંધો ત્યાંથી પ્રેમનો પુલ, કે તે પુલ ઓળંગી આવું જ્યાં કાન્તાસુંદરીની સ્નેહ સ્કુલ, બસ બસ મારી બુલબુલ હવે મને કરો કબુલ ! "

" વાહ વાહ ઠાકોર સાહેબ તમારી ખુબી પણ ભારીજ છે, તમારા પ્રેમનો પણ બલિહારીજ છે. તમે પણ એક ઢાંકયું રત્ન છો, જીગરના જાણુ તમે પણ પ્રેમપુરાણુના પ્રવીણ પંડીત છો; રસશાસ્ત્રના અભ્યાસી ઉપાસી છો, શું મારા વ્હાલાની બલિહારી ! એક પળમાં પાણી પાણી કરી આ નારી ! "

" વાહરે પ્યારી તેં પણ આજ કરી આ ઠાકોર પર અખત્યારી, સરદારી ! " ( જુઓ ચિત્ર ૩ જુ. )

* * *

" કળાએલ કંથ મારા, મોર ચિત્ત ચોર પ્યારા "
" નાચો પ્રેમ દોર પર થનગન થનગન "
" શીખવતી શાણી દારા સંસાર સુધારા સારા "
" આવી અલબેલીને બસ, ખૂબ ધન્ય લાખો ધન્યઃ—નાચો૦
" મદનની મીજમાની. "

" જમો જાની છાનીમાની "

" ગુંદવડાં............."

" ગાલ ઘડયા "

" કંથ મોઢે કયમ ચઢયા અલબેલા આવલડા. "

" ફુલ છડી "

" છાતી ઘડી "

" સુંધો છડી, પહેલ વહેલા જમો ગુંદવડાં છેલા. "

" નટવર નાનડીઆ. "

" પાતળી વશ પડીઆ. "

" ચિતના ચકોર સારા કાળજાની કોર મારા "

" જમ્યા મીજબાની, છાની આજ છું મગન મનઃ—આદી૦

" અરે કોઈ હાજર છે કે ? "

" મહારાજ હાજર, શો હુકમ છે ફરમાવો ! "

" જાઓ દરબારમાં જઈને ઢોલ વગડાવો, અને ગામમાં ઢંઢેરો પીટાવો કે ઠાકોર સાહેબે આજરોજ સુધારાનાં સ્નેહ લગ્ન કર્યાં છે; બી. એ. પાસ થએલી કાન્તાસુંદરી સાથે પુનર્લગ્ન કરી રાજમાં સુધારાની બોલબોલા બોલાવી છે. આજના આનંદની ખુશાલીમાં કેદખાનામાંથી કેદીઓને છોડી મૂકો, સ્કુલોમાં અને કચેરીઓમાં રજા પળાવી મીઠાઇ વ્હેંચો. રાજમહેલમાં રાજગીત ગવરાવી ચોઘડીઆં બેસારો અને વડારણોને અહીંઆં બોલાવી રાસડા લેવરાવો. રાજગોરને બોલાવી ચોકમાં બેઠક કરાવો ! "

"વાહરે મારા વ્હાલા શું તમારી ખૂબી ! તમારા પ્રેમનાં

હું કીયા મોંઢે વખાણુ કરૂં; ઓહો આજે સુખનો વરસાદ વરસ્યો, આનંદના કરા ખર્યા, સુધારાનો સુરજ ઉગ્યો, અને કુધારાનો અંધકાર નાશ પામ્યો !"

"ચાલો મારી વ્હાલી હવે આપણે સ્નેહે રાજમહેલમાં ફરીએ અને સ્નેહ લગ્નનો લ્હાવો લઇએ."

આ પ્રમાણે આનંદમાં આવી છલકાતાં મલકાતાં કાન્તાસુંદરી અને ઠાકોર સાહેબ એક બીજાના ગળામાં હાથ નાંખી સુધારાનો વિજય વાવટો ફરકાવતાં રાજમહેલમાં આમ તેમ ફરવા લાગ્યાં. દરબારી હુકમ પ્રમાણે રાજવાજીંત્ર વાગવા લાગ્યાં. આખા નગરમાં સુધારાનાં સ્નેહ લગ્નનો હાહાકાર થઈ ગયો; ગોટે ચકલે અને શેરીએ શેરીએ સ્નેહ લગ્નની ચર્ચા ચોગરદમ ચર્ચાવા લાગી, વડારણોના રાસડાની તૈયારી થઈ અને ચોકમાં મોટો જબરો ઢોલ લાવી મંચક પર ગોઠવાયો અને ઝાંજ પખાજના સુંદર નાદ થવા લાગ્યા; અમલ કસુંબાપાણી સારી રીતે ઉડવા લાગ્યાં. ચોકમાં વચ્ચોવચ રાજસિંહાસન ગોઠવાયાં અને તે પર ઠાકોર સાહેબ તથા કાન્તાલક્ષ્મી બીરાજ્યાં; રાજગોરે ઠાકોરસાહેબના હુકમ પ્રમાણે છાજતી અછાજતી જેવી કહી તેવી સ્નેહ લગ્નની ક્રિયા કરાવી; અને વડારણોએ સુંદર મારૂ ભાષાનો રાસ ગાવા માંડયો; ઠાકોર સાહેબ મારૂ ભાષાના રાસથી ખૂબ પ્રસન્ન થવા લાગ્યા અને પોતે પણ કાન્તા સહીત ફરવા લાગ્યા અને વડારણો જોડે તાલ દેવા લાગ્યા; રાજમહેલ દરબારીઓ અને નાગરીકોથી ખીચોખીચ ભરાઈ ગયો:–

*   *   *

## રાસડો.

પેરોને પલટાય બેગો આજોરે,
હાંરે મારા શયન લોભાળા,
એજી મારા તનક મીજાજીરાઃ—પેરોને૰
વારી જાઉં મારા ગુણીયલ હેલો—મારા શયન૰
પીપલરે પાનોને ફુલ મધ પાયારે,
 શશીરા લેઉ પુરા પાનસો,
 પ્યાલી મોર પચાસ.
બીલી બીલીનો રંગ લાગ્યો રૂડો,
ઓ રાધીકા રંગ ભીની.
થારો પેટીયારો ફાંદોઃ—ઓ રાધીકા૰
જાણે ઉગ્યો પુનમનો ચાંદોઃ—ઓ રાધીકા૰
થારા હાથની આંગળીઓઃ—ઓ રાધીકા૰
જાણે ચોળા મગની દીંગોઃ—ઓ રાધીકા૰—પેરોને

તારાસુંદરી.

ખમ્મા અન્નદાતાને, બાપુને ખમ્મા, જીવો જીવો, ઘણું જીવો, અમર રહો, સુખી રહો, એવા આનંદજનક અને માંગલિક જયઘોષના નાદ વચ્ચે રાસ પૂરો થવા આવ્યો. લોકોમાં સાકરો વ્હેંચાવા લાગી, પાનગુલાબ અને અત્તર અપાવા લાગ્યાં; નાગરીકો અને દરબારીઓ આ સુધારાનો મામલો જોઈ દીગમૂઢ બની ગયા. શું કહેવું અને શું સમજવું તેનો તેમને ભારે પ્રશ્ન થઇ પડયો. કેટલાક વિબુધોને આ સ્નેહ લગ્નથી પાર વગરનો ખેદ થયો અને મનમાં અતિશય વિમાસવા લાગ્યા કે

આજથી તોરણગઢની દશા પરવારી અને દરબારનો પણ દીન-માન ઉડી ગયો. લોકોના મનમાંથી પરાણે પરાણે કચવાતા મને અશુભ ઉદ્‌ગાર નીકળવા લાગ્યો કે આતે "સુધારાનો શંખ કે ફૅશનનો ડંખ?"



# પ્રકરણ ૬ ઠું.



## વિધીનો આંક કે ભાગ્યનો વાંક?



### દોહરો.

ચંદ્ર જુવે નહિ ચોથનો, બીજે જે પુજાય;
ઘડી પલટયે ગ્રહરાજ પણ નાનો મોટો થાય.



રામને દેશત્યાગ, બળીને પાતાળે ચંપાવું, પાંડવોનો વનવાસ, વૃષ્ણીઓનું મરણ, નળરાયનું રાજ્યથી પદભ્રષ્ટ થવું, લંકાપતિ રાવણનું રણક્ષેત્રમાં પડવું અને મૃત્યુ થવું, આ બનાવો પરત્વે વિચાર કરતાં કાળની ખુબી અલૌકીક જણાય છે. થવાનુ મિથ્યા થતું નથી.નહીં થવાનું થતું નથી. કાળની ગતિજ વિલક્ષણ છે. તેની સામે થવામાં કોઈની સહાયતા કામની નથી.



ગોચર મળે નહિ ગાયને ખર ખૂબ ચરે છે વાડમાં,
લાગે કલંક હરિ કુળમાં જાંબુક ઝીકે જો ખાડમાં;
મોંઘી મળે મડ બાજરી સોંઘી મળે છે શર્કરા,
કીમતી પૂરો એક કાળ છે પૂરા દિવસ નહિ પાધરા.



વિધીની શક્તિ અતિ ગતિમય છે. તે જળનું સ્થળ, સ્થળનું જળ, રજનો મેરૂ, મેરૂની રજ, તૃણનું વજ્ર ને વજ્રનું તૃણ એક નિમિષ માત્રમાં કરી શકે છે, કેમકે તેની કૃતિના પ્રતાપથી જોતજોતામાં અગ્નિ શીતળ થાય છે અને હીમ અગ્નિ થાય છે, માટે એ વીધિ હમ્મેશાં વંદન કરવા યોગ્ય છે.

* * *

ચાંદસેં ચકોર ટલે મેઘસેં ભી મોર ટલે,
ચોરીસેં ચોર ટલે દિલસેં દિલદાર જો
રોગી હુતેં રોગ ટલે ભોગી હુતેં ભોગ ટલે,
જોગી હુતેં જોગ ટલે કામી હુતેં નાર જો.
પર્બતસેં મેરૂ ટલે ધનસેં કુબેર ટલે,
દીનકા ભી ફેર ટલે હો બુરા હજાર જો.
લેકિન યે શેરિયાર માનો કહે એતે બાર.
ટલે નહિ જીનહાર હોવે હોન હાર જો.

* * *

" થવાનું થાય છે તેમાં તમારે શું અમારે શું
જવાનું જાય છે તેમાં તમારે શું અમારે શું ?
ફકીરો જે અમીરો તે અમીરો જે ફકીરો તે,
સમય બદલાય છે સૌનો તમારે શું અમારે શું ?
હતો જ્યાં ઓટ ત્યાં ભરતી ભરેલું થાય છે ખાલી,
પવન ફુંકાય જ્યાં એવો તમારે શું અમારે શું ?
મઝાની ચંદ્રની શોભા પ્રભા નિજ ખોઈ પણ દે છે,
નિયમ છે એજ શ્રૃષ્ટિનો તમારે શું અમારે શું ? "

જ્ઞાનોત્તેજક કાવ્ય.

રત્નાકર ગંભીર ઘુઘવાટા કરતો ' ગાજે નીધિ ગંભીર ઘોરનાદે' એ સૂત્રાનુસાર પોતાનાં મસ્ત મોજાંઓને સુસવાટા મારતો આકાશમાં ઉછાળી રહ્યો છે, અગાધ જળમાં સફર કરનારા નાવીક જનોને વાંસ વાંસપુર પાણી ઉડાડી ભયભિત કરી રહ્યો છે. દીશા અને આકાશની કક્ષાને મોજાંની છોળોથી શ્વેતવર્ણી દ્રષ્ટિ સમક્ષ કરી નાંખી છે. ગહન જળ તરંગો, પવનના સપાટા; ફીણુનો વરસાદ, ખડકનું પાણી પ્રહારથી થતું તોફાન અને વરૂણ દેવની ગર્જનાથી મહાસાગર ભારે મસ્તીમાં આવી જગતને કંપાવી રહ્યો છે. શાંત ગણાતો અરબી સમુદ્ર આ વખતે હદ બહાર તોફાન પર ચઢી પાણીના જબરજસ્ત ઓઘાથી વ્હાણોને આમ તેમ ઝુકાવી રહ્યો છે. ભાવનગર અમરગઢ અને નવીનગઢ પ્રદેશ સામીપ્યના દરિયાએ ખૂબ વાવાઝોડાના તોફાનથી નાયક હીરાલાલ વરરાજાની જાનનો નાશ કર્યો છે. ઘણાં ઘણાં મજબૂત ટકાઉ અને વિશાળ દરબારી વ્હાણોને પણ જોતજોતામાં ભાંગી ચુરો કરી નાંખી જળમાં ડુબાવી દીધાં છે. હીરાલાલનાં પૂર્વસંચિત પ્રારબ્ધ કર્મથી વરૂણ દેવતાએ મહા કોપાયમાન થઈ એકને કાજે અનેકના જાન લઈ લીધા છે. હીરાલાલને રાક્ષસી કદનાં મોજાંના સપાટામાં લઈ જળમાં ઝુલતો નાંખી છોળે ચઢાવી કયાંનો કયાં ઘણાજ દૂર પ્રદેશમાં રત્નાકરે ધકેલી દીધો છે. દરિયાઇ જીવજંતુ અને જાનવરોએ હીરાલાલને પોતાના માલીકના ક્રોધને પાત્ર થયેલો જાણી કરડી કરડી તેને છેક અધકચરો કરી નિર્જીવ અવસ્થામાં લાવી મૂકી દીધો છે. જળમાં ડુબતી વખતના કાલાવાલા કલ્પાંત અને

ગાથોડીઆં તરફડીઆંથી કાંક કરૂણા લાવી જળ દેવતાએ કૃપા-વંત થઈ કીનારા પર રેતીમાં આણી છોડી દીધો છે. આખી રાત બેભાન અવસ્થામાં શબ સમાન હીરાલાલ દરિયાઈ રેતીમાં પડી રહ્યા. અરૂણોદય થતાં રત્નાકર ધીમે ધીમે શાંત થવા લાગ્યો. જગતના જીવનના હેતુ અને જીવાત્મા રૂપ મનાતા ભગવાન આદિત્ય નારાયણ પણ આસ્તે આસ્તે ઉદયાચળ પર ઉદયમાન થયા. સૂર્યનાં કીરણો હીરાલાલના શરીર પર પડી પ્રકા-શવા લાગ્યાં. રશ્મીની ગરમીથી તેના શરીરમાં કાંક કાંક ચેતના આવવા લાગી. પાણીથી પ્રગટ થયેલી બેભાન અવસ્થા કુદરતની કૃપા કટાક્ષથી દુર થવા લાગી. ધીમે ધીમે વખત વ્યતિત થતાં હીરાલાલ જાગ્રત થવા લાગ્યો. તેના શરીરમાં શ્વાસોશ્વાસ પુન: ચાલુ થવા લાગ્યો. દરિયાઈ રેતીએ શરીરની શરદી અને પાણીની ભીનાશને ચુશી લીધી. તડકાના તેજથી વિજળીક અસર થઈ હીરાલાલના અંગમાં જીવન જ્યોતિ જાગ્રત થવા લાગી. સૂર્ય ઉદય થયાને બે કલાક થયા એટલામાં તો તેની મીંચાએલી આંખો ઉઘડી ગઈ અને સ્હેજ સાજ પડખાં પણ આમ તેમ ફેરવવા લાગ્યો. જળચર જીવોએ તેના હાથપગ ઉપરનું માંસ કરડી ખાધું હતું. બરડામાં માંછલાંઓએ બચકાં ભરી ભરી ખાડા પાડયા હતા. પગના નળાના માંસના લોચાઓ પણ લગભગ ખવાઈ ગયા હતા. જાંગોમાં જંતુઓની દાઢો બેઠેલી હતી. આ પ્રમાણે હદ બહારની અશક્તિમાં હીરાલાલ આવી પડયો હતો; તેથી તેનામાં બિલકુલ બેઠા થવાની પણ શક્તિ રહી ન્હોતી. ફક્ત આમ તેમ પડખાં ફેરવીને હાથ પગ જરા હલાવી શકતો

હતો. વેગળેથી જોનારને એમજ માલમ પડી આવે કે કીનારા પર કોઇ જાનવરે તાણુ મારેલું માણસ તરફડીઆં મારતું પડેલું છે. હીરાલાલે સૂર્યનારાયણ ભણી જોઇ પરાણે પરાણે બે હાથ ઉંચા કરી નમસ્કાર કર્યા. તેના શરીરમાં ભાન અને ચેતના સારી રીતે આવી હતી, પણ અંગબળની ન્યુનતાને લીધે ઘાંટો પાડી બોલવાની કે બેઠા થઈ ડગલું ચાલવાની શક્તિ રહી ન્હોતી. રેતી પર સૂતાં સૂતાં ગાયત્રી મંત્ર ધીમે ધીમે ભણી ભાસ્કર દેવની પ્રાર્થના કરી. જે હરીએ મરણ મુખમાંથી ઉગારી જીવતો જળમાંથી બહાર કાઢી કીનારે મૂકી દીધો છે, તેજ હરી અવશ્ય કોક જતા આવતા મનુષ્યને અહીંઆં લાવી મને ઉચકાવી આરામ પમાડશે ! ઓહો ! હરી હરી, મારી આવી દશા તેં કરી ! ભલા ભગવાન તું જે ન કરે તે થોડું ! આ પ્રમાણે ઉદ્‌ગાર નીકળતાંની સાથે આંખમાંથી ટપક ટપક આંસુ નીકળવા લાગ્યાં; આંખ કરતાં આંસુ મોટાં થયાં અને તે ડુસકાં ઉપર ડુસકાં ખાવા લાગ્યો; જેટલું રોવાય તેટલું રોઈ લીધું અને છેવટે આંખમાંથી નીર ખૂટયું એટલે હારી સ્વસ્થ થઇને મુગો પડી રહ્યો. મૌન અવસ્થામાં આશરે અર્ધો કલાક વીતાવ્યો; અને છેવટે ધીમે ધીમે વિભુને હૃદય ભક્તિથી વિનવવા લાગ્યો:--

*  *  *

" હવે તો હદ થઇ હરી, દાસ ઉપર નજર કરો કંઇ કૃપા કરી:—૦
દુ:ખ તણો પ્રભુ ધીર નથી જરા સહ્યું ન હુંથી જાય,
વેગળા બેસી હાંસી કરો શું બાળક આ પીડાય:—હવે તો૦
પાંગુળના પ્રતિપાળ પરાત્પર પાવન પરમ સ્વરૂપ,

તાપ નિવારણ તાતજી મારી અરજ કબુલો અનુપઃ—હવે તો૦
પાપ રૂપી તાપ પ્રગટ અંગમાં ધીકયો છે આજ અથાગ,
બચાવો બળતો બાળક બાપલા નથી ઉગરવાનો લાગઃ—હવે તો૦
કાળ તળે કાઢી નાંખશો સ્વામી શી અમારી પેર,
કોણ અધીકને આરાધીએં પછી કયાં જઇ કરીએ કેરઃ—હવે તો૦
દોપના કોપ દયાળ ન જોશો રતી ન ધરશો રોષ,
ક્ષમા કરી અપરાધ અમારા બ્હારે ચડો નિરદોષઃ—હવે તો૦

જે કાંઈ થાય છે તે સારાને વાસ્તેજ થાય છે એવી અનેરી આશા ધારી તે આંખ મીંચી મનને કઠણ કરી પડખુ ફેરવી પડી રહ્યો. વખત જતાં રવિનો પ્રકાશ તડકા રૂપે થયો; અને તડકો અગ્નિસમ અંગને ધીકાવવા લાગ્યો, હીરાલાલ તાપથી અકળાવા લાગ્યો. શું કરે ? કાંઈ પણ ઉપાય હરવા ફરવાનો નહીં હોવાથી ગભરાતા મને આકુળ વ્યાકુળ થતો તરફડીઆં મારવા મંડયો. જ્યાં વધારે તાપ લાગવા માંડે ત્યાંથી બરડો ફેરવી આંખને બચાવવા લાગ્યો. મનને સારી રીતે નિગ્રહમાં રાખી પ્રભુ જે કરે તે સહન કરવાનો પ્રયત્ન સતત રીતે સાચવવા માંડયો; આવા આગાધ દુઃખમાં વળી કાંઈ તેના પાપના સંસ્કાર બાકી રહ્યા હશે તેથી સમળીઓ, ગરધન અને બાજ પક્ષીઓએ તેને સતાવવા માંડયો. એક મોટી સમળી આવી હીરાલાલની જાંગ પર બેસી ચંચુ પ્રહાર કરી ખોતરવા લાગી; હીરાલાલે અસહ્ય પીડાથી બુમરાણ કરી તેને ઉડાડવાનો પ્રયત્ન કર્યો તેટલામાં એક ગરધન આવી ખભા પર બેસી માંસનો લોચો ચાંચો મારી કાઢવા લાગી; માથુ હલાવી તેને ઉડાડતાં બે બાજ આવ્યા તે

બરડો ખોતરી ખાવા લાગ્યા; અને બીજી ઉડતી સમળીઓએ તેના શરીર પર ઝપાટા મારી અંગ ઉઝરડી નાંખ્યું; આવી અણચિન્તવી આપદાથી હાય મારી હીરાલાલ રૂદન કરતો તરફડવા લાગ્યો. જળ દેવતાને દીલમાં કાંઇ દયા આવવાથી ઉપરા છાપરી મોજાં લાવી પાણીના મારાથી સર્વ પંખીઓને ઉડાડી મુકયાં.

હીરાલાલ દુઃખથી ઘણો કાયર થઇ ગયો. દાઝયા ઉપર ડામ અને પડયા ઉપર પાટુ પ્રમાણે દરિયાના ખારા પાણીનાં મોજાં ઘવાએલા શરીરના ઘા ઉપર લાગવાથી લાહ્ય લાહ્ય પ્રગટ થઈ અતિશય બળતરા થવા લાગી અત્યારે અચેત અવસ્થા તેને સારી લાગવા માંડી; કારણ કે દુઃખનો અનુભવ મનને તે વખતે લાગતો નથી સચેત અવસ્થામાં તનને પડતું દુઃખ મનને લાગે છે અને તેથી ગભરાટથી જીવાત્મા ઘણો કલેશ પામે છે. અત્યારે તેણે મનને મારી તનને નિર્માલ્ય ગણવા માંડયું, અને ચિત્તની એકાગ્રતા કરી પ્રભુસ્મરણ કરવા લાગ્યો. યોગી લોકોની શારીરિક તપવૃત્તિ યાદ લાવી જેમ યોગી યોગમાંજ શરીરને દમન કરી મનને ઉપાધીમુકત કરી પરમાત્મામાં નિમગ્ન કરે છે, તેમ તેણે પણ હરીસ્મરણમાં તનને વિસારી મનને સુધારી મજબૂત કરી જોડવા માંડયું અષ્ટાંગ યોગનો અનુભવ અત્યારે તેણે અંગ ઉપર અજમાવવા માંડયો. જે જે કાંઇ ઈશ્વર સંબંધી તથા તત્વજ્ઞાન સંબંધી તેણે વાંચ્યું હતું તે અત્યારે બધું વિચારવા લાગ્યો; વેદાંત દર્શનના અધ્યાત્મિક મોક્ષનાં સૂત્રોના શ્લોકો ધીમે ધીમે બોલી દેહ પીડાને ભૂલવા લાગ્યો. જો કે શારીરિક તપની આ ક્રિયા શરૂઆતમાં તેને ઘણીજ વિષમ લાગવા માંડી પણ તેણે

અંતિમ દેહ ત્યાગનો નિશ્ચય કરી મનને અડગ બનાવી માનસિક તપમાં નિમગ્ન રહેવા માંડયું, મોક્ષ વિષયની વસ્તુતાનું વિવરણ સારી રીતે તેણે કરવા માંડયું.

જય જય સતચિદાનંદ પ્રભુ આપનો જય! નારાયણ હરે નારાયણ હરે, નારાયણ હરે, શ્રી રાધેકૃષ્ણ ગોવિંદ, શ્રી રાધેકૃષ્ણ ગોવિંદ જપતો જપતો હીરાલાલ શ્રમ શ્વાસ અને પરસ્વેદથી મૂર્છાવશ થઇ ગયો. હરીના તાનમાં વેદાંતના જ્ઞાનમાં અને આત્મ પિછાનમાં તે પોતાને અને જગતને ભૂલી સમસમાકાર સમાધીમાં શાંતીને પ્રાપ્ત કરતો પડી રહ્યો. હીરાલાલે કષ્ટકાળે શ્રી હરીને સંભાળવા માંડયા અને શ્રી હરીએ હીરાલાલને સંભાળવા માંડયો! દીનબંધુ દીનાનાથ દામોદર પ્રભુ હીરાલાલને સહાય કરવાની તજવીજમાં પડયા. જોતજોતામાં રત્નાકરના પ્રદેશ પાસે આવેલ મંદારગઢનો પ્રતિષ્ઠીત વ્યાપારી જયરામ પોતાના કુટુંબ અને મિત્રમંડળ સહિત શૈલેશ્વર મહાદેવમાં ઉજાણી સારૂ જતો હતો. મહાદેવની રમણિય જગ્યા રત્નાકર પાસેથી નિરખાતા શૈલનાથના પ્હાડમાં આવેલ હતી. જયરામના મિત્રો દરિયા કીનારે પ્રભાત સૌંદર્ય જોતા જોતા ચાલતા હતા. બેભાન થઈને પડેલા હીરાલાલ ઉપર સૌની નજર પડી. જોતજોતામાં સર્વે જણા એકઠા થઇ ગયા અને હીરાલાલ જીવે છે કે મરી ગયો છે તેની બારીકાઇથી તપાસ કરવા મંડી પડયા. ધીમે ધીમે શ્વાસોશ્વાસ ચાલતો જોઇ દરેક જણ હરખમાં આવી ગયા; અને હીરાલાલને મહાદેવના સ્થળમાં લઇ જવાની જલ્દીથી તૈયારી કરવા મંડી પડયા. તેમાંના ચાર પાંચ જણા શૈલેશ્વર

મહાદેવમાં ઝડપબંધ એકી સપાટે દોડતા ગયા; અને દશ બાર
બાવાને ડોળી સહીત બોલાવી લાવ્યા. બાવાઓએ શીતળ જળ
શંકરનું ભજન કરતાં કરતાં હીરાલાલના મુખ ઉપર જાગૃતિ
કારૂ છાંટવા માંડ્યું અને ભીનાં કપડાં કાઢી કાઢી નવાં કપડાં
પહેરાવવા માંડ્યાં. સૌ કોઇ હીરાલાલની સારવાર કરવામાં
શંકરદાદાનું સ્મરણ કરતા કરતા ગુંથાઇ ગયા. ઘડી પહેલાં
હીરાલાલ દરિયાકીનારે જે એકલો બેભાન થઇને પડ્યો હતો
તે હીરાલાલ અત્યારે હરીની લીલાથી અનેકની વચ્ચે આવી
પડ્યો. જ્યાં હરી પ્રસન્ન થાય છે ત્યાં એક ઘડીમાં લીલા લ્હેર
થાય છે, અને જ્યાં હરી કોપે છે ત્યાં એક ક્ષણમાં જોતજોતામાં
કાળો કેર વર્તાવે છે. નિરાધારનો આધાર કીરતાર જ્યાં જોઇએ
ત્યાં સર્વવ્યાપક જડી આવે છે. અશરણને શરણમાં લેનાર
શ્રીહરી દરેક સ્થળે જ્યોતિર્મય જળહળી રહેલ છે. તેની લીલાથી
આખું જગત લીલું જણાય છે, જેના ઉપર સહસ્ત્ર બાહુવાળા
શ્રીહરી તુષમાન છે તેના બે બાહુવાળા જગતના જીવો દાસ
છે; કેમકે—

* * *

" સ્હાય જેને શ્રી હરી ખલકમાં સ્હાય જેને શ્રીહરી;
જાય બાજી સૌ ફરી પલકમાં જાય બાજી સૌ ફરી,
અભિમાની જે અરિ હોય તે આવે નમ્રતા ધરી, (ર)
દાસ બની બન્દાસ ઉઠાવે જાય જરૂર તે મરી:—ખલકમાં૦
હતા પારકા જે પોતાના પગે પડે સૌ ડરી; (ર)
વગા દગાના સગા સ્નેહમાં આવે સલામો ભરી:—ખલકમાં૦

આ પ્રમાણે હીરાલાલની દશા જોત જોતામાં પાછી બદલાવા લાગી. જયરામની સારવારથી હીરાલાલને સારી રીતે શુદ્ધિ આવી અને અંગબળ પણ ધીમે ધીમે પ્રાપ્ત થવા લાગ્યું. બાવાઓએ આનંદમાં આવી શૈલેશ્વર મહાદેવની ગાજી ગાજી જય બોલાવી અને હીરાલાલને ઉચકી ડોળીમાં નાંખી શૈલેશ્વર બાજુ ચાલવા માંડયું. ડોળીમાં સુતેલા હીરાલાલના મુખમાંથી આનંદના ઉદ્ગાર નીકળી પડયા કે આતે "વીશીનો આંક કે ભાગ્યનો વાંક ?"

# પ્રકરણ ૭ મું.

## કન્યાની હાય કે પાપની લ્હાય ?

દોહરો

સુખીયા દુઃખ દેખે નહીં, જમેલ ન જુવે ભુખ,
ભોજન ત્યારે સાંભળે, કાળે કકળે દેખ.

તૃષ્ણાનો ત્યાગ કરવાથી, ક્ષમાને સેવવાથી, ગર્વથી દૂર રહેવાથી, દુઃખમાં ધીરજ ધરવાથી, ચડતી વખતે પડતીને સંભાળવાથી, પાપમાં પ્રીતી ન રાખવાથી, સત્ય બોલવાથી, વિદ્વાનોનો સત્સંગ કરવાથી, મોટાને માન આપવાથી, શત્રુને સમજાવી શાંત પાડવાથી, પોતાના ગુણો પ્રસિદ્ધ નહીં કરવાથી અને સર્વ જીવો પર દયા ધરવાથી મનુષ્યને આ જગતમાં મોટાઈ મળી શકે છે.

જેને ઉરે અભિમાન ઝાઝા પુત્ર ને પરિવારનો,
પાણી નહી પાનાર સાંસો અગ્નિના સંસ્કારનો;
જોબન તણા મદમાં હતા જન જેહ છાકેલા અતિ,
ટપલા સહે છે શીર પર તે ઉઠવા શક્તિ નથી.

કુળ, વિત્ત, વિદ્યા, રૂપ, શૌર્ય, દાન અને તપ એ સાત મુખ્યત્વે કરીને મનુષ્ય માત્રને મદ ચઢાવનારાં છે, એટલે એ-માંની એક પણ વસ્તુ પ્રાપ્ત થતાં અહંકાર વધી જાય છે અને તેથી અન્યની અવગણના કરવા મનુષ્ય તત્પર થાય છે, માટે વિશ્વમાં મનુષ્યને વાસ્તે અહંકાર એજ અનર્થનું મૂળ છે.

* * *

“ કાશી અરૂ મક્કે જાવે સંધ્યા ઔર નિમાજ પઢે,
વેદકી કુરાન નામ જપે આઠોં જામકો;
તિરથમેં ન્હાવ કે અનેક મન માલા જપે,
નિંદ ભૂખ ત્યાગી રહે તન ધન ભૂખ ધામકો.
હાથ લીયે માલા જપ માલા મુખ બોલનકો,
ઘરમેંકે ઠગૈયા ખલ ખાત હૈ અખાજકો;
સરનિંસો કવિ કહે સુન્યા હે ઉખાના યહ,
સો સો ચુંહા ખાય કે બિલાઇ ચલી હજકો. ”

* * *

“ અમારૂં તમારૂં હરી એક જાણો,
નહિ શોક કે હર્ષનો વેગ આણો;
વ્હેંચી લીયો સર્વ સારૂં નઠારૂં,
નથી ભિન્ન કાંઇ તમારૂં અમારૂં.
કમાયા તમે જે અમે તે કમાયા,
અમે જે કમાયા તમે તે કમાયા;
બધું એક માનો નથી કોઇ ન્યારૂં,

વદો વ્યર્થ શાને તમારૂં અમારૂં.
તમે બીજ બોયું અમે તેજ બોયું,
તમે જેહ બોયું અમે તેજ બોયું;
તમારા વિના કોણ છે અન્ય પ્યારૂં,
પછી ક્યાં કહો છો તમારૂં અમારૂં.
તમે બોલશો તે અમે બોલવાના,
તમે બોલશો તે અમે બોલવાના:
ક્યું મિષ્ટ પાણી ક્યું તેમ ખારૂં,
નથી ભિન્ન જ્યારે તમારૂં અમારૂં.
તમે જ્યાં જવાના અમે ત્યાં જવાના,
નથી છુટવાં જે પડયાં નેહ પાનાં;
હવે અન્યથા શું કહો હું વિચારૂં,
નથી ભિન્ન જ્યારે તમારૂં અમારૂં.
તમે ને અમે બે જન્મ્યા એક હાથે,
તમે ને અમે બે રમ્યા એક સાથે;
પછી ભિન્નતાનું ગ્રહો શીદ બારૂં,
હરી એક છે જ્યાં તમારૂં અમારૂં. ”

જ્ઞાનેન્દ્ર કાવ્ય.

અમાવાસ્યાની અંધારી રાત્રી પૂર જોસથી પસાર થઈ રહી છે. મીણુ મીણુકાર અંધારૂં સર્વત્ર છવાઈ રહ્યું છે. સરિયામ રસ્તાઓ પર કોક કોક મ્યુનિસિપાલીટીના દીવા ફાનસમાં અરધા અરધા ઝાંખા બળ્યા કરે છે. કોઈ કોઈ સેલાણીઓ રસ્તે જતાં આવતાં દ્રષ્ટીગોચર થાય છે. રસ્તા પર આવેલ

જાહેર મકાનોની બારીઓ ઘણી ખરી બંધ દેખાય છે; કોઇ કોઈ વિશાળ હવેલીની ત્રીજા માળની બારીઓ ખુલ્લી પણ નજરે પડી આવે છે. સમય રાત્રીના બાર ઉપર દોઢ વાગ્યાનો થએલ છે, અત્યારે સર્વત્ર શાંતી પથરાએલી લાગે છે; વખતે વખતે પોળોમાંનાં કુતરાંનો ભસવાનો અવાજ કાનને અથડાય છે. કવચિત્ માની મીઠી ગોદમાં લપાઈ રહેલ બચ્ચાંઓના રડવાનો અવાજ પણ સાંભળી શકાય છે. સારી રીતે માંડીને કાન દેતાં શ્રીમંતોના અવાસમાંથી ફોનોગ્રાફ વાજીંત્રના મધુર સ્વર પણ સાંભળવામાં આવે છે; ઘંટીના ઘોર પણ શોર મચાવતા કાનને અથડાઈ રાત્રીમાં પથરાઈ જાય છે; નિદ્રાની મીઠી પાંખમાં વિશ્વ વિશ્રામ લેતું અત્યારે દ્રષ્ટિમાન વિલોકાય છે: ઘુવડ ચોર અને કામી જનોનો ઠાઠ અત્યારે સારી રીતે એકાંત ભૂમિકામાં ભમતો જોવામાં આવે છે. પુંશ્ચલી સધવા અને વિધવા પ્રેમદાઓના ગુપ્ત સંકેત સ્થાનોમાં અવિચારી અને અનાચારી જનોનો અવર જવર થતો સૂક્ષ્મ દ્રષ્ટિપાત કરતાં અવલોકી શકાય છે. કોઈ કોઈ મત્ત છાંડેલી માંડેલી અને રાંડેલી વૃદ્ધાઓ ખુણે ખોચરે સોડીઆં વાળી લપાતી છુપાતી જાવ આવ કરતી પણ નિરખી શકાય છે. કાળી રાત્રીમાં કાળુ કરતા તસ્કરો પણ સંતાકુકડી રમતા ગલી કુંચીઓમાં પેસ નીકળ કરે છે. રોનનું કામ બજાવતા પહેરેગીરો પણ અંધાર-પીછોડો ઓઢી આમ તેમ જતા આવતા જોઇ શકાય છે. દીવસના સામ્રાજ્યની પ્રજા દીવસની પ્રવૃત્તિમાં ગુંથાતી અને રાત્રીના સામ્રાજ્યની પ્રજા રાત્રીની પ્રવૃત્તિમાં પરોવાતી વિલોકી શકાય છે.

રાયપુર રોડ પર આવેલ ફાધર વિલિયમ પુરૂષોત્તમરાયજીની હવેલી પણ આકાશમાં સંદેશા ચલાવતી અત્યારે અવલોકી શકાય છે. હવેલીના માળામાં અત્યારે અખંડ દીપક પ્રકાશતા દેખાય છે; કેસર, કપિલા, કાન્તા, કુસુમ, મણિલક્ષ્મી અને કુંદન સિવાય રાયજીનું આખું કુટુંબ નિદ્રામાં વિરામ લેતું માલમ પડી આવે છે. મણીલક્ષ્મી અને કુંદન મોસાળમાં ભાવનગરમાં રહેલ છે; કાન્તા તોરણગઢના રાજદરબારમાં ભરાએલ છે, કેસર આજે આનંદભૂવન નાટકશાળામાં કલિયુગની સતિનો વાંકાનેર આર્ય હીતવર્ધક નાટક મંડળીનો ખેલ જોવા ગએલ છે અને બાકીની પુત્રીઓ સાસરે વસેલ છે; હવેલીના મધ્ય ખંડમાં કેશરી ડોસા સૂતેલ છે, બાકીના ખંડોમાં રાયજીના પુત્રો નવનીતલાલ, રસિકલાલ અને નવલશંકર ફેમીલી સહીત નિદ્રાધીન થએલ છે.

આ પ્રમાણે હવેલી વૃક્ષના વિવિધ ડાળે રાયજીનાં બાળ બચ્ચાં પંખીડાંઓ હળી મળી લપાઈ છુપાઈ વસી રહેલ છે. હવેલીના ત્રીજા માળમાં નવલશંકર અને સુભદ્રા આજ રાત્રે ઘણુંજ મોડાં અન્યોઅન્ય નજીવા કારણસર કલેશ કરી થાકી પાકી રીસાઈ છણકાઇ સૂઈ રહેલ છે; માળની બારીઓ તમામ અત્યારે રીસના વમળમાં આવીને વાસવી વિસરી ગએલ છે; ખંડના એક ખુણામાં ટેબલ પર હીન્કસનો ટેબલ લેમ્પ સળગ્યા કરે છે. ટેબલ પાસે ભોંય પથારી કરી નવલશંકર આડો થએલ છે; સામે પલંગમાં સુભદ્રા રીસથી થરડાઇ મરડાઈ પાસુ ફેરવી પોઢેલ છે; પલંગ પાસે આવેલા એક નાના ડીનર ટેબલ પર

વીસ્કી અને રમની બાટલીઓ તથા વાઇન ગ્લાસ પડેલાં છે; પથારી પાસે સીગારેટની ડબ્બી અને મેચ બોક્ષ પડેલાં છે. વિલાયતી વિલાસના લેબાસમાં શોભતા ઓપતા નવલશંકરના ખંડમાં અકસ્માત રીતે એકદમ બારીની પગથી પરથી દોડતો દોડતો એક ઉંદર આવ્યો; તેની પાછળ તલપતી ધસતી બિલાડી આવી. ઉંદર એકદમ આંફળો ફાંફળો થઇ ભીંત પર ચઢવા ગયો; તેની પાછળ આકળી ઉતાવળી થઇ બિલાડી ટેબલ લેમ્પ-વાળા ટેબલ પર ચઢી અને ભીંતે ચઢતા ઉંદર પર છલંગ મારી પકડી ટેબલ લેમ્પ પર પટકાઇ. એકદમ લેમ્પ બિલાડી અને ઉંદર ઉંધાં પડી નવલરાયની પથારીમાં પડયાં. જોતજોતામાં ચીમની ફાટી અને લેમ્પનું ઘ્યાસતેલ ઉડી સળગતું સળગતું આખા મેડામાં છંટાઈ ગયું. નયનના એક નિમિષમાં ચોગરદમ ભડકા થવા લાગ્યા. નવલશંકર બિલાડી અને ઉંદર ત્રણે બળવા લાગ્યાં. નવલશંકર એકદમ બેબાકળો બની બૂમો પાડવા લાગ્યો. સુભદ્રા એકદમ વ્યાકુળ થતી ચમકી જાગી ઉઠી; અને પલંગની મચ્છરદાની બળતી જોઇ કારમી ચીસો પાડવા લાગી. દારૂથી બેભાન જેવો બનેલો નવલશંકર નિશાની આંખે એક ભડકાના ચાર ભડકા દેખવા લાગ્યો, અને લુગડાની ઝાપટથી લ્હાયને હોલવવા લાગ્યો; બીલાડી અને ઉદર બળીને ખાખ થઈ ગયાં. સુભદ્રા સળગતી સળગતી બૂમરાણ કરી પલંગપરથી નીચે કુદી પડી. અગ્નિ એકદમ ઉગ્રસ્વરૂપ કરી આખા ખંડને નિર્દય અને ભયંકર રીતે બાળવા લાગ્યો. ટેબલ પર પડેલ વીસ્કીની બાટલીઓ ફાટી અને દારૂ ચોગરદમ ઉડયો અને ખંડને ભડકાથી

ઘેરી લીધો. પવન પણ પુષ્કળ જોસમાં ફુંકાતો હોવાથી ખુલ્લી બારીઓમાં પ્રવેશ કરી અગ્નિને ચાર ઘણો વધારી ચોગરદમ લ્હાય ફેલાવી દીધી. નવલશંકરે દાદરો ઉઘાડી નીચેના ખંડમાં ચીસો પાડી પડતું મૂક્યું. સુભદ્રા મેડાની અધવચમાં બળતી બળતી બૂમરાણ કરતી લ્હાયનો ભોગ થઈ જમીન પર પટકાઈ. વારનીસવાળાં હાટીઆં અને કબાટોનાં કમાડો સળગી સળગી નીચે પડયાં, તાકાનો અંદર મુકેલ વિલાયતી વાઈન, એસેન્સ, તેલ, પોમેટમ, અત્તર અને કોલનવોટરની શીશીઓ ગરમીથી ફાટી ફાટી સળગવા લાગી; બે ચાર રમની બાટલીઓ સળગતી સળગતી નીચેના ખંડના દાદર પર પડી અને ફાટી. દારૂ અને દેવતા બંને ભેગાં થયાં અને લ્હાય એકદમ કર્મની સ્હાયતાથી વધી અને આખી હવેલીને જોતજોતામાં ધુમાડા અને ભડકાથી ઘેરી લીધી. બેલતેલ, વારનીસ અને ઇંગ્લીશ ઓઇલ કલરવાળી હવેલીની શીલીંગની છતો, બારીઓ અને પાટીઆં લ્હાયના ભડકાના ઝ્હેલા સપાટેજ જોતજોતામાં બળવા લાગ્યાં. હવેલીમાં સૂતેલા માણસોનો પુષ્કળ શોર બકોર થઇ રહ્યો અને આખો મહેલ્લો કોલાહલથી ધમધમી જાગી ઉઠયો; પ્રચંડ અગ્નિના રાતા ભડકા અને ધુમાડો હવેલી વીંધી ગગન ભણી નીકળવા લાગ્યાં. લ્હાય ઘણા જોસમાં આગળ વધી અને આસપાસ આવેલાં પાડોસનાં મકાનોને ઘેરી લઈ બાળવા લાગી. આખો રાયપુરનો જીલ્લો ખળભળી ઉઠયો અને સૌ કોઇ પોતપોતાના મકાનને બચાવવાની તજવીજ કરવા લાગ્યાં કાળી રાત્રે લોકો લ્હાયના ભયથી કંપી કંપી છાતીફાટ વલોપાત કરતાં છાપરે

ચઢી ચઢી પાણીનાં બેડાં ડોલો એકઠાં કરવા લાગ્યાં. જીલ્લાની પોલીસચોકી પર લ્હાયની ખબર થઇ; લોકોના કમનસીબે વૉટર-વર્કસનું એન્જીન બગડવાથી પાણીનો અગણોતરો કાળ પડયો, ચકલીઓના કાગ લોકોએ ફેરવવા માંડયા; પણ ખાલી પવનના ફફડાટ થઇ પાણી ન આવ્યું એટલે ગભરાટ વધી પડયો. અંધારી રાત્રે પોળોના કુવામાં અને ઘરનાં ટાંકામાં દોરડાં બાંધી બાંધી પાણી કાઢવા માંડયું. પાણી કાઢવાની જ્યાં સુધી આદમીઓના અંગમાં શક્તિ રહી ત્યાં સુધી પાણી કાઢી કાઢી છાપરે ચઢાવ્યું. આગમાંથી ઉછળતા દેવતાના સળગતા કોયલાઓ આજુબાજુનાં છાપરાં પર પડવા માંડયા, લોકો બિચારાં દાઝવા લાગ્યાં, દાઝતાં દાઝતાં પણ કોયલાને પાણીથી બુઝાવવા માંડયા. સમસ્ત જગતના પ્રલયકાળનો અગ્નિ જેમ કોપ કરે તેમ રાયજીની હવેલીના અગ્નિએ કારમો પ્રચંડ કોપ કરી રાયજીના કુટુંબનો જોતજોતામાં નાશ કરી નાંખ્યો. હવેલીમાં સુતેલાં રાયજીના દીકરાઓ, દીકરાઓની વહુઓ અને નાનાં નાનાં બચ્ચાંઓ છાતીફાટ કલ્પાંત કરતાં કરતાં એક ઘડીમાં બળી રાખોડી થઈ ગયાં. રાયજીને આ વખતે ઈશ્વરે કાળ નિદ્રા મૂકી નિદ્રાધીન કરી દીધા હતા. આખી હવેલી બળી ખાખ થઈ ગઈ પાડોસનાં મકાનો તુટી તુટી નાચે પડવા લાગ્યાં, મ્યુનિસિપાલીટીનાં ફાયર એન્જીનો અગીઆરમે કલાકે આખો મહેલ્લો લગભગ સળગી નાશ પામ્યો ત્યારે તતુડાં બજાવતાં આવી પહોંચ્યાં. દુધેશ્વર ટેલીફોન કરી વોટર-વર્કસમાંથી પાણી મેળવવાની જોગવાઈ કરી; પોલીસખાતા અને બંબાખાતાના માણ-

સાૈએ મળી જીવતોડ મહેનત કરી લ્હાયમાં બળી મરતાં લોકોને બચાવવાનો સતત પ્રયત્ન કરવા માંડયો. મકાનોના સળગતા ભાગોને તોડી તોડી નીચે પાડયા; પાણીના કુતરાને-બંબાને ખોલી ખોલી માંડ માંડ પાણી મહા મુશ્કેલીથી ઉંચે ચઢાવી લ્હાય બૂઝાવવાનો પ્રયત્ન કર્યો. જીલ્લાઓનાં બીજાં નાનાં નાનાં ફાયર એન્જીનો એકઠાં કરી પોળોના કુવામાં પાઇપો મૂકી જેમ તેમ પાણી ખેંચી ખેંચી લ્હાય હોલવવાનો યત્ન આરંભવા માંડયો. જે કાંઈ બને તે સાૈ કોઇએ કરવા માંડયું પણ કોપાયમાન થયેલા કાળે જેટલું દાઢમાં ઘાલ્યું હતું તે તમામનો ભક્ષ કરી બધું બાળી ખાખ કરી છેવટે નિર્જીવ કરી છોડયું. અણચિન્તવી અને અકસ્માત રીતે ઉદ્‌ભવ પામેલી કાળસ્વરૂપ લ્હાયને જોઈ લોકો ત્રાસ પામી હાથ ઘસી ગયા. કાળાં કર્મના કરનાર એક રાયજી અંગારાને પાપે અનેક જણાં ઘરબાર વિનાનાં રખડતાં ખરાબખસ્ત થઈ ગયાં. પોલીસ અમલદારોએ રાયજીના કુટુંબને બચાવવાને વાસ્તે ઘણીજ જીવતોડ મહેનત કરી પણ સર્વ ફોકટ ગઈ. રાયજી કયાં દટાઇ ગયા કે બળી ખાખ થઈ ગયા તેની સાૈ જણે બારીકાઇથી તપાસ કરવા માંડી. બંબાખાતાના સિપાઈઓએ નીસરણીઓ મૂકી મૂકી ધારીઆંવડે સળગેલાં લાકડાંને કોરે કરી બળેલા આસામીઓનાં શબ મેળવવાનો પ્રયત્ન કરવા માંડયો,.પણ કોયલા અને રાખ શિવાય કાંઈ જડયું નહીં. લગભગ ચાર વાગવાનો અમલ થયો ત્યારે આપણાં સુધારક બાનુ કેસરબાઇ નાટકમાંથી ઘેર પધાર્યાં. હવેલીના હાલ હવાલ જોઈ બે હાથે તેમણે પોતાનાં માબાપનાં

અને દાદાના નામનાં છાજીયાં લેવા માંડયાં; રાયજીનાં સગાં અને આડોશીપાડોશીએ કેશરને ખુબ ધમકાવી ધમકાવી સુધારાના નામનાં છાજીઆં લેવા માંડયાં. કેસરે પણ છાતીફાટ કલ્પાંત કરી બધાંને લ્હાયમાં બળી ખાખ થએલાં સુણી નિરખી રાજીઆ ગાવા માંડયા. લોકોએ કેસરને ખુબ રડતી જોઈ છેવટે દયાળુ બની છાની રાખી અને તેને સમજાવી હિંમત આપી. રાયજીના મિત્રોએ રાયજીની જબરી શોધ ચલાવવા માંડી. હવેલીની આસપાસ પોલીસનો મજબૂત ચોકી પહેરો મૂકી દીધો.

ધીમે ધીમે સવાર થયું તેમ શહેરનું ઘણું ખરૂં લોક લ્હાય જોવાને એકઠું થયું. રાયજીનાં માયા મહોબતવાળાં દરેક સગાંઓ લ્હાય સાંભળી સાંભળી ધસમસ્યાં રાયજીના કુટુંબની સંભાળ લેવા દોડતાં આવવા લાગ્યાં. જેમ જેમ વખત વિતવા લાગ્યો તેમ તેમ લ્હાયની ખબર શહેરના એક છેડાથી તે છેક બીજા છેડા સુધી ફેલાવા લાગી. રાયજીની ન્યાતના સ્નેહીઓ અને શત્રુઓ દરેક જણ રાયજીના નામ પર દયા ખાતા ખાતા રાયજીની દશા જોવા સારૂ એકઠા થવા લાગ્યા. એક મોટા માતબર કુટુંબનો આવો અકસ્માત રીતે નાશ થવાથી દરેકના મનમાં દયાની લાગણી થઇ આવી. જેટલું ધન રાયજીએ અવળાં અને કાળાં કર્મો કરી ઘરમાં ભર્યું હતું તે તમામ ધન વ્યાજ સાથે અને ઘર સાથે લ્હાયમાં બળી ખાખ થઇ નાશ પામ્યું. જેને વાસ્તે રાયજીએ પાપ કર્યાં હતાં તે તમામ આગમાં નાશ પામી ગયાં. જે રાયજી પોતાને અભય અને અમર માની કેડ બાંધી કીરતારને કોરે કરી છકા પંચા રમતા હતા તેજ રાયજી

અત્યારે કયાં દટાઈ ગયા તેનો પૂરો પત્તો પણ મળવો મુશ્કેલ જણાવા લાગ્યો. બંબાખાતાના માણસો કાટ ઉથામી ઉથામી થાકી ગયા પણ કયાંઈ રાયજીનો પત્તો ન લાગ્યો. જેમ જેમ રાયજીનો પત્તો ન લાગ્યો તેમ તેમ સિપાઇઓ પણ ચડસ ઉપર ચઢી જાત મહેનત કરી કરી બે હાથે કોયલા અને માટી ઉથામી ઉથામી રાયજીના શબને ખોળવા લાગ્યા. કારમો ઇશ્વરી કોપ માની રાયજીની આવી અવદશા નિરખી લોકો હેબક ખાઈ ગયા. રાયજીના ભાવી કાળે રાયજી ઉપર કારમો ક્રોધ કરી તેના કુટુંબનો જોતજોતામાં નાશ કરી નાંખ્યો. રાયજીનાં પાપ કર્મોની શિક્ષા ભોગવવાની બાકી રહી માની રાયજીને કાળે અઘોર નિદ્રામાં સૂવાર્યા હતા; તેને હવે જાગ્રત કરવાનો પ્રયત્ન કરવા માંડયો. ધારીયાંથી કાટ ખસેડવાનું કામ બંબાખાતાનાં માણસોથી જે ચાલતું હતું તે કાર્યની હવે અવધ પૂરી થઈ માની પ્રભુએ રાયજીને એકદમ બતાવી દીધા. કાટ કોરે કરતાં કરતાં સિપાઇઓને એક મોટા પાટડા તળે રાયજીનો પગ કચરાએલો જણાયો; સિપાઇઓએ શબનો પત્તો મળ્યો એમ ધારી બીજાઓને બોલાવી અધિક ઉત્સાહથી અને કારમા બળથી પાટડાને ખસેડવા માંડયો. માણસોએ મહાભારત મહેનત કરી પાટડાને ખસેડયો. પાટડો લઇ લેતાં એક મોટું જબરૂં કબાટ જેને આસપાસથી લોખંડનાં પતરાં જડી લેવામાં આવ્યાં હતાં તે રાયજી ઉપર પડેલું જોવામાં આવ્યું. કબાટને ઉઘાડયું કે તરત ચોપડા, રેશમી લુગડાં અને કાગળમાં દટાએલા રાયજી સર્વની દ્રષ્ટિ સમક્ષ સૂતેલા જણાયા. લોકો આવી કારમી પ્રચંડ

અને ભયાનક આગમાંથી રાયજીને આખે અંગે બચેલા જોઈ ચકીત થઈ ગયા અને હરીની માયાનો અજબ ખેલ માની પ્રભુના નામને યાદ કરી પ્રણામ સાથે જય જય બોલવા લાગ્યા. સિપાઈઓએ રાયજી પરથી કપડાં અને કાગળો લઇ લીધા તો ધીમો ધીમો શ્વાસ લેતા રાયજી અર્ધ મૂર્છાવશ હાલતમાં બેભાન જેવા માલમ પડયા. દરેક જણા આનંદમાં આવી ગયા અને રાયજીને ટાંગાટોળી કરી ' રામ રાખે તેને કોણ ચાખે ' એમ કહી અદ્ધર ઉપાડી મેદાનમાં બહાર લાવી એક ઓટલા પર ગોદડું પાથરી સૂવાર્યા. રાયજીના શરીરમાં જ્યાં તાજી હવા ગઇ અને કાળની કરૂણા થઇ કે તરતજ રાયજી પાસુ ફેરવી ડોળા ઉઘાડી એકદમ બેઠા થયા. આંખો ઉઘાડી જોયું તો પોતે પોતાનું બધું ખોયું જાણી બે હાથે છાતીઓ કુટતા અને રડતા વલોપાત કરવા લાગ્યા. રાયજી દાદાને જીવતા નીરખી કેસર આનંદ પામી અને રાયજીએ બધામાંથી કેસરને બચેલી જોઈ કેસરને કોટે બાઝી ડુસકાં ઉપર ડુસકાં ખાવા લાગ્યા. દાદા અને દીકરી બંને જણાં એક બીજાને મડાગાંઠ સમાન બાઝી ખુબ ધરાઈ ધરાઇ રોયાં. છેવટે લોકોએ બંને જણાંને ખુબ સમજાવી ધીરજ આપી બળાત્કારે વિખુટાં કરી છાનાં રાખ્યાં. રાયજી પોતાના બે હાથ માથા ઉપર મૂકી ઉભું ઘાલી ઢીંચણ વચ્ચે માથું ખોસી મૂગા જ્યાં બેઠા હતા ત્યાં ને ત્યાં ઠરી ગયા. આશરે અરધા કલાક સુધી વિચારમાં ગરકાવ થઈ છેવટે હીંમત રાખી કેડ બાંધી ટટાર થઈ ઉભા થયા અને કેસરને બોલાવી માથે હાથ ફેરવતા દયા ખાતા તેને કહેવા લાગ્યા કે " બેટા

ગભરાઈશ નહિ; આપણે જીવતાં રહ્યાં છીએ તો જગત જ
મારે છે; કેમ કે, ' જીતે રહેંગે નર તો ફીર કરેંગે ઘર ' મા
ગયું તે દૂર કરો અને રહ્યું તે હાથ ધરો. " આ પ્રમાણે ધીર
આપતા રાયજી ડોસા હવેલીના બળેલા કોયલા અને મા
ઉપર નજર નાંખવા લાગ્યા; લોકો ધીમે ધીમે વીખરા
લાગ્યા; રાયજીના સ્નેહીઓએ રાયજી તથા કેસરને હીંમ
આપી ખવરાવ્યું; સ્નેહીમાંના એક બટકબોલા સ્નેહીએ ર
યજીના મોંઢા પર ખુલ્લે ખુલ્લું રાયજીનાં કરેલાં કાળાં કર્મો
સંભાળી કહી દીધું કે, રાયજી આ તે " કન્યાની હ ય
પાપની હાય ? "

# પ્રકરણ ૮ મું.



## સ્નેહની શિક્ષા કે દેહની દિક્ષા ?



### દોહરો.

પ્રીતી આ સંસારમાં, જીવન કેરો સાર;
ભિન્ન સ્વરૂપ પણ એક છે, ચિતમાં કરે ચમકાર.

પ્રેમ જ પ્રેમીઓનો અહાર વિહાર છે, અન્ન જળ છે, ધ્યાન અને ઉપાસના છે. પ્રેમ જ મધુ અમૃત છે. સ્વર્ગના તથા પૃથ્વીના દેવતાઓ એને ખાઇને પુષ્ટિ લાભ અને જીવન ધારણ કરે છે. પ્રેમપૂર્ણ હૃદય જ ખરેખરૂં અમૃત લોક છે. એ જેનું છે તે પૃથ્વીમાં રહેવા છતાં પણ સ્વર્ગ સુખ અનુભવે છે.



પ્રેમી એજ પ્રેમીનું કારણ પ્રેમ રસાયન પ્રેમીનું,
પ્રેમ એજ પ્રેમીનું તારણ વ્યર્થ જીવન છે વ્હેમીનું;
ઉત્તમ પ્રેમ જગત ઉદ્ધારણ મલીન વાસનાનું જે મારણ,
પાપ ઓઘનું પ્રેમ નિવારણ સરે કાર્ય શુભ નેમીનું.

ચિત્રકાર—



નિર વિનાનો કુપ, તેજ વિનાનો ભૂપ, લક્ષણ વિનાનું રૂપ, યોગ્યતા વગરનું માન, કંઠ વગરનું ગાન, દયા વગરનું દાન, તપ વિનાનો યોગ, સ્ત્રી વિનાનો ભોગ અને ધન વગરનું આરોગ્ય જેમ વિશ્વમાં દુઃખદ છે તેમ સ્નેહ વગરનું હૃદય પણ વૃથા અપ્રિય છે.

* * *

પ્રેમહીમેં પરતીત રસરીત પ્રેમહીમેં,
પ્રેમહીમેં રાજનીત હારજીત જંગ હૈ;
પ્રેમહીમેં હાવભાવ સહિત સમૂલ પ્રેમ,
પ્રેમહીમેં રાગરંગ ઉમંગ અનંગ હૈ.
પ્રેમહીમેં ધ્યાતા ધ્યેય જ્ઞાતા જ્ઞેય પ્રેમહીમેં,
પ્રેમહીમેં જોગ ભોગ પંચભૂત અંગ હૈ,
પ્રેમકો પ્રકાશ સોતો કરતાકી કરામત,
જહાં દેખા તહાં એક પ્રેમકો પ્રસંગ હૈ.

* * *

" પંથ પ્રેમનો છે પાવક સમ અંત વિનાની જેની નેમ,
પુનિત પ્રેમની ખરી પરિક્ષા અનુભવિ નર વિણ થાશે કેમ;
હિમ તન દહે ન કહે કદાપિ પ્રેમ માંહી જે સુખ માને,
એવી પીડા કમળ મનની હાય ભાનુ તે શું જાણે ?
તરસ્યાં રહેતાં દર્શન વિણ જેનાં નિત્ય ચિત્ત રાખી જેમાં,
એવા ચકોરની પ્રીતિ દયાહિન ચંદ્રના મનમાં ઉતરે ના;
ઘુમડી ઘટા જોઈ પ્રીતમની આલ્હાદ ચિત્તથી નાચે મોર,
તેના તરફ એક બિન્દુ ના ફેંક એવો નિર્દય મેઘ કઠોર.

પીયુ પીયુ કહી પપૈયા પોતે પ્રાણ ત્યાગ પણ જો કરતા,
પાછી પિયુ મન ધ્યાન ન આવે મહાન પાતક શિર લેતા;
સર્વસ્વ ત્યાગ કરી રહેતા વશ પ્રતિદીન ચિત્ત ધરી શાન્તી,
એવી પ્રીતિ મીન તણી જોઇ જળની ના ફાટે છાતી.
જાય પતંગ સમીપ દીપના જલ્દી બળી પડતા તે મહિં,
એવી પ્રીતિ પરખી દીપ મન હાય દયા કંઇ આવે નહિં;
એવી પ્રીતિની રીતી જોતાં થાય અતિશે ચિત્ત અધીર,
જેને માટે પ્રાણ નિવારે તેજ ન જાણે તેની પીર. ”

જ્ઞાનોત્તેજક કાવ્ય.

“ કુંદન બ્હેન કુંજમાં બેસી આમ લપાઈ લપાઈને શું જુઓ છો ? આજ કાલ તમારી તો વાતજ ન્યારી છે; હોય બા હોય જમાનામાં કુંવારાંની બલિહારી છે; જે વીંધાયાં તે નથાયાં, અને જે નથાયાં તે પૂરેપૂરાં પસ્તાયાં બ્હેન સમજ્યાં ? ”

“ ભાભી તમારો રંગ જુદો, તમારો સંગ જુદો, અને તમારો ઉમંગ પણ જુદો; તમારા મુખડાના મંદ હાસ્યમાં તો કાંક જાદુ જ ભર્યું છે. જે તમને જુએ તે ક્ષણમાં તમારૂં જ થઇ જાય ! ”

“કુંદન બા મારામાં જાદુ છે તો તમારામાં મોહની છે.”

“કુંવારાંમાં મોહની લાગે અને પરણેલાંમાં કામણ લાગે સમજ્યાં કે મારાં ચતુર ભાભીસાહેબ ! ? ”

“ હા બા હા હું તમામ સમજી. મોહ મંદીરની સ્નેહ ભક્તિના તમારા સિદ્ધાંત સારી રીતે સમજી; સાકરીઆ વચ-

નથી ભાવની ભુરકી તમને વેરતાં સારી આવડે છે; વગર જોયે રંગનાં છાંટણું આટલાં બધાં છાંટી શકો છો તો રંગ જોયા પછી તો રંગનાં કુંડાં ઉછાળશો ! ! ”

“ ભાભી તમારે તો કાંઇ ધંધો જ નથી, બસ આખો દીવસ મને બનાવવી એજ તમારૂં ઘર કામ છે. ”

“ નાની નાની નણદીઓની નેહ નજર વગર નણદીના વીરાની સ્નેહ દ્રષ્ટિ સંપાદન થઈ શકતી નથી. ભાભી અને નણંદના વીરના સ્નેહ-સાગરમાં નણંદ છે. તે એક મનનું નાવ છે, ભાભીને સ્નેહ-સાગરમાંથી પાર ઉતારનાર નાની નણંદ અને નાના દીયર છે; નણંદ અને દીયર ધારે તો ભાભીના ઘરસંસારને એક ક્ષણુમાં જોતજોતામાં સુધારી શકે છે અને બગાડી શકે છે; માટે નણંદની કૃપા એ પતિ પ્રેમનો ચાંદ છે ”

“ ગોદાવરીભાભી ! તમે તો બહુજ પહોંચેલી માયા જણાઓ છો. તમારી ખુબીનાં વખાણુ તે હું શાં કરૂં ? ”

“ કુંદનબહેન તમારા ડહાપણુની તો વાત જ કરવાની નથી. મારૂં રડયું મને તો તમારી પાસેથી ઉડવાનું જરા મન પણુ થતું નથી. ”

“ બાળી ભોળી નણંદને ચતુરાઇ શીખવાડનાર આ સંસારમાં એક સલુણી ભાભી જ છે. ”

“ કાલી ઘેલી ભાભીને ડાહી ડમરી બનાવનાર આ સંસારમાં એક નિપૂણુ નણદીજ છે. ”

“ વાહરે ભાભી વાહ ! હું તો તમારી અક્કલ પર વારી વારી જાઉંછું. ”

"' વાહરે નણંદ બા વાહ ! તમારી ચતુરાઈ કાંઈ ઢાંકી રહે એમ નથી."

" ભાભી પાછી મારી પત્તર તમે ફાડવા માંડી કે ?"

" નારે બા ના, હું તો તમને કુંજમાં ગાતાં સાંભળીને આવી છું; કહો મારાં બચુકડાં બહેન શું ગાતાં હતાં ? કોને સંભળાવતાં હતાં ? અને કોને તડી તડીને લડવા દોડતાં હતાં ! ?"

" ભાભી તમે પણ મનની વાત દૂર રહીને સારી રીતે જાણી શકો છો. ન્યારાં રહીને નયનના ભાવ ઠીક ઓળખી શકો છો. હસી હસીને મોઘમ માર મારી હાડકાં ઠીક હળવાં કરી જાણો છો; તમને તો જે ઓળખે તે ઓળખે !"

" કુંદન બા તમે જ્યારે હડીએ ચઢો છો ત્યારે નાસવાની બારીઓ ઠીક ઉઘાડી જાણો છો ! પકડાઓ છો ત્યારે છટકવાનાં ફાંફાં સારી રીતે મારી જાણો છો, સામાને બનાવતાં બેશ આવડે છે; પણ હું બધું જાણી ગઈ છું કે–

*  *  *

" હૈયું વાત કરે હરખીને વદન રીસ કરી ક્રોધ જણાવે,
લોચન દર્શન કરે અંતરમાં આંખ મીચી બહુ નેક ચણાવે,
ગગા લગી અતી ગરજ ભરી પણ નાના કહી અમને સમજાવે,
લગન લાગી જીગરમાં જબરી છણકા કરી ખુબ વાત ઉડાવે."

" ભાભી તમને પણ પારકાના પેટમાંથી વાત કઢાવતાં સારી રીતે આવડે છે. વાતે વાતે રસનાં ગચીઆં મૂકી સામાને છાપરે ચઢાવી ફૂલાવી કામ કાઢી લેતાં સારૂં શીખ્યાં છો."

" કુંદન બહેન જો જો, વિચારીને મારી સાથે વાત કરજો;

હું કાંઈ તમને છેતરી ના જઉં, ભોળવી ના દઉં, મેળવી ના લઉં.

" બહુ સારૂ ભાભી તમને વાતે વાતે વાંધા પડે છે તો હવે અમે જોઈ વિચારી તમારી સાથે વાત કરશું, પછી કાંઈ? જાઓ હવે અમારૂં નામ ના દેશો !! "

" અરે વાહરે મારાં બહેન, તમને તો ચટકો લાગ્યો! મરી જાઉં રે તમારા લટકા ઉપર ! ખમ્મા બહેન ખમ્મા તમને! હું હારી અને તમે જીત્યાં હવે બોલો ! "

" જાઓ અમારૂં નામ ન દેશો ! મને ન બોલાવશો ! "

" ઓહો આ તો રીસાયાં !! હાડ ગયાં ! બહેન ધીરાં ધીરાં જરા આકળાં ઉતાવળાં ન થાઓ, હું તો તમારી છું પણ પારકા જણ્યાને જ્યારે રીઝાવવાનો વખત આવશે ત્યારે પાણીથી પાતળાં થવું પડશે, સમજ્યાં કે મારાં કુંદન બા લટકાળાં !! "

" બહુ સારૂં જાઓ, જેને વીતી હોય તે જાણે ! પ્રેમની બાબતમાં તમે શું સમજો ? "

" કાંઈ નહીં ! હું તો સાવ ઘેલી છું; પ્રેમનું તો નામ મેં આજે જ સાંભળ્યું ! હું ગમે તેટલી પણ અજાણ ! કાંઈ ભણેલાની હારમાં આવું ? કદી નહીં !! "

" બહુ સારૂ ડાહ્યલી ભાભી જાઓ !! "

* * *

" રંગ પ્રેમનો જેને લાગ્યો તેહ જગતમાં એકજ જાણે,
મૂરખ મન હાંસી કરી હરખે પીડા પ્રેમની તે ન પ્રમાણે;
જીગર ખોળીઆં ખાખ થતાં કાંઇ પ્રેમ રાખમાં પ્રાણ હરખાતો,
એકજ સંગી અંતર જાણે બહુ રંગી સંગે ગભરાતો. "

" હ્યો બહેન હું ભૂલી ગઇ, મને માફ કરો, તમે મોટાં અને હું નાની તો તમારે મોટા દીલનાં થઈ નાનાંને જતાં કરવાં જોઈએ. "

" ભાભી તમારી જીભમાં કાંઇ હાડકુ હશે કે ? "

" નારે ના. "

" તમારા બોલવાનો કાંઈ બંધ હશે કે ? "

" બંધની વાત સંબંધવાળા જાણે ! "

" ભાભીના એક એક બોલ લાખ લાખ રૂપીઆના નીકળે છે. "

" તો લાવો ત્યારે લાખ આપો ! ! "

" લાખમાં મારા ભાઈ તમને આપ્યા ! હવે શું આપું ? કાંઈ માગતાં લાજ આવે છે ? "

" નણંદ પાસે માગતાં ભાભીને શી લાજ ? "

" હા જ તો ભાભીથી જ્યારે નણંદ આવે વાજ, ત્યારે બિચારી નણંદની કોણ જાણે દાઝ ? "

" ભાઈ મારે, નણંદ સારે ત્યારે પારકા પેટની ભાભીને કોણ બળતી ઠારે ? "

" જ્યાં ભાઇને વશ કરી ભાભી ચલવે રાજ, ત્યાં નાની નણદીનાં કયાંથી સરે કાજ ? "

" જ્યાં ભાઇને શીખવાડી ભાભીને ઘર બહાર કઢાવી નણંદ ચલાવે દાબ, ત્યાં મગતરા જેવી ભાભીનો સંસારમાં શો હિસાબ ? "

"આજ કાલ જમાનામાં ભાભી સાહેબનાં ખુબ માન છે;

નણંદનાં ઘેર ઘેર જ્યાં જુઓ ત્યાં અપમાન છે. ”

“ એ નણંદ આ સંસારમાં ભાભીનો એક બીજો વર છે!”

“ત્યારે ભાભી દુનિયામાં સાચે સાસું વરનું ખરૂં ઘર છે.”

“ ઓહો ભાભી તમે કોઇ રીતે બંધાતાં નથી. ”

“ નણંદબા ત્યારે તમે એકે રીતે સંધાતાં નથી.”

“ ભાભી તમે મને બહુ જ સાંભરશો !”

“ બ્હેન ત્યારે તમે ઘડી પણ વિસાર્યાં નહીં વિસરશો. ”

“ હ્યો ભાભી આવો ત્યારે આપણે આમ તેમ કુંજમાં ફરી આનંદ કરીએ ! ”

“ હ્યો ચાલો ત્યારે ફરીએ ! ”

“ જુઓ ભાભી આ નાગરવેલ ! ”

“ હા કેવી ચંપે લપટાઈ છે ! ”

“ જુઓ આ ગમરૂ ગુલાબ ! ”

“ હા, પણ અત્યારે તેનો નવાબ નથી. ”

“ હા મારૂં મન પણ કુંદનબાને હીરાલાલ વર સાથે જોવાને લોભે છે ! ”

“ અં....હું જુઓ પાછી મારી મશ્કરી કરી ખરી ? ”

“ અરે નારે ના, એ તો જરી ગમ્મત ! ”

“ જુઓ આ ચંબેલી કેવી તનમનાટ કરી રહી છે ! ? ”

“ અત્યારે તેનો સમય છે. ”

“ બચ્ચું ભાભી તમે તો બહુ જ જબરાં ! ! ”

“ બહેન તમે ઘડી ઘડીમાં રીસાઈ જાઓ છો માટે બહુ જ કપરાં ! ! ”

"ભાભી મને તમારા ઉપર બહુ જ હેત આવે છે!"

"હું પણ તમારા ઉપર વારી વારી જાઉં છું!!"

"ભાભી તમારા બોલ કો'વાડાથી પણ વધારે કઠણ."

"બહેન તમારી રીસ વજ્રથી પણ અધિક સખત."

"એ તો જેવાં તમે એવી હું!!"

"બહેન મારી તો મારી પાસે પણ તમારી તો હરી પાસે રહી."

"ભાભી ઈશ્વર સૌનું સારૂં કરે છે. મારા તમારાની ભાંજગડ હરી હાથે જ ચુકવાય છે."

"કુંદન બહેન ઝાઝી રીસ ઝાઝા જોડા ખવરાવે છે. સાસરીઆમાં રીસ અને પ્રીતને બનતું નથી; માટે રીસને તો પિયર જ મૂકવી પડે છે."

"ભાભી રીસ વગર રસ નથી, અને રસ વગર પ્રેમ નથી માટે રીસ તો જ્યાં થતી હોય ત્યાં થાય!!"

"બહેન તમારૂં કહેવું એમ છે કે પરણ્યા આગળ રીસ થાય તો પરણ્યો પરાણે પરાણે પણ મનાવી રીસ મૂકાવી રસને ચખાડે; પણ ઘણી વખત આ ધારણા ખોટી પડે છે. બધે ઠેકાણે સરખા બનાવ બનતા નથી."

"ભાભી દરેક વસ્તુ તેની હદમાં સારી લાગે! જ્યાં હદથી જાદે જવાય ત્યાં તમામ ઠેકાણે અળખામણાં થવાય, માટે મન અને હદમાં બધુંએ સારૂં થાય!!"

"બહેન પરણીનું રૂશણું પરણ્યાથી ભાગે પણ સાસુ નણંદથી તો બમણું જાગે, માટે રીસને વાસ્તે કાંઈ સરખો

નિયમ નથી રહેતો. મન અને હૃદમાં રીસ સારી કહેવાય છે એ તમારૂં કહેવું વાસ્તવિક છે, પણ વખતે વખતે રીસ મનને મુંઝાવી નાંખે છે અને હૃદને તોડાવી નાંખી બરડો ભંગાવી નાંખે છે માટે રૂષણું નામ જ દુષણથી ભરેલું છે ! ! "

"ભાભી એ તો જ્યારે તમારા જેવા વર હોય ત્યાં બિચારી વહુના બરડા ભાગી જાય સમજ્યાં ? "

" હા બા હા; અને જ્યાં તમારા જેવી વહુ હોય ત્યાં બિચારા વરને રૂષણાથી ખુબ શકવી થકવી પાણીથી પાતળો બનાવી પગે પડાવે ત્યારે જ વહુ વરના ખોળામાં બેસી ખેલે; એમ ને મારાં બચુકડાં બહેન ! ? "

" ભાભી તમે ને હું વહુ વર સરજ્યાં હોત તો શી દશા થાત ? "

" તમને ગમ્મત વળત અને મારા ભોગ મળત ! "

" ના ના એમ તો હું પજવું એવી નથી. "

" હું તો તમારાથી તોબા તોબા પોકારત ! "

" પણ તમને હું એવા વશ કરી લેત કે તમને એક ઘડી પણ મારા વગર ચેન ના પડત. "

" પણ તમારી રીસથી મારા હૃદયનો સ્નેહ ઉતરી જાત."

" અરે તમને તો હું પળમાં ગોળ ગોળ કરી નાંખત અને મનાવી લેત ! "

" રીસથી પ્રેમ આઘો આઘો ભાગે છે ! ! "

" અરે પ્રેમને તો એવો રીસમાં રસમસ કરી મૂકત કે તમને ઘર બહાર મારા વિના જરા પણ જંપ જ ન થાત ! "

" ઠીક ત્યારે જોઇશું ! હવે કયાં આવ્યું છે ? મામાનુ ઘર કેટલે તો દીવો બળે એટલે ! "

" ભાભી તમારા મુખમાં આટલી બધી મીઠાશ છે તો પછી અંતરની શી વાત કરવી ? "

" એ અંતરમાં તો કડવાશ છે ! હવે કાંઈ તમારે કહેવું છે ? "

" નારે મારી ભાભી, હું કયાં કહું છું કે કડવાશ અંતરમાં છે ? એ તમારા અંતરમાં તો વશીકરણનો જંત્ર છે, મોહનને મલકાવવાનો મોહમંત્ર છે. "

" કુંદન બહેન સમાન વયનાં, સમાન સ્વભાવનાં અને સમાન હૃદયનાં સ્નેહી જનોની જ્યારે ચાર આંખો સામસામી એકઠી થાય; ત્યારે મન મનને નચાવે, તન તનને નચાવે, અને નયન નયનને નચાવે ! નયનના એક નિમિષમાં રસ, ભાવ અને પ્રેમ અન્યો અન્યના અંતરમાંથી ઉભરાઈ જાય, આખા અંગમાં અનુરાગનો ભરતી ઓટ થાય ! મન સરિતાને હૃદયચંદ્ર સારી રીતે થનક થનક નચાવી ઉભરાવી નાંખે, છલકાવી નાંખે અને કક્ષા બંધનના બંધ તોડી અંગ પ્રદેશમાં સ્નેહની છોળંછોળા કરી મૂકે ! ! રીસની પુનમ અને અધીરાઇની અમાસ જ્યાં આવી કે તરતજ મન સરીતા ઉભરાણી અને સ્નેહ સાગરમાં સમાણી; અને જ્યાં સાગર અને સરિતા મળે કે તરતજ વિરહ દુઃખ એક પળમાં ટળે, સમજ્યાં કે મારાં બટકબોલાં કુંદન બહેન ? "

" ઓહો ભાભી તમે પણ ખુબ પ્રવીણ અને ઉંડાં ઉતરેલાં જણાઓ છો ? તમારા બોલની કિંચીત્ પણ કીંમત આંકી

શકાય તેમ નથી. મારા ભાઈ આખો દીવસ તમને દેખે એમાં કાંઈ નવાઈ નથી. જે એક વાર તમને જુએ તે તમારૂં જ થઈ જાય. બાઈ આજકાલ ભાભીની બલિહારી છે."

"કુંદનબા કસમાં તમે કાંઈ ઓછાં ઉતરો એવાં નથી. તમારૂં જ્ઞાન પણ તમારી ઉંમરના પ્રમાણમાં ઘણુંજ વિશાળ છે. સ્નેહ સિદ્ધિના તમારા સિદ્ધાંત પણ ઘણા અચળ અને ઉમદા છે."

"ભાભી સાહેબ! હૃદય રીદ્ધિના દીલ દૃષ્ટાંત વગર સ્નેહ સિદ્ધિના સિદ્ધાંત ઘણાજ લૂખા અને આછા લાગે છે. પ્રેમની પરિપકવતા, અવસ્થાનો અનુભવ અને મનના અંકુરની વાવણી વગર હૃદય આકર્ષણ થઈ શકતાં નથી."

"કુંદન બહેન લપડાક મોદીક અને લાતની મીઠાઈ ખાધા વગર સામાનાં દીલ જીતી શકાતાં નથી. વાતના વડાં અને વચનની કઢી એવી તો હડી કઢાવે છે કે બસ કાંઇ વાત કરો ના!! આખો દહાડો રઘવાયાં રઘવાયાં અને ઓશીયાળાં ઓશીયાળાં થઇ આથડવું પડે છે. તેમાંયે નવી વહુ થઇને ગયાં એટલે મેણાં ટુણાંનો વરસાદ, ગાળોનાં ઝાપટાં અને મારની ગાજવીજ થઈ રહે છે!! બહેન જ્યારે આ બધું સહન કરી પિયરને નમસ્કાર કરીને સાસરાની સાખ પકડી ઓરડા પરસાળમાં આંખ મીંચીને કેદ રહ્યાં; ત્યારે પછી ઘરરખી, ડાહી, ઠરેલ અને હોંશીઆર વહુના ઇલ્કાબ મળે છે. તમારા જેવી બટકબોલી નાની નાની નણદીઓ જે વાત વાતમાં ભાભીને વચનનાં ચોકડાં ચોઢી હસ્તાં હસ્તાં ટાઢા ડામ દઈ ભાભીની બલિહારી ગાય છે અને

વખાણુ કરે છે તે બધાની તમે જ્યારે ચારપગાં થઈ પારકા ઘરમાં રહેશો અને પરણ્યાને વશ કરશો ત્યારે ખબર પડશે, અને અમે પણ તે વખતે કુંદનબાના લટકા ચટકા સારી રીતે જોઈશું અને આખો દી નણંદબાનાં વખાણુનાં ગીત ગાઇશું સમજ્યાં કે ? ! "

" ભાભી ખોટું ન લગાડશો હોં કે ! ! "

" મને તો કંઈ ખોટુંજ લાગતું નથી, સારૂં ખોટું પિયરમાં ચાલે; સાસરામાં કાંઇ ન કહેવાય ! "

" ભાભી તમારો સ્વભાવ બહુજ આનંદી છે ! "

" સાસરામાં સદાકાળ આનંદજ રાખવો જોઇએ. બહેન તમે કાંઇ ઓછું ન લાવતાં ! "

" મને તો તમારા સહવાસમાં કાંઇ ખોટું ઓછું કે માઠું લાગતુંજ નથી. તમારી સોબતે તો હું મારો મંદવાડ ભૂલી, દુ:ખ ભૂલી અને ફીકર ચિન્તા પણ ભૂલી ! "

" હશે બીજું કાંઇ તો ભૂલ્યાં નથી ને ? ! "

" બીજું શું ભૂલવાનું છે ? "

" કાંઇ નહીં, હું તો સ્હેજ કહું છું ! "

" જાઓ બળ્યું આમ શું કરતાં હશો ? કહો કહો મારા સમ જે ન કહે તેને. "

" હું તો એમ કહું છું કે દુ:ખ ભૂલ્યાં પણ સુખના આપનારને તો ભૂલ્યાં નથીને ? ! "

" સુખનાં આપનાર તો તમે મારી પાસે છો ! તમને હું શી રીતે ભૂલું ? મારો જીવ ભૂલાય તો ભાભી ભૂલાય ! "

" ભાભી તો કોરે રહી પણ હીરાલાલને ન ભૂલશો હોં કે !"

" જાઓ જાઓ તમે તો મને રોજ બનાવતાં ને બનાવતાંજ રહ્યાં !"

" એમાં હું શું ખોટું કહું છું કે આમ મારા ઉપર ચીડાઈ જાઓ છો ?"

" ભાભી તમે તો સદાએ વચનનાં તીર મારતાંને મારતાં."

" ત્યારે તમે ક્યાં નયનનાં તિરછાં તીર મારવામાં કોઈને કચાશ રાખો છો ?"

" હેં હેં ભાભી આ શું બોલ્યાં ?"

" એ તો એજ તો."

" એમાં શું ?"

" શુંમાં વરણાગીઓ વર."

" જાઓ હવ હું તમારી સાથે કદી નહીં બોલું."

" અરે વાહરે મારી નણંદબા તમારો લટકો !"

" સારૂં જાઓ, અમને ન બોલાવશો ! !"

" નાની નણંદી વાતે વાતે મરડાઈ ન જાઓ"
" ભાભી ધીરાં અધીરાઈમાં થરડાઈ ન જાઓ":-૦
" બટક બોલાં ચાળા કરી માન ન ખાઓ"
" આમ વેલાં કાઢી ખુગ કાલાં ન થાઓ":-૦
" ભાભી સાચી લક્ષ્મી બધું ભાભીનું ઘર"
" નણદી બીજો છે એક ભોળી ભાભીનો વર"
" લળી લળી ખાવાને નણદી ભાભીને પૂછે"
" ભાભી ભૂખી દુઃખી તેમાં નણદીને શું છે"

" ધારે તો પગ ભાભી નણદીનો ટાળે "
" ભાઇને ચઢાવી ભાભી કાઢી મન વાળે "
" વાહરે ભાભી હું તો હારી "
" નણદીબા મેં જખમારી "
" બલિહારી ! "
" જાઉં વારી ગુણ ભાભીના ગાઓ "
" નાની નણદી સંતોષી સુખી ઘર થાઓ "

" ભાભી ! ઓ ગોદાવરી ભાભી ! તમે કયાં છો ? "

" એ બહેન આવો ! આ બાજુ, આ બાજુ જરા ધીરે રહીને આસ્તેથી આવો ! ! "

" કુંદન બહેન તમે આવીને અહીં લપાઇ ગયાં છો ?! "

" હા ગોમતી બહેન આવો ! "

" ભાભી તમે કાંઇ જાણ્યું ? "

" ના રે બહેન ! શું કાંઈ નવા જુની છે ? "

" હા. બાપાજીએ દરિયાની ખાડીમાં લગભગ ફરતા ફરતી પચીસ ગાઉ સુધી હીરાલાલની તપાસ કરાવી; પણ કયાંઇ તેમનો પત્તો મળ્યો નહીં ! ! "

" ભાભી તમે તો કહો છો કે જાન પાછી ગઈ છે. તમે ઝરૂખેથી પડી ગયાં એટલે વર તોરણેથી પાછો વળ્યો છે; અને મામા જોશીને બોલાવી બીજું કોઈ સારૂ મુહુર્ત જોવરાવી વિવાહ માંડશે, અને આ ગોમતી બહેન દરિયાની નવા જુની કહે છે ! આમાં સાચું શું ? ! "

" જાઓ જાઓ ગોમતી બા તમારામાં તો કાંઇ અક્કલ નથી. બધુંએ ઉઘાડું કર્યું. મોટો છમરડો વાળ્યો ! ! મુઆં

ભોળીઆં માણસની તે કાંઈ દુનિયામાં ગણતરી થતી હશે ! ?"

"અરર ભાભી હું તો ભૂલી ગઈ, આ તો કુંદન બહેન બેઠાં છે ને ! અરેરે બધાએ મગ ચોખા ભેગા થઈ ગયા !!"

"ભાભી તમે મારાથી પણ દગો રમો છો કે ? ! મને પણ હવામાં અદ્ધર ઉડાવો છો ? ! શુ બનાવી બનાવી વાત કહીને આ કુંદનને પાણીમાં મુઠીઓ ભરાવો છો !! જાઓ કપટી ઉઠો મારી પાસેથી !!"

"ગોમતીબા તમે મોટો વરઘોડો કર્યો !! હવે બધાં ઘરમાં જાણશે તો મારો જીવ લેશે !! અરે તમારા ભાઇ અને બાપુજી તો મારા ઉપર ખુબ કકળી ઉઠશે !!"

"અરે પણ ભાભી હું તો ભૂલી ગઇ !! ભોળી છું તે જેમ આવે તેમ ભાખી ગઇ !! અહીં કુંદન બહેન બેઠાં છે તેની તો મને બિલકુલ ખબરજ ન રહી !!"

"જાઓ જાઓ તમે પાસે રહીને કોઇને બનાવો એવાં છો."

"અરે પણ ભાભી શા માટે આટલી બધી લમણાફોડ કરો છો ? કહી દોને કે છે શું ?"

"બહેન કાંઇ નહીં; વાતમાં કશોએ માલ નથી."

"તમને મારા ગળાના સોગન છે, જો કાંઇ અસત્ય કહો તો !"

"કુંદન બા તમે જક ન કરો !! જે તમને ન જણાવવાનું હોય તે જાણવાની શું કામ માથાકુટ કરો છો ?"

ભાભી મારાથી પણ અંતર કે ? !"

"ના બહેન ના, તમે શું કામ અમસ્તાં રાતાં પીળાં

થાઓ છો ! ! ગોમતીઆના કહેવામાં કશાએ ભલીવાર નથી. જેમ ખાય છે તેમ બોલે છે ! ! ”

• “ ગોમતી બહેન શી નવા જુની છે મને તમે કહો ! આ ભાભી તો કાળજાની કુડી છે અને અંતરની બહુજ ઉંડી છે ! ”

“ ના બહેન ના કાંઇ નથી. ”

“ બહેન તમને મારા સમ છે ! જો કાંઇ છુપાવો તો તમે મને મૂઇ દેખો ! ! ”

“ એ આ કુંદનબાએ ભોળીબા રાજાને હાથમાં લીધા. બધુંએ ઉઘાડુ જોત જોતામાં થઇ જશે ! ! મને ઘરમાંથી ના કહ્યું હતું કે જ્યાં સુધી કુંદન બહેનનો મંદવાડ રહે ત્યાં સુધી બિલકુલ તેમને હીરાલાલ સંબંધી કે વિવાહ સંબંધી વાત જ ન કરવી. આટલા દહાડા સુધી બધુંએ મેં ગુપ્ત રાખ્યું પણ ગોમતીબાએ આવી ભડ વેર્યું. ”

“ ગોમતી બહેન કહો શી નવા જુની થઇ છે ? ”

“ બહેન જોજો કાંઇ કહેતાં; નહિ તો બાપાજી તમને ખુબ વઢશે હો ? ”

“ ભાભી ! પણ બધી વાત બાપાજી હમણાં ખુલ્લી કરશે, ત્યાં શું છાનુ રહેશે ? ”

“ સારૂ જાઓ તમે હવે ઘરમાં પધારો. ”

“ ના ગોમતીબહેન તમે બેસો મારી પાસે. આ ભાભી તો બહુજ નઠારી અને વઢકારી છે. શું થયું તે મને તમે કહો. ”

“ આ થવામાં એજ કે તમારા વિવાહ ટાણે હીરાલાલભાઇ જાન લઇને દરિયા માર્ગે પરણવા સારૂ આવતા હતા; જેવી

જાન બંદરમાં દાખલ થઇ કે તરતજ તમે ઝરૂખેથી પડી ગયાં અને વાગ્યું; આ બાજુ પવનનું મોટું વાવાઝોડું આવવાથી પાણીમાં દરિયાઇ તોફાન જાગ્યું; જેથી જાનનાં બીજાં વહાણો એક બીજા સાથે અથડાઈ ભાગી ગયાં; અને વરરાજા હીરાલાલવાળું વહાણ પવનના તોફાનમાં તણાઈ ગયું અને એક ખડકમાં જઇ પડયું. વાવાઝોડાના તોફાનથી વહાણનો નાશ થયો અને હીરાલાલને દરિયાઇ મોજાં પાણીમાં ઘસડી ગયાં. વરરાજા કયાં ગયા તેનો બિલકુલ પત્તો લાગ્યો નહીં. આ ઉપરથી દરબાર સાહેબે ઘણા સારા તારાઓ, ખલાસીઓ અને માછીઓને દરબારી વહાણ આપી દરિયાઇ ખાડીમાં હીરાલાલની શોધ સારૂ મોકલ્યા હતા. તે સઘળા આજરોજ દરબારમાં આવ્યા અને જણાવ્યું કે હીરાલાલનો બિલકુલ પત્તા તેમને મળ્યો નથી. વરરાજાનું કાંઇ પણ નામ કે નિશાન પાણીમાં હાથ લાગ્યું નથી."

"અરે હાય ! આ હું શું સાંભળું છું ? અરે ભગવાન મારા પાપણીના પાપે નિર્દોષીનો પ્રાણ ગયો ! હું શે ના મરી ? આ મંદવાડમાં હે દુષ્ટ વીધિ તેં મને શું કામ જીવતી રાખી ? હાય હવે હું શું કરૂં ?"

" હયો ગોમતી બહેન કાદો કાંદો, વાત કહેવાનું આ ફળ; જુઓ બહેન તો મડદુ થઇને પડયાં, અરે બેશુદ્ધ બની ગયાં. જાઓ દોડો બાને બોલાવો, પાણી લાવો અને દવાની શીશી જલ્દી લેતાં આવો."

" ભાભી હવે મારા ભોગ મળ્યા; અંઅં....હવ હું શું કરૂં ? કયાં જાઉં ?"

"મારા બાપ હું તો તમારાથી થાકી! હવે તમે નાહક રોઇને ભવાડો ન કરશો; જાઓ જલ્દી પાણી અને દવા લઈ આવો. હરીએ જેમ ધાર્યું હશે તેમ થશે!"

"ના હવે હું નહીં જાઉં, બા જાણે તો મને મારે!"

"હશે ત્યારે લ્યો તમે બહેનની આંખો દબાવી રાખો હું પેલી ચકલીએથી પાણી લાવી બહેનના મોં પર છાંટું એટલે તરતજ મૂર્છા વળશે!"

"ઠીક ત્યારે ભાભી તમે જાઓ અને જલદી પાણી લઇ આવો."

"જોજો હોં આંખ દબાવી રાખજો."

"સારૂ જાઓ, ખમા બહેનને, ખમા તમને! કુંદનબહેન તમે જરા પણ ગભરાશો નહીં પરમેશ્વર તમને જલદી આરામ કરશે!"

"લ્યો ગોમતીબા જરા આમ ઓરાં આવો, મને પાણી છાંટવા દો એટલે ઝટ મૂર્છા વળે!" આ પ્રમાણે કહી ગોદાવરી પાણીની છાલકો મુખ ઉપર છાંટવા લાગી; ગોમતી કમળનું પાન લઇ પંખો કરવા લાગી. આશરે પાએક કલાક સુધી પાણી અને પવનની સારવારથી કુંદનને મૂર્છા વળી; અને ઝટ આંખ ઉઘાડી કુંદન બેઠી થઈ. ગોમતી ઘરમાં જઈ દવાની શીશી લઈ આવી ને દવાનો એક ભાગ કુંદનને પાયો એટલે સારી રીતે કુંદનને શુદ્ધિ આવી.

ભાભી હવે હું શું કરૂં? ક્યાં જાઉં? આ પ્રાણને શા આધારે પંડમાં રાખું? મારૂં જીવન નષ્ટ થઇ ગયું. હરીએ મને

આશા આપી નિરાશ કરી. અધવચ અટકાવી મને છેતરી; કુવામાં ઉતારી વરત વાઢી લીધું; મારૂં જીવતર બગાડી નાંખ્યું, જીવનના દોર ઉપર ચઢાવી વચ્ચો વચ્ચથી દોર કાપી "નાંખી મને પત્થર ઉપર પછાડી ! મારી સુધરી બાજી બગડી; મને સ્વઘર તજાવી પર ઘર વસાવી; અને અભાગણી પાપણી અને પનોતી બનાવી પાયમાલ કરી. અરે નિર્દય ક્રૂર હરી આવું કરે તારા હાથમાં શું આવ્યું ? હરી તેં મને હસી હસીને મોંઘમ માર માર્યો. મારો થઇને મનેજ મારી. ન્યારો રહીને ખોટી આશા બતાવીને મને નચાવી નાહક ગરદન મારી. હરી તને હું શું કહું ? તારાથી લઢતાં હું શી રીતે ફાવું ? તને મારા નવ ગજના નમસ્કાર ! હરી તારો રંગ ન્યારોજ છે, તું બહુ રૂપી ખારોજ છે. જા ભુંડા તારો સંગ હવે નકામોજ છે; મારા જેવી પામરને પીડી પીડી તું તારે આનંદ પામ્યાજ કર ! હા.... મોત મોત તું હવે કયાં છે ? મરણ, મરણ, મનુષ્યની છેલ્લી અવસ્થાના વિસામા રૂપ મરણ તું કયાં સંતાયું છે ? હા....આજ તું મારે વાસ્તે મોઘું થાય છે ? ! ”

કુંદન બહેન હવે આ બળાપો મૂકી દો ! આમ વલોપાત ને વલોપાતમાં શરીર ખવાઇ ગયું, વદનનું નૂર ઉડી ગયું; આખું અંગ હાડકાંનો એક માળો થઇ રહ્યું. હવે મૂકો બધી પંચાત ! ”

“ અરેરે મારે હવે જીવનને શું કરવું છે ? બસ હવે તો સુખેથી મરવું છે. મૃત્યુ મૃત્યુ આત્માના વિશ્રામ રૂપ મૃત્યુ તું કયાં છે ? હા....મરણ પણ વખત આવે માગ્યું મળતું નથી. તે

પણ મોંઘું થાય છે.

" મરણ પણ મોંઘું થયું......મારે આજ "
" માગ્યું મળે નહિ ટાળે ન દીલની દાઝઃ–૦
" ડાહી દુઃખથી શીદ કંટાળે "
" વ્યર્થ વિચાર કરી જીવ બાળે "
" થવાનું હોય તે થાય મોત વિના ન મરાય "
" શે જીવાય, શે જીવાય, શે જીવાયઃ–૦
" તન મન કે ધનના દુઃખે કંઇ જન મરવા ચ્હાય "
" માગ્યાં મોત મળે નહિ મોત વિના ન મરાય "

( માલતી માધવ–ચિત્રકાર, કાંઇ ફેરફાર સાથે )

" કુંદનબ્હેન આ શો વલોપાત ! કોનો વિલાપ ? શા સારૂ ? કઇ દશામાં ? કેવી અવસ્થામાં ? આ તોફાન શું ? કોઇ જાણે તો ઘેલું બનાવે ! છાનાં રહો, હરીએ ધાર્યું હશે તે થશે."

" ભાભી હું એકલી અનેક માણસોને દુઃખનું મૂળ થઇ પડી છું. ઇશ્વર મારૂં પાનું શોધતો નથી. અનેક અનેક ઘાતમાંથી મને ઉગારે છે ! થઇ ચુક્યું–પતી ચુક્યું. બસ એ ચાલ્યા ગયા ! મને એકલી મૂકી સંતાઈ ગયા. તેજમાં તેજ મળી ગયું, રૂપમાં રૂપ સમાઈ ગયું. "

"અરે પણ તમે શાથી કહો છો કે એ સધામ સિધારી ગયા ? દરિયામાં ડુબેલા ઘણાક જનો તણાઇને કીનારે પડી સ્વસ્થ બની ઈશ્વિર કૃપાએ સજીવન થયા છે, "

" ભાભી મારે તમારા ખોટા દીલાસા હવે સાંભળવા નથી. દરબારમાં ખબર આવી કે વરરાજાનું નામ નિશાન પાણીમાં માલમ પડતું નથી; ને તમે કહો છો કે એ તણાઇને કોઇ સ્થળે

ઉગરી ગયા હશે, એ મારાથી કેમ માની શકાય ? ”

“ બહેન પ્રભુની લીલા એવી અકળ છે. ઘડીકમાં હસાવે છે અને ઘડીકમાં રડાવે છે. સર્પદંશથી મૃત્યુ પામેલા માણસો ઘણીવાર અગ્નિદાહ કરતાં કોઇ સંત મહાત્માના પ્રતાપે ઉગરી જાય છે. ઝેર અને વિષના પ્રયોગથી મૃતઃ પ્રાય થએલાં કંઈક જનો અંતકાળ સમયે વમન કરી કરી બેઠાં થાય છે. વાવ કુવામાં નાંખેલા કંઈક લોકો ઈશ્વરી કૃપાથી ઉગરી જાય છે. નદીના પુરમાં તણાએલા કંઇક નરો કયાંના કયાં નીકળી જઇ બેઠા થાય છે; અગ્નિની જવાળામાં આવેલા કંઇક આદમીઓ કીરતારની કરૂણા નજરથી કંઇક ઓઠે રક્ષાઈ બચી જાય છે; માટે નિરાશ થવાનું કાંઇ કારણ નથી. જે ઘડી આંસુ કઢાવે છે તેજ ઘડી આનંદ ઉપજાવે છે. આવાં આવાં અનેક અનિષ્ઠોમાંથી મનુષ્યો આળસ મરડી બેઠા થાય છે એજ અવિનાશીના પ્રતાપના પુરાવા છે, પરચા છે. આફતમાંથી ઉગરવું એજ હરીની હાજરી છે. જળને ઠેકાણે સ્થળ અને સ્થળને ઠેકાણે જે જળ થાય છે, તેજ હરીની માયા છે, લીલા છે અને શક્તિ છે. આવાં આવાં ઈશ્વરી કૃપાનાં અનેક દ્રષ્ટાંતો અવલોકી મનન કરી મનને સ્થિર કરો; અને કેવળ હરી ઉપર વિશ્વાસ રાખો. બગડી બાજી સુધારનાર એક હરી જ શક્તિવાન છે. હરીના વિશ્વાસે રહેલા હજુ સુધી કોઈ હરીજન છેતરાયા નથી. મોડી વહેલી પણ મનુષ્યોની મનકામના અનેક રીતે પુરનાર એક સમર્થ કરૂણાસાગર કમળાપતિ કેશવ જ છે. ઈશ્વરથી કોઈ મોટું નથી અને ઇશ્વર જેવો બીજો કોઇ સમર્થ નથી. મનુષ્યોને મારનાર તારનાર અને ઉગા-

રનાર ફક્ત એક હરી જ છે. સંસારમાં લોકોને માથે મરણની ભિતિ અને જન્મની પ્રીતિ ઉપજાવનાર એક હરી જ છે. ભૂખ્યા ઉઠાડનાર અને ખવરાવીને સુવાડનાર દયાસાગર હરીના જેવો બીજો કોઇ દયાળુ નથી, માટે કુંદનબહેન જે કાંઇ થાય તે જોયાં કરો અને હૈયાને સ્થિર કરી ખાઇ પી હરીનું ભજન કરો."

"ભાભી તમારૂં કહેવું ખરૂં છે, પણ મારૂં મન ધીરજ નથી ધરી શકતું. હું જાણું છું કે મનુષ્યના માથે જે કાંઇ કારમું સુખ પડે છે તે દુ:ખને વાસ્તે અને જે કાંઈ અગાધ દુ:ખ પડે છે તે સુખને વાસ્તે છતાં પણ મન રાત દિવસ સંતાપ પામ્યા જ કરે છે. ઓહો હું જન્મી ત્યારથીજ કરમમાં દુ:ખ લખાવીને આવી છું. અરે મારો જન્મજ પારકાને પરિતાપ આપવાને વાસ્તે થયેલો છે. હું મારા દુ:ખથી નથી ગભરાતી, પણ મારા વાસ્તે બીજાં અનેક જણ દુ:ખમાંજ ડુબ્યાં કરે છે. અરે બિચારા હીરાલાલ મારા સારૂ જાનથી બેજાન થઈ ગયા; અરે તેમની આખી જીંદગી ધુળ મળી ગઇ; તેમના સુખનું સત્યાનાશ વળી ગયું. હરી હરી હરી મેં એવાં શાં કરમ કર્યાં હશે કે મારા નામથી સુખ અને શાન્તિ દોઢ ગાઉ દૂર ભાગે છે!"

"બહેન આર્ય ઘરસંસારમાં દીકરીની માટી જ પાપથી ભરેલી છે. દીકરીનો જન્મ દુ:ખનાં ચોઘડીઆં વગાડતો થાય છે. મનુષ્યના પૂર્વ જન્મના પાપનું પ્રકટીકરણ અને પૃથક્કરણ જ પુત્રી રૂપી સંતાન છે. પુત્રી છે તે એક બાપનું પાપ છે. તેના સંતોષમાં સંતાપનો શાપ છે અને તેના કકળાટમાં પણ કલેશનો સાપ છે. દીકરીના દામ ઉપજાવી માબાપ પાપી પેટને

ઠંડુ કરે અને તેનાં સાસરીયાં પર સખ્તાઈ દર્શાવી પહ્લાનાં ઘરેણાં કરાવે અને પછી તેથી પુત્રીને સંતોષી એવો આનંદ માને તેમાં પણ પાતક રહેલું છે. વળી કુળવાન ઘર જોઇ કુળને ખાતર પુત્રીને કજોડું સાધી પદરના પૈસાની પહેરામણી કરે અને સારો વિવાહ માંડી વેવાઇને સંતોષે તેમાં પણ ભવિષ્યનું દુઃખ સમાએલું છે. દીકરીનાં માબાપનો બે બાજુથી મરો છે. કન્યા બે મુખવાળી ચાકળણ છે. સાસરીયાં અને પિયરિયાં બંનેનો ભક્ષ કરનારી જ્વાળામુખી દેવી છે. પુત્રોનાં માબાપની મુએ પણ ગતિ થતી નથી. જાત ભાત અને કુળની તમામ આમન્યા કન્યા ઉપર આધાર રાખે છે. પુત્રી સારી તો માબાપ સારાં, સાસરૂં સારૂં તો પિયર ઉજળું. કન્યા સુખી તો માબાપ સુખી અને કન્યા દુઃખી તો માબાપ દુઃખી!! કન્યા ગુણવાન તો પિયરિયાં ધનવાન, કન્યા ડાહી તો પિયરિયાં ડાહ્યાં, દીકરી શાણી તો પિયરિયાં શાણાં અને દીકરી ખરાબ તો બધુંએ ખરાબ!! ભલે કન્યાને લોકો દેવી કહે પણ દેવી તરીકે તેની સાથે વરતતા થોડાજ નજરે ચઢી આવે છે. કન્યાદાનને શ્રેષ્ઠ દાન તરીકે લોકો માને પણ કન્યાના વિવાહ પ્રસંગે કન્યાનાં માબાપ બારમા કરતાં પણ અધીક શોક માને છે; અને બધું લોહી વાહી જે કાંઇ ગાંઠે ગરથ હોય છે તે કન્યા વિવાહમાં વા પાણી થાય છે; કન્યાનાં માબાપને કન્યાદાન દીધા પછી, વિવાહ માંડયા પછી ઘરને એક ખુણે લઈ જઇને પૂછયું હોય કે ભાઇ આ દીકરીનો વિવાહ માંડયો કે કન્યાનું બારમું કર્યું, તો બિચારો તરત કહેશે કે ભાઈ હૈયાની હોળી બાળી, માથેથી વેઠ

ઉતારી! આટલા સારૂ દુઃખનું મૂળ દીકરી કહેવાય છે. જુઓ:-

*　　　*　　　*

" દીકરી પણ દુઃખનું ઉંડું મૂળરે દુનિયામાં દીઠું,
સાલે માબાપને એ શૂળરે:-દુનિયામાં૦
પુત્ર તણી માતા બહુ સુભાગ્યવતી ગણાય,
તેમ જનેતા પુત્રીની અતિ દુરભાગી જણાય,
લોકો ઉચરે છે એ શું ભૂલરે:-દુનિયામાં૦
હજો ભલે માબાપને કુંવર કુંવારા અનેક
પણ કોઇને ત્યાં નવ હશો કુંવરી કુંવારી એક
બેટા બેટીનું જૂદુ મૂલરે:-દુનિયામાં૦ (ચિત્રકાર)

" જુઓ બહેન, દીકરીને માથે ડગલે ડગલે દુઃખ ને પાપ ભોગવવાનાં સરજાએલાં છે, માટે દીકરીએ દુઃખથી ડરવું નહીં; સમજ્યાં કે મારાં કુંદન બહેન ! "

" ભાભી આથી કરીનેજ આપણા આર્ય જનોનો ગૃહ-સંસાર અંગાર સમ દુઃખદ મનાય છે. દીકરીની ગણના ફૂટયા ઘડાની ઠીકરી સમાનજ થાય છે. દીકરાના જન્મ ટાણે દીકરાને કુળનો દીવો મનાય છે અને દીકરીના જન્મ ટાણે દીકરીને પથરો કહેવાય છે. દીકરાને ઘડી ઘડી ખમા ખમા થાય છે અને દીકરીને રાંડને શા ઘા પડવાના છે કહી મોં મલકાવી રાજી થવાય છે. બાળોતીઆંની બળેલી દીકરીને મસાણ જતાં સુધી પણ કોઈ ઠારતું નથી. જ્યાં સુધી આર્યાવર્ત્તમાં-આર્ય સંસારમાં દીકરીને વાસ્તે દયા અને માન નથી, ત્યાં સુધી આર્યજનોને સદાકાળ દુઃખ અને અપમાન છે. જેના જન્મ વખતે મોં મચ-કોડાય છે, તેના મરણ વખતે આંખમાંથી આંસુ કયાંથી પડે ?

માબાપનાં કરેલાં કર્મો દીકરીને નડે! માબાપના દુઃખે દીકરીને ડામ દેવાય અને માબાપના સુખે દીકરીને પેટ ભરીને મેણાં અપાય! પહેરામણીના વાંધા વચકાનો બદલો દીકરીને ગાળોમાં અને મારમાં મળે, અને સ્ત્રીધન તરીકે મનાતા કન્યાના પલ્લાનો ઉપયોગ ઘરાણે મૂકાઇ પુંજીમાં ભળે. સાસુઓ અને નણંદોના હુંકારા ટુંકારાને લીધે ગરીબ બીચારી ગાય જેવી વહુ શૉકયની શૂળી ઉપર વીંધાઇ જાય અગર સાસરાનો ત્યાગ કરી પિયર ભોગવતી થાય. દીયરોની હાંસી મશ્કરીથી કન્યાની છીનાળ તરીકે ગણત્રી થાય અને કાળી રાત્રે ચોટલો ઝલાવી લાતો ખાતાં ઘર બહાર નીકળવાનો વખત આવે! વહુ મરી તો પનોતી ગઈ અને એકને બદલે બીજી થઇ. જ્યાં આ પ્રમાણે સ્ત્રીઓની અવગણના થાય ત્યાં ગૃહસ્થાશ્રમનાં સાચાં સુખડાં કયાંથી પ્રાપ્ત કરી શકાય?"

"ગોદાવરી ભાભી બાપાજી કુંદન બહેનનો હવે બીજે કોઈ સારે ઠેકાણે વિવાહ કરવાના વિચાર કરે છે?"

"ગોમતીબા હજુ પણ તમારૂં બાકી રહ્યું છે? આજ તમે ધાર્યું છે શું! ? "

"ત્યારે ભાભી હું તમારી વાતમાં બોલું જ નહીં! કુંદન બહેન અને તમે મને કેવળ છોકરવાદી ઘેલી જ ગણો છો?!"

"ના ગોમતી બહેન કાંઈ ઓછું આણુશો નહીં. ભાભીના બોલવા સામું જોશો નહીં. તમે તમારે ઘરમાં જે વાત થતી સાંભળી હોય તે સુખેથી મને કહો! મારૂં ભાગ્ય જ જ્યાં મને દુઃખ આપવા બેઠું છે ત્યાં બીજાનો શો વાંક?"

" કુંદન બ્હેન હવે બાપાજી બીજો વિવાહ કરીને શું લ્હાણુ કાઢશે ? જો ઈશ્વર જ તમારા વિવાહમાં અનુકુળ હોત તો આ તમારો વિવાહ લંબાણે પડત જ નહીં; અને રંગમાં ભંગ થાત જ નહીં; પણ જ્યાં હરીની પ્રતિકુળતા છે ત્યાં મનુષ્યનાં ફાંફાં મિથ્યા છે. કુદરતના પ્રયત્ન સામે માનુષી યત્ન વૃથા છે. જો દીનમાન અવળો હોય તો આદર્યા અધુરા રહે અને મંડાણમાં ભંગાણ પડે અને જો હરી પ્રસન્ન હોય તો સઘળું બગડતું સુધરી જાય અને જોતજોતામાં લીલા લ્હેર થઈ જાય, ન હોય ત્યાંથી આવી મળે અને સઘળું આનંદમાં ભળે."

" ભાભી એક ઉપાધી તો મટી નથી એટલામાં આ બીજી ઉપાધી સાંભળું છુ. એકનો કલેશ સમ્યો નથી ત્યાં આ અણચિન્તવ્યો બીજો કલેશ જાગ્યો છે; હવે મારે માથે પડવામાં શું બાકી રહ્યું છે. દુ:ખનાં ઝાડ ઉગ્યાં છે. જે એકને તનમન આપી ચુકી તે બીજાને પ્રાણાન્તે પણ આપશે ? આવા અવળા પ્રયત્ન કરવાથી શું દીકરીનાં દુ:ખો ઓછાં થતાં હશે ? ના ના, તેથી તો બમણાં અને તમણાં વધે છે. વડીલો અને માબાપો આમ ધુમાડામાં બાચકા ભરી શું કામ પ્રસન્ન થતાં હશે ? બાવળે બાથ ભરાવવાનો અવળો યત્ન શું કામ આદરતાં હશે ? ભલે જે થવાનું હોય તે થાય અને જવાનું હોય તે જાય; પણ ન કરવાનું કોઈ કાળે પણ કરાય ? તેથી ફળ શું ? લાભ શો ? સંતોષ શો ? અને આનંદ શો ? મન મોતી અને કાચ તૂટ્યાં કોઈ કાળે સંધાય ખરાં કે ?"

" બહેન કન્યાને જ્યાં સુધી ચૉરીમાં બેસારી મંગળ

ફેરા ફેરવ્યા નથી ત્યાં સુધી કન્યાના વડીલો ફાવે તેવા વરના ફેરફાર કરી શકે એવું ચાલુ જમાનાનું અજબ ધોરણ છે! કરેલા વિવાહ નજીવા કારણસર ઘડી ઘડીમાં ભંગ થાય છે; તો કુદરતના કોપથી વરરાજા ગુમ થઈ જવાથી તમારા મામા તમારા વિવાહ સારૂ બીજો વર જુવે એ સ્વાભાવિક છે. એમનું જ્યાં સુધી ચાલ્યું ત્યાં સુધી હીરાલાલ વરસારૂ તમારો વિવાહ લંબાવ્યો અને છેવટે અમદાવાદ મૂકી ભાવનગરમાં આદરવો શરૂ કર્યો; પણ કાળ-બળે કુદરતનો મામલો ફેરવાઇ ગયો અને લગ્નમાં વિઘ્ન આવી નડયું! આમાં તમારા મામા શું કરે? તમને કયાં સુધી કુંવારાં રાખે? જગતના અપવાદથી તે બિચારા લાચાર પરવશ થઇ ગયા; હવે છેવટે હારીને, કુંવારી કન્યાને અનેક વર છે અને કુંવારા વરને અનેક કન્યાઓ છે; એમ માની તમારા સારૂ બીજો વર જુએ તેમાં મામાનો શો અપરાધ?"

"ભાભી હું કયાં કહું છું કે એમાં મામાનો અપરાધ છે. અપરાધ મારા નસિબનો છે કે મારે હવે દુનિયામાં હાડ હાડ થવાનો વખત આવ્યો! મારી ખાતર જેણે પોતાની જીંદગીનો ભોગ આપ્યો, જેણે મારી ખાતર પોતાના સુખને દુ:ખ રૂપ માન્યું અને મારા વિરહથી પડતાં દુ:ખને સુખ રૂપ માન્યાં અને જેણે ઘરબાર સગાંવ્હાલાં સર્વસ્વનો ત્યાગ કર્યો અને માત્ર મારી આશામાંજ જીંદગી ઝેર કરી, તેને મારે હવે વિસારી શું ફરી પરણવાનું મન કરવું? ના, ના, કદી નહીં, ભલે દુનિયા મને કુંવારી માને પણ હું તો મારા મનથી હીરાલાલ સાથે પરણેલીજ

હતી. મારો સતત અને અચળ નિશ્ચય હતો કે વરવું તો તેને જ વરવું નહીં તો આખી જીંદગી કુંવારાં ફરવું. મેં મારા મનથીજ હીરાલાલ સિવાય બીજા સઘળા ભાઈ બાપ માન્યા હતા; તો મારે હવે કોની સાથે વરવું ? શું ભાઈ બાપ સાથે વરવું ?! કદી નહીં ! જો તમારા કહેવા પ્રમાણે ઈશ્વરી કૃપાથી હીરાલાલ જીવતા દરિયામાંથી નીકળ્યા હશે કે નીકળશે તો તેમને વરીશ; નહીં તો તેમના નામની માળા જપી મારી જીંદગી પૂરી કરીશ. મારા આ નિશ્ચયમાં જે કોઈ વિરૂદ્ધ પડશે તે મારા કટ્ટા વેરીનું કાર્ય કરશે, અગર મારો અંત લાવી મને મરણ પામેલી જોશે ! જે કોઈ મારૂં હીતકારી હોય; મને મારો માનતું હોય અગર સગાઈ સંબંધીનો દાવો રાખતું હોય તેણે કોઈ કાળે પણ મારી આગળ ફરી પરણવાની વાતજ ન કરવી. મનનું પરણેતર હું પરણી ચુકી છું. દુનિયાનું પરણેતર પરણવાનુ બાકી હતું; તો તે દુનિયાને સમજવાનું હતું, પણ કાળ બળે દુનિયાનું પરણેતર થવાનો વખત ન આવ્યો તો હરીની મરજી ! મારા મનના પરણેતરને મારે પરણેતર માનીને મન વચન અને કર્મથી હીરાલાલ વરનું ભજન કીર્તન કરવાનું છે; તો તે હવે હું કરીશ ! જો અહીંઆં મને મામા બા અને મામી ઉપાધી કરશે તો મોસાળને હું નમસ્કાર કરીશ."

"હાં....હાં....મારાં બહેન આ શું બોલો છો ? મોસાળને નમસ્કાર થાય ? શું અમે બધાં તમારાં વેરી છીએ ? તમારાં હીત શત્રુ છીએ ? ના ના, અમે પણ તમારા સારૂ થાય તે હીતનું કાર્ય કરનાર છીએ ! તેલ જુઓ તેલની ધાર જુઓ ! શું થાય

છે તે જોયાં કરો ! થયા પહેલાં દુઃખ માનીને વૃથા ક્લેશ કરવો એ ડહાપણ ન કહેવાય ? ! "

" ભાભી હું મરતાં મરતાં પણ તમને યાદ કરીશ. તમારો આધાર મારાથી કદી પણ ભૂલી શકાશે નહિં. હું જ્યાં જ્યાં હઇશ, જ્યાં જ્યાં જઇશ ત્યાં ત્યાં તમનેજ યાદ કરીશ ! મારા આવા ભયંકર અને જીવલેણ મંદવાડમાં તમે જે મારી સેવા ચાકરી કરી છે અને મીઠી મીઠી વાતો કરીને મને જે શાન્તિ અને આનંદ ઉપજાવ્યો છે તેનો બદલો મારાથી કદી પણ વળી શકે તેમ નથી. ખરેખર હું સત્ય કહું છું કે આ વખતે ભાભી જો ન હોત તો મારૂં શું થાત ? "

" કુંદનબા વાતે વાતે આમ ઓછું શા માટે આણો છો ? આસું લાવે અંતરનાં દુઃખ ઓછાં થતાં નથી. મનુષ્યના માથે તે પડે છે ત્યારેજ તે ઘડાય છે. દશાના રંગ નિરાળા છે. ઘડી ઘડીમાં બદલાય છે, દુઃખની વાદળીને વિખરાતાં વાર લાગતી નથી. મનુષ્યને ઉત્પન્ન થયેલ મદના વાતાવરણમાં વિચારની સમાનતા કોઇ કાળે પણ એક સરખી રીતે સચવાતી નથી. પળે પળે વિચારના તરંગો ઉત્પન્ન થયા કરે છે અને બદલાયાજ કરે છે. વાતો સાંભળીને મનને કોઈ દીવસ ભ્રમિત કરવું નહીં. વાત સાંભળવી તેનો વિચાર કરવો; બે બાજુથી તેની તપાસ કરવી અને ત્યાર બાદ શું કરવું તેના નિશ્ચય પર ધીમે ધીમે શાન્ત મનથી આવવું; એકદમ ઉછળી પગ ભાગવાથી વિમાસણ થાય છે. સાહસ કરવાથી લ્હાણને બદલે હાણજ થાય છે. અણચિન્તવ્યા આવતા દુઃખથી એકદમ વ્યાકુળ થઈ અકળાવું નહીં;

તેમ અચાનક રીતે પ્રાપ્ત થતા સુખમાં છલકાઇ જવું નહીં. ઈશ્વર જે કાંઈ જે ઘડીએ કરે છે તે તમામ સારૂંજ કરે છે !"

• "ભાવી પાણી પહેલાં પાળ બાંધવી એ ડાહ્યા પુરૂષનું કાર્ય છે, સામો શું કરશે તેનો પ્રથમથીજ વિચાર કરવો જોઇએ. સુખ ભોગવતા પહેલાં દુઃખને સારી રીતે ઓળખવું જોઇએ ! સારૂં કાર્ય કરવાના પ્રયાસમાં કાળબળે પછાત પડેલાં મનુષ્યો વારંવાર ઠોકર ખાઇ કેટલીક વખતે કંટાળી જાય છે; અને તેમાંએ ન કરવાનું કામ કરવા તત્પર થઇ જાય છે. માટે આસપાસનાં માણસોએ અગાઉથી ચેતી તૈયાર રહેવું જોઇએ. જ્યારે સૌને સૌનું માથે પડે છે ત્યારે સ્વાર્થની તાણાતાણ થઇ બળીઆના બે ભાગ થઇ જાય છે. કેટલીક વખતે તેમાં સારાનું નરસું થાય છે અને નરસાનું સારૂં થાય છે; કેમકેઃ-

* * *

"સૌને સૌ સૌની પડી કોણ પીડ પરાઇ જાણે,  
સગું વહાલું સ્વારથનું સૌ પોત પોતાનું તાણેઃ-૦  
દિકરીની ગણના ફૂટયા ઘટની દીકરી પરમાણે,  
દીકરા ઘરનું રાજ્ય કરે ભલે દીકરી જાય મસાણેઃ-૦

ચિત્રકાર.

"ઢ્યો બહેન હવે ઉઠો ! ચાલો ઘરમાં જઇએ. આપણને કુંજમાં બેઠે બહુજ વાર થઈ, માટે ચાલો ઘરમાં બેસીએ."

"હા હા, કુંદન બહેન ચાલો ઘરમાં ચાલો. બાગમાં બેઠે આજ આનંદ ન થયો."

"ગોમતી બહેન મારે તો ઘર અને બાગ બધુંએ સરખું છે. જ્યાં જ્યાં જાઉં ત્યાં આનંદ અને કલેશ છે ! તમારે મારે

સારૂ દુ:ખી ન થવું, તમારા બોલવાની મને જરા પણ રીસ નથી કે કંટાળો નથી, તમે તો ભોળીઆ દીલનાં બહેન છો. હરીનું નામ છો. ”

“ કુંદનબા હશે હવે તમે વિચાર કર કર ન કરશો, છાનાં માનાં જુઓ કે હવે શું થાય છે ? કુદરતની બાજી કેવી રચાય છે; તેમાં કોણ હારે છે અને કોણ જીતે છે ? ”

“ભાભી મારી ચિન્તા તમે હવે ન કરશો. હું હવે બિલકુલ બોલીશ ચાલીશ નહીં, છાનીમાની ઘરમાં શું ખેલ થાય છે તે જોયાં કરીશ. ”

“ બહેન ચાલો હવે આપણે ઘરમાં જઈ બધું સાંભળીએ. તમારાં મામા મામી બા બધાં મળી શું વિચાર કરે છે તે આપણે તપાસીએ; કપાળે કપાળે જુદી મતિ !”

“ હા ચાલો ” આ પ્રમાણે હૈયાના ઉભરા બહાર કાઢી પાછા અંતરમાં સમાવી કુંદન, ગોદાવરી અને ગોમતી એ ત્રણે જણાં કુંજમાંથી નીકળી બાગમાં ફરતાં ફરતાં બંગલા ભણી વળ્યાં. આ વખતે મામા, મણીલક્ષ્મી અને મણીધરપ્રસાદ એ બધાં એક સ્થળે બેશી કુંદનના વિવાહના વિચારની વાતો કરતાં હતાં, ત્યાં કુંદન ગોમતી અને ભાભી ત્રણે જણાં જઈ ચઢયાં. કુંદનને આવતી જોઈ મામાએ વાત ઉડાવી બીજી વાત ચલાવી કુંદન પણ મામાનો મનોવિચાર જાણી ભાભી જોડે મેડે ચઢી. ત્રણેને મેડે ગયેલાં જાણી મામાએ વિવાહની વાત ઉકેલી. ભાભી અને કુંદન દાદરા ઉપર બેસી નીચે થતી વાત કાન માંડી સાંભળવા લાગ્યાં; ગોમતી તેના ખંડમાં જઈ પુસ્તક વાંચવા લાગી.

" કહો બહેનબા હવે કુંદનનું શું કરીશું ? "

" ભાઈ તમારી ધ્યાનમાં આવે તે કરો. જ્યાં તમારી નજર ઠરે ત્યાં ખરી ! "

" બાપુ, પણ વખતે ઇશ્વરી કૃપાથી હીરાલાલ ઉગરી ગયા હશે તો તેનું કેમ થશે ? "

હીરાલાલને વાસ્તે દરિયાઈ તપાસ તો મારા તરફથી હમ્મેશને વાસ્તે ચાલુ રહેવાની. જ્યારે તેનું શબ હાથ આવશે અગર તેનાં કપડાંલત્તાં દરદાગીનાની કોઇ પણ નિશાની પાણી- માંથી જડી આવશે ત્યારે મારૂં મન ખાત્રી પૂરશે કે હીરાલાલે જળવાસ કર્યો. જ્યાં સુધી નિશાની નહિ મળે ત્યાં સુધી ખાડી- ની આસપાસ ફરતી પચાશ ગાઉ સુધીના દરિયામાં ખારવા મારફતે તપાસ ચાલુ રહેવાની; અને ખાડીના કીનારાની આ- સપાસ આવેલાં ગામડાંઓમાં પણ શોધ થવાની ! "

" તો તો ઘણું સારૂં ! વાસ્તવિક રીતે થવું તો એમ જ ઘટે છે. "

" હા પણ કુંદનનો કન્યાકાળ વીતી જાય છે. જ્યાં સુધી કન્યા ધર્મ સન્યવાદને કન્યાનાં લગ્ન થાય તે જ ઉત્તમ પ્રતિનું કન્યાદાન દીધું કહેવાય છે; ઘણી મોટી ઉમ્મર સુધી કન્યાને કુંવારી રાખવી એ આર્યસંસારમાં એક દૂષણ મનાય છે. ભલે સુધારાવાળા તેને એક ભૂષણ માને પણ હું તો તેને ભયંકર પરિણામ માનું છું. "

" બાપુ તમે કુંદન બહેનનો બીજે કોઈ સારે ઠેકાણે વિવાહ કરશો અને તે વખતે કદાચ હીરાલાલનો પત્તા મળશે

તો તમે શું કરશો ? "

"તે વખતે તેનો રસ્તો થઈ પડશે. હવે કુંદનને વધારે વખત સુધી કુંવારી રાખવી એ હું ઠીક માનતો નથી. કુંવારી કન્યા, ઉભરાતું દુધ અને સર્પનો ભારો એ ત્રણે સાચવવાં ઘણાં વિકટ છે. તમારી સલાહ હું માન્ય કરૂં છું; અને તેને સારૂ કુંદનનો વિવાહ આવતા લગ્નગાળા ઉપર મુલતવી રાખું છું. આજ કાલ સારા મુરતિઆની શોધ કરી કરાવી તેનો વિવાહ નક્કી કરૂં છું, અને લગ્ન ચૈત્ર વૈશાખના સમય ઉપર રાખું છું. જો તે દરમ્યાન હીરાલાલનો પત્તો લાગશે તો કુંદનનાં લગ્ન તેની સાથે જ કરી નાંખીશું; નહિંતો પછી નિરૂપાય થઇ વિવાહ કરેલ મુરતીઆ સાથે પરણાવી દઈશું. આપણે ઘણુંએ સમજીએ છીએ કે આ અન્યાય થાય છે, અઘટીત થાય છે; પણ કાંઈ કન્યાને આખો જન્મારો કુંવારી રખાય ? ! "

"બાપુ આ તમારી યોજના કુંદન બહેનને પસંદ પડશે ખરી કે ? "

"તેને પડો યા નાપડો પણ મેં જે ધાર્યું છે તે હું કરીશ; બનશે ત્યાં સુધી અન્યાય હું કદી આચરીશ નહિ. જગતમાં જેમ થતું આવ્યું છે તેમ કરવામાં કોઇ પણ પ્રકારનો વાંધો રાખવો જ નહિ. આપણે જમાનાની આગળ પણ ચાલવું નહિ; તેમ પાછળ પણ ચાલવું નહિ; માત્ર વચ્ચે વચ્ચે ચાલ્યા કરવું. વિબુધ જનોએ જે માર્ગ ગ્રહણ કર્યો છે તે માર્ગે વિચરવામાં આપણે વાસ્તે કોઇ પણ પ્રકારનો બાધ નથી. "

"બાપુ આથી જમાનામાં તમારી ગણના કેવી થશે

રાયજીમાં અને તમારામાં કેટલો તફાવત રહેલો અવલોકાશે ?"

" ત્યારે હવે કુંદનનું કરવું શું ? તેને આમને આમ ઘરમાં કુંવારી જ રાખી મૂકવી ? કેવળ નસિબ પર આધાર રાખીં પુરૂષ પ્રયત્નમાં પાછળ પડવું ? "

" બાપુ કુંદન બહેનનાં કદાચ લગ્ન થયાં હોત ને તેને વળાવી હોત અને દરિયામાં આવું તોફાન જાગ્યું હોત તો તમે શું કરત ? "

" કુંદનને પરણાવ્યા પછી જો હીરાલાલની આવી માઠી ગતિ થઇ હોત તો તેમાં કુંદનના ભાવીનો જ દોષ ગણાત ! "

" તો તો પછી મરતાં સુધી બહેનને વિધવા અવસ્થામાં રાખવાં પડત ને ? ! "

" ઘેલો છે ! કેવી વિપરીત વાત કરે છે ! થવા કાળ થાય તેમાં આપણે શું કરીએ ? ! "

" તો અત્યારે કુંદન બહેનને વિધવા અને કુંવારાં એમ એક સરખાં જ માનો; અને મનને શાન્ત કરી કુદરતનો મામલો જોયા કરો કે શું થાય છે ? "

" એવો કુદરતનો મામલો મારાથી ન જોઈ શકાય. આવા અવળા વિચારની ધારણાથી કુંદનની જીંદગી ધુળધાણી થાય અને એમાં આસપાસનાંની ફજેતી થાય અને મહા વિપરીત પરિણામ આવે. "

" બાપુ તમારો આવો અવળો પ્રયત્ન કુંદન બહેનને કોઈ કાળે પણ રૂચશે નહિ, હું તેનું પરિણામ સારૂં જોતો નથી. રખેને તમારા પ્રયત્નથી બહેનની જીંદગી નવાણું ટકાના જોખ-

મમાં આવી પડે. ”

“ દીકરા ત્યારે હવે મારે કરવું શું ? હું અકળાઈ ગયો અમુંઝાઈ ગયો. હાથીદાંત બહાર નીકળ્યા તે પાછા ન પેસે; પટોળીએ ભાત પડી તે ન પડી થાય નહિ. સાકરના હીરા ગળ્યા તે ગળ્યાજ રહે! કુંદન બહેનનું લગ્ન આદરવા બેઠા તે કુંદનને પરણાવીને જ શાન્તિ પમાય ! તેને હવે કુંવારી ઘરમાં ન રાખી શકાય ! તું જાણે છે કે આપણ બધાં ઉપર રાયજી કેસરી ડોળા ઘુરકાવી ભક્ષ કરવા તાકી રહ્યા છે. તેને જરા પણ તક મળતાં તે કુંદનને બારોબાર અદ્ધર ઉપાડી જશે; અને પેલા હીંમતલાલ ખવીસ સાથે એક રાતમાં ફેરા ફેરવી કુંદનની જીંદગી ધુળ મેળવશે ! બહેનનું જ્યારે બાપના હાથથી જ બગડવા બેઠું છે ત્યારે જો તેના મામાના હાથથી બાપ કરતાં સારૂં થઈને સુધરતુ કહેવાતું હોય તો કેમ ન સુધારવું ! સારા કામમાં ઢીલ શા માટે રાખવી ? ”

“ બાપુ આપણે જ્યારે બંને બાજુએથી લુંટાવાનો ભય છે ત્યારે છાનામાના એક સ્થળે મુસાફરી કર્યા વિના બેસી રહેવું ! ઈશ્વર શું કરે છે તે જોયા કરવું. બહેનનું નસિબ બહેનને કયાં લઈ જાય છે તેનો તાલ નિરાંતે વેગળે બેસીને નિહાળ્યા કરવો. ઈશ્વરીસત્તા વિરૂદ્ધ યત્ન આદર વાથી ઈશ્વર દુભાયછે એ ખાસ યાદ રાખવું જોઇએ. ”

“ દીકરા તમારા વિદ્વતાના સિદ્ધાંતો સંસારના દ્રષ્ટાંતમાં અવળા થઈ પડે છે. ઘણીકવાર તેથી જશને બદલે જુતિયાં મળે છે. ઉપદેશ આપવો સ્હેલ છે, પણ માથે પડે તે વખતે કરી

બતાવવું મુશ્કેલ છે. કુંદનને પરણાવ્યા સિવાય એમને એમ છાનામાના ચુપકી પકડી બેસી રહીએ તો વિશ્વમાં આપણી અવગણના થાય. ફરી બીજું કોઈ કુંદનને પરણે પણ નહીં. અવસર આવે જે કાંઈ છંડાય તે સદાને વાસ્તે છંડાયલું સમજવું, અને અવસર આવ્યે જે કાર્ય મંડાય તે સદાને વાસ્તે મંડાયલું માનવું. મારો તો વિચાર હવે એમ જ થાય છે કે કુંદનને જેમ બને તેમ જલદી પરણાવી દેવી, ભલે દુનિયા મારી હાંસી કરે ! !"

" જ્યારે કુંદનને પરણાવે દુનિયા તમારી હાંસી કરે તો કુંદનને કુંવારી રાખે જ દુનિયાને હાંસી કરવા દો ! ! "

" જો ભાઈ તું મારો જીવ ખાઇશ નહિ. હું તો અકળાઈ ગયો છું. આ છોકરી પણ મૂઈ ભારલગની નીકળી કે આ તેના લગ્નની વાત કહાડી કે તરત ન હોય ત્યાંથી વિઘ્ન આવીને નડે ! હું મારો વિચાર હવે બધા ઘરનાંને ખુલ્લો સ્પષ્ટ રીતે જણાવી દઉં છું ! ! જુઓ સાંભળો હું અમદાવાદમાં એક સારા વિદ્વાન અને કુળવાન વરની શોધ કરાવીશ. જ્યારે વર જડશે કે તરત તેને ચાંલ્લો કરી કુંદનનો વિવાહ કરીશ. તેનું લગ્ન ચૈત્ર વૈશાખના લગનગાળા ઉપર ખાસ કરીને મુલતવી રાખીશ. લગ્ન આડો જો ફક્ત એક દીવસ રહેશે અને તેમાં હીરાલાલ જો જડી આવશે અગર તે જીવતો કોઈ સ્થળે રહ્યા છે એમ માલુમ પડશે તો તરત વિવાહ અટકાવીને જ્યાં હશે ત્યાંથી હીરાલાલને તેડાવીને કુંદનને તેની સાથે પરણાવીશ, કહો હવે તમારે કોઇને આમાં વાંધો છે ? "

" હા, હીરાલાલ નહીં જડી આવે તો પછી ? "

" પછીમાં એજ કે કુંદનને વિવાહ કરેલા નવા વર સાથે પરણાવવામાં આવશે. "

"વારૂ કુંદનને પરણાવ્યા પછી હીરાલાલ જડી આવશે તો?"

" તેમાં તેનાં નસિબ ! પછી હું શું કરૂં ? "

" સારૂ તેનાં નસિબ. વારૂ ધારેલી મુદતમાં કદાચ હીરાલાલ જડી આવ્યા તો ? "

" તો તે વખતે કુંદન સાથે તેનું લગ્ન કરવું ! ! "

" અને વિવાહ કરેલ વરને વાસ્તે શું પગલું ભરવું ? તેને તો તોરણુ આવ્યો પાછો જ વાળવોને ! ? "

" હાસ્તો, કાંઈ છુટકો છે ? બીજો કોઇ સારો ઉપાય હોય તો તું બતાવ ? તું મારો દીકરો છે; કુંદનનો ભાઈ છે. સોળ વર્ષના દીકરાને મિત્ર તરીકે માની તેની ઘરના કાર્યમાં સલાહ લેવી એવું શાસ્ત્રનું વચન છે. "

" જુઓ ત્યારે સાંભળો ! લગ્નની ધારેલી મુદતમાં હીરાલાલ જો મળી આવે તો કુંદનનાં લગ્ન હીરાલાલ સાથે કરવાં એ નિર્વિવાદ વાત સમજવી, અને મુદત બહાર હીરાલાલનો પત્તો લાગે તો આપણી નાની મંગળી બહેન જે દશ વર્ષની છે તેને હીરાલાલ સાથે પરણાવવી; અને મુદતમાં વિવાહ કરેલ નવિન વરને જો મુદતમાં હીરાલાલ મળે તો પણ મંગળી બહેનનાં લગ્ન લેઈ તે વખતે કુંદન બહેન સાથેજ કરવાં. એક ચૅારીને બદલે બે ચૅારીઓ બાંધી બંને વિવાહ સાથે માંડવા. એકેને નિરાશ થવાનો વખત ન આવે, કહો આમાં

કાંઈ વાંધો છે ? જે કાંઇ કરો તે પૂરતો વિચાર કરીને જોજો, સો ગરણે ગળીને પાણી પીજો !"

"ભાઇ તારી વાત તમામ મારે અક્ષરે અક્ષર માન્ય છે, કબૂલ છે; જો તને વિશ્વાસ ન હોય તો હું લખત કરી આપીને કબૂલાત આપું ! કહો બહેનબા આમાં તમારો શો વિચાર છે?"

"ભાઇ તમે જે કરો તે મારે કબૂલ છે તમે કોઈ પરાયા છો ? મારા કરતાં તમે કુંદનનું હીત વધારે હૈડે ધરાવો છો ! આ વખતે જો બીજો કોઇ ભાઈ હોય તો તરતજ બહેન ભાણીને સાસરે વિદાય કરી દે અને પોતાના માથેથી ભાર ઉતારી હળવો થઈ જાય અને ન્યારો ખસી જાય ! તમે અને ભાઇ જે કરશો તે ઉત્તમજ કરશો. મારા અભિપ્રાયની હવે વાટ ન જોશો !"

"બાપુ થયું ! હવે સંતોષ થયો ! નિરાંત વળી, શાન્તિ થઈ ! હવે ચાલો આ વાત મૂકી દો અને આવતી કાલથી વાતના વિચારમાં ફરો."

"આ પ્રમાણે વિવાહ પગરણની ચર્ચા સારી રીતે ચર્ચાઈ અને તમામ જણાં એક મતે મળી સંતોષ પામી ઘરકાર્યમાં ગુંથાઈ ગયાં. મામા કપડાં પહેરી રાજમહેલ ભણી ઉપડયા અને મણીધરપ્રસાદ બહાર ફરવા ગયા. સ્ત્રીવર્ગ ઘરકાર્યમાં ગુંથાયો અને રાતના વાળુની વ્યવસ્થામાં પડયો. ભાભી અને કુંદન આ બધી વાત સાંભળી દીગમૂઢ બની ગયાં. છેવટે ગોદાવરી ભાભીએ કુંદનને હાથ ઝાલી ઉઠાડી અને પોતાના ખંડમાં લઇ ગઈ, કુંદન ગોદાવરીના કંઠે બાઝી ખુબ પેટ ભરી રોઇ; ગોદાવરીએ તેને છાતી સરસી ચાંપી ખુબ દીલાસો આપ્યો

અને જ્ઞાનની વાર્તા કહી નળ દમયંતીનાં દ્રષ્ટાંત આપી આપી તેને રડતી છાની રાખી. કુંદન ઘણી ગભરાઈ ગઈ, અને ઘરનાં તમામ માણસો એક મતે થઇ ગયેલાં જોઈ નસિબ પર હાથ રાખી ગંભીર વિચારમાં પડી ગઇ હવે શું કરવું તેનો ઉપાય ગુપ્તપણે મનમાં છુપો છુપો શોધવા લાગી. અને આજ રાત્રે મોસાળને નમસ્કાર કરી જવાના અંતિમ નિશ્ચય ઉપર આવી; હવે અંતરમાંથી કલેશને દૂર કરી ધૈર્ય ધારી અવનવી હિમત રાખવા માંડી. કલેશને બદલી મુખ ઉપર કૃત્રીમ હાસ્ય પ્રગટ કરી ભાભીને સારૂ લગાડવા લાગી; હૃદયના નિશ્ચયને ગુપ્ત રાખવા માંડયો. આમ તેમ મામાની હવેલીના દરેકે દરેક ખંડમાં ફરીફરી બારી બારણાં તપાસવા લાગી. ઝરૂખે આવી છજા જાળીઆં પણ ઝીણી નજરથી જોવા લાગી. પહેલા માળના છજાના ભાગમાં આવી, ત્યાંથી પાછલી પછીતના ઝરૂખાના કઠેરા આગળ આવી આમ તેમ નજર કરી સરીયામ રસ્તાના માર્ગ નિહાળવા વાગી. થોડીકવાર સુધી જેટલું જોવાય તેટલું તમામ જોઇ લીધું અને ખંડમાં બારી આગળની ખીંટી ઉપર એક દોરડુ લાવીને મૂક્યું; તેના ઉપર એક જૂનો મજબૂત સાડલો કલી વાળીને મૂક્યો અને પછી પોતે નીચે આવી જાણે કાંઈ જાણતી નથી તેમ અજાણ બની પરાણે પરાણે આનંદ પ્રગટ કરી ભાભી અને મામી જોડે વાતચીત કરવા લાગી. ગોદાવરીને આ વખતે કુંદનના કૃત્રિમ હાસ્ય આનંદ અને વાતચિત ઉપર કાંક કાંક સંશય પડવા લાગ્યો; કુંદન પણ પોતાને કોઇ કળી ન જાય તેટલા સારૂ બારીક સાવચેતી રાખી સર્વેના સાથમાં

સાંભળવા લાગી. જે પ્રકારની વાતચિત ચાલે તે પ્રમાણે પોતાના મનોભાવ દર્શાવવા માંડયા અને આમ તેમ ફરીફરી કયારે રાત પડે તે સારૂ અધીરી બની વખત વીતાડવા લાગી. ધીમે ધીમે દિવસ અસ્ત થવા લાગ્યો. સાયંકળ શરૂ થઈ, રાત પડી. દીવાબત્તીઓ પ્રગટ થવા માંડી. મામા અને ભાઇ પણ બહારથી ફરીફરી ઘેર આવ્યા. વાળુનો વખત થતાં દરેક જણાં જમવા બેઠાં. ભૂખ અને રૂચી પ્રમાણે વાળુપાણી કરી પરસાળમાં આવી ગપ્પાં સપ્પાં મારવા માંડયાં. વાતચિતમાં રાત પસાર થવા લાગી. લગભગ દશ વાગ્યા. મણીધર ઉઠી પોતાના સુવાના ખંડમાં ગયો. ભાભી ગોદાવરી પણ થોડીકવાર પછી કુંદનથી છુટી પડી મેડે ગઈ. મામા અને મામી પણ પોતાના શયન અવાસમાં ગયાં. મણીલક્ષ્મી અને કુંદન પણ પહેલા ખંડના ઓરડામાં સુવા સારૂ ગયાં. ચાકર રસોઇઆ પણ વાળુપાણી એઠવાડ અબોટ કરી સૌ સૌના નિવાસ સ્થાનકે જઇ નિદ્રાધીન થવા લાગ્યા. હવેલીના ચોકીદાર વર્ગ આરબ મકરાણી પણ હુક્કાપાણી અને ચલમો પીતા પીતા ધીમા ધીમા વાર્તાલાપ કરતા રાત પસાર કરવા લાગ્યા. જોતજોતામાં મધ્ય રાતનો સમય થયો. બરાબર બાર ઉપર એકનો અમલ થયો. ચંદ્ર માથે આવ્યો. નિદ્રાની મીઠી પાંખમાં આખું જગત ઉંઘવા લાગ્યું. સૌ જળજંપી ગયું. મામાના ઘરનાં તમામ મનુષ્યો ભર ઉંઘમાં પડી નસકોરાં બોલાવવા લાગ્યાં. માતા મણીલક્ષ્મી પણ આજે વેરણ નિદ્રાના ઘેરણમાં ઘેરાણી. વખત વિચારી લાગ જોઇ કુંદન બેઠી થઈ. માતાના મુખ સામું જોયું. માતૃપ્રેમને લીધે આંખમાં

ઝળઝળીઆં આવી ગયાં. છેવટના મનને કઠણ કરી માને પ્રણામ કર્યો; માને સારી રીતે આજે નિદ્રામાં ઉંઘતી જોઇને તેને પણ કાંક જીવને નિરાંત વળી. એકદમ ઉઠી માના પગ આગળ બેસી ઉંચુ જોઇ પરમાત્માની સ્તુતિ કરી; પછી બે હાથ જોડી દંડવત પડી માના પગને પ્રણામ કર્યો. પોતાના હાથથી માતાના પગના અંગુઠાને ઘણોજ ધીમો અને કોમળ સ્પર્શ કરી હાથ આંખે અડાડયા; અને પછી ઉઠી ખીંટી પરથી દોરડુ અને સાલ્લો હાથમાં લીધો, અને ઝરૂખામાં જઇ કઠેરા આગળ દીવસના સંકેત પ્રમાણે દોરડું અને સાલ્લો બંને બાંધ્યાં. કોઈ જાગીને જોશે તો પોતાનું શું થશે અને પકડાઈ જતાં મામા મામી બા વગેરે શો ગજબ કરશે, કલ્પાંત કરશે તેનો બિલકુલ ખ્યાલ લાવ્યા સિવાય પ્રભુની મરજી હશે તેમ થશે એમ ધારી સડેડાટ કરતી હાથમાં દોર પકડી કાછડો વાળી છજાને ફલંગ ભરી ઓળંગ્યું; અને એકી ટસે મામાની હવેલી ભણી પળવાર સુધી જોઈ રહી; છેવટે એકદમ આંખ મીંચામણીથી આંધળીઆં કરી મોસાળને છેવટની સલામ ભરી દોર ઉપરથી નીચે સરકી; નીચે ઉતરતાં દીવાલ સાથે શરીર અથડાયું, લમણા કુટાઇ ગયા અને હાથ છોલાઈ ગયા. આંગળાં લોહી લોહીલુહાણ થઇ ગયાં છતાં પણ છાતી કઠણ કરી મુંઠીઓ વાળી જેમ દોડાય તેમ દોડવા લાગી. દોડતાં દોડતાં સડક પર બે ત્રણવાર પડી ગઈ; ઢીંચણમાં વાગ્યું, આંખમાં આંસુ આવી ગયાં પણ ચાલવા માંડયું ! આ વખતે ઇશ્વર પણ તેના સાહસમાં ઘણો સાનુકુળ થયો. એણે જે દીશા ભણી કુંદન દોડવા લાગી તે દીશાના તમામ ચોકીદારો, પહેરેગીરો, પોલીસ



"હું પ્રેમની જોગણ બની પિયુ શોધવા ચાલી,
પિયુને શોધવા ચાલી જીવનને ઓધવા ચાલી" } એમ બોલી ઈશ્વરની પ્રાર્થના કરવા લાગી

અને રક્ષકોને આંધળાભીંત જેવા બનાવી દીધા. કોઇએ પણ કુંદનને ટોકી નહિ, અર્થાત્ વિધીજ જાણે કુંદનને મોસાળ છોડાવી નસાડવામાં કેડ બાંધી તૈયાર થયો હોય તેમ કુંદનને બાંહ્ય ઝાલી જોતજોતામાં ભાવનગરની ભાગોળ બહાર ધકેલી મૂકી દીધી. કુંદને પણ એકી શ્વાસે અને એકી ટસે દ્રષ્ટિ સામેની દિશામાં જેમ ઉતાવળથી જવાય તેમ જવા માંડયું. છેવટે ભાગોળ વટાવી સીમાડાના રસ્તા નજીક આવી ત્યારે તે થોડીકવાર સુધી અટકી ઉભી રહી. ગામના પાદર ભણી ટગર ટગર જોવા લાગી. આંખમાંથી ટપક ટપક આંસુ ટપકવા લાગ્યાં, ડુસકાં ઉપર ડુસકાં આવવા લાગ્યાં. હૈયું ધડક ધડક ધડકવા લાગ્યું, પરાણે પરાણે પણ છાતી ફાટ રોવાઇ ગયું. તે આકાશ ભણી નજર નાંખી વિશ્વેશ્વરને વિનવવા લાગી: અને છેવટે મામા, મામી, ભાઇ, માતા, ભાભી અને બહેનને આશિર્વાદ આપી પ્રણામ કરી માર્ગ ભણી ધીમે ધીમે ચાલવા મંડી. ચાલતાં ચાલતાં તેના મુખમાંથી અંતરૂગાન નીકળવા લાગ્યું કે:—

* * *

* " હું પ્રેમની જોગણ બની પિયુ શોધવા ચાલી,
પિયુને શોધવા ચાલી, જીવનને ઓધવા ચાલી;
મારા વ્હાલાની વિજોગણ બની પિયુ શોધવા ચાલી:—૦
પ્યારાને શોધવા ચાલી, મારાને ઓધવા ચાલી:
શેલી ધરી ઉર સ્નેહની પિયુ શોધવા ચાલી:—૦

* * *

જાઉં પ્રેમની વાટે, હું ન્હાવા પ્રેમના ઘાટે;

---

* જુઓ ચિત્ર ૪ થું.

મળે તો મેળવું ફળ એજ મારા પ્રાણને સાટે—પિયુ૦

*　　　*　　　*

સાગર પ્રેમને મોઝાર, હું પ્રેમ તુંબડે તરનાર;
મુખથી પ્રેમનો ઉચ્ચાર, કરતાં પહોંચું તેને પાર:—પિયુ૦

આ પ્રમાણે મોસાળનો ત્યાગ કરી ગરીબડી, બાપલડી અને નિરાધાર ગાવલડી કુંદન નસિબ જ્યાં લઈ જાય ત્યાં અથડાતી, કુટાતી, ભટકાતી, રડતી, રડવડતી અને આમ તેમ ખાડા ખૈયામાં દોડતી પડતી આથડતી માર્ગ કાપવા લાગી! અત્યારે કુંદન સંસારી મટી જોગણ થઈ. હીરાલાલને વાસ્તે ઘરબાર, મોસાળ, માબાપ ભાઇ બહેન અને તમામ સગાંવ્હાલાંના સંબંધ સ્નેહનો ત્યાગ કરી કાળી રાત્રે વિષમ અને વેરાન જંગલની વાટ તેણે લીધી! વ્હાલા વાંચકો આને "સ્નેહની શિક્ષા કે દેહની દિક્ષા?!"

**સમાપ્ત.**

એક ડિટેકટીવ નવલ.

# માનવ-શયતાન.

અથવા

## પાપી પિશાચોની પ્રપંચજાળ.

આ નવલકથા એક વત્સલ દંપતિની પરસ્પર ગેરસમજ-સંદેહ પર ગોઠવવામાં આવી છે. લૉર્ડ નોરટન જે આ નવલકથાનો મુખ્ય નાયક છે તે એમ ધારે છે કે તેની સ્ત્રી 'એલન વિલિયમ નામના બીજા માણસને ચ્હાય છે; એને મારી સાથે લગ્ન કરી પસ્તાય છે.' એમ માની તે ભગ્ન હૃદયે તેની ઉપેક્ષા કરે છે. બીજી તરફ એલન માને છે કે, 'નોરટનનું મન લુઇસા નામની કોઈ સ્ત્રી ઉપર લાગ્યું છે, અને તેથીજ એ મારી ઉપેક્ષા કરે છે.' લૉર્ડ નોરટનની ચિત્તવૃત્તિનો એ આમ જુદોજ અર્થ કરે છે અને મનમાંજ મુંઝાય છે. તેમ થતાં એ દંપતિનાશત્રુઓનું ચઢી વાગે છે. તેમની **પ્રપંચજાળ** વધારે ને વધારે ફેલાય છે; પરંતુ પાપનો ઘડો ફુટ્યા વિના રહેતો નથી. અંતમાં સર્વ **પાપી પિશાચો**નો બાપ જ્યૉર્જ મિલ્ટન પકડાય છે અને તેનુ આખું મંડળ પણ સપડાય છે. અંતમાં વાંચકના મન પર તેઓ માટે તિરસ્કારની લાગણી ઉત્પન્ન થાય છે. આ નવલકથા એક વખત વાંચવા હાથમાં લીધા પછી તેને પડતી મૂકવાનું જરાય મન થતું નથી. કાગળની સખ્ત મોંઘવારી હોવા છતાં પણ સોનેરી પાકા પુઠા સાથે તેની **કીંમત** માત્ર રૂ. ૨-૦-૦ રાખવામાં આવેલી છે.

સોલ એજન્ટ.

**હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.**

૨૬૩૦ પાનકોર નાકા-**અમદાવાદ.**

# ભાગ ૬ ઠ્ઠો

( આવૃત્તિ ત્રીજી )

સચિત્ર


સંવત ૧૯૭૬ સન્ને ૧૯૨૦

સોલ એજન્ટ

હરગોવનદાસ હરજીવનદાસ

બુકસેલર.

૨૬૩૦, પાનકોર નાકા—અમદાવાદ.

શ્રી પરમાત્મને નમઃ

શ્રી નવલ

# કુંદન અને કુસુમ.

## આધુનિક આર્ય ઘરસંસારનું પ્રતિબિંબ,

અથવા

## સુધારાનો સાર કે ફેશનનો માર !



ભાગ ૬ ઠ્ઠો.

## પ્રકરણ ૧ લું.

જંગલની જોગણ કે વહાલાની વિજોગણ.



દોહરો.

જેશું જેને પ્રીતડી તે તેને મન શુદ્ધ;
જળનો તરસ્યો નવ ચહે પીવા ઉજ્વળ દૂધ.



વિશ્વમાં વિશેષ બંધનો છે, પરન્તુ પ્રેમબંધન જેવું બીજું એકે બંધન નથી. કારણ કે વાંસને કોરી નાખનાર મધુકર કમળ કોષમાં બંધાઇ રહે છે, પણ પ્રેમને લીધે કમળના

કોમળ દળને કોરીને બહાર નીકળી શકતો નથી. કાપવા છતાં ચંદન પોતાની સુગંધ છોડતું નથી; વૃદ્ધ થવા છતાં ગજરાજ પોતાની લટકદાર ચાલ તજતો નથી; પીલાવા છતાં શેરડી પોતાની મધુરતા મૂકતી નથી; તેમ પ્રેમી પર અનેક સંકટો પડતાં છતાં પોતાના પ્રેમને તજતો નથી.



વ્હાલા તણા વિજોગમાં સુખ રૂપ વસ્તુ શી મળે,
આત્મા તણી આહ્લાદી મૂર્તિ પ્રીતની દુઃખને દળે;
વૈભવ વૃથા વ્યવહારના કરતા વ્યથા પ્રતિ પળ પળે,
માતંગ કીચડમાં કળે પતંગ પ્રેમે પરજળે.



મયુરનું ધ્યાન જેમ ઘનઘોરમાં, નટડાનું ધ્યાન જેમ દોરમાં, પતંગનું ધ્યાન જેમ દીપકમાં, પનિહારીનું ધ્યાન જેમ બેડામાં, ચકોરનું ધ્યાન જેમ ચંદ્રમાં, મીનનું ધ્યાન જેમ જળમાં, અને ચક્રવાકનું ધ્યાન જેમ સૂર્યમાં લાગી રહ્યું છે, તેમ પ્રેમીનું ધ્યાન પણ ફક્ત પ્રેમમાંજ લાગી રહ્યું છે.

* * *

નયનાંકી નોકે બુરી નિકસ જાત જસ નીર,
હેરે ઘાવ ન પાઇએ બેધા સકલ શરીર;
બેધા સકલ શરીર બૈદ ક્યા કરે બૈદાઇ,
કરિ હો કોટિ ઉપાય ઘાવ નહિ દેત દિખાઇ.
કહે ગિરીધર કવિરાય બિરહીની હોત હૈ ચોકે,
સમુઝિ બુઝિકે ચલો બુરી નયનાંકી નોકે ! !



ચંદ્રરાજ ઘડી ઘડી વાદળમાં સંતાકુકડી રમતો દ્રષ્ટિગોચર થાય છે અજવાળું અને અંધારૂં અવની પર વારાફરતી પથરાતું જાય છે. ભાવનગરની સામીપ્ય આવેલ પહાડી પ્રદેશ અત્યારે ઘણોજ ભયંકર ભાસે છે. ડુંગરાની ડરામણી ઝાડી રાત્રીના અંધારામાં એક વિશાળ ગુફા સમાન જણાય છે. શિતળ સમીરના સુસવાટાથી વનનાં વૃક્ષો ડોલી રહ્યાં છે. ઝાડીમાં આવેલ ઝાડનાં પાંદડાંઓ વેલાઓ અને ડાળીઓ રાત્રીમાં હૃદયકંપીત અવાજો કરી રહ્યાં છે. આસપાસ જંગલી જનાવરોની ચુમો સંભળાયા કરે છે. વખતો વખત વાઘના તાડુકા પણ સંભળાય છે. સિંહની મેઘ ગર્જના જીગરને જખમી કરી નાંખે છે. ઘડી ઘડી વાડોમાંથી શિયાળવાં કુદી કુદી નાસતાં ફરે છે. રીંછ, વરૂ અને દીપડાઓ પણ ઝાડીમાં આમ તેમ ભટકતાં જણાઇ આવે છે. ભલભલા શસ્ત્રધારીઓની છાતી ફાડી નાંખે એવી આ ડુંગરી ઝાડી અત્યારે ભયંકર સ્વરૂપ ધારણ કરી રહી છે. મોસાળ મૂકી નાસી છુટેલી પામર, નિરાધાર અને ગરીબડી કુદન અત્યારે અવળી વાટે ચઢી આ ઝાડીમાં આવી ભરાણી છે. દીશા કે ગામનું કાંઈ પણ ઠામ ઠેકાણું નહીં જડવાથી જ્યાં માર્ગ મળે ત્યાં જવું એવો નિશ્ચય કરી કુંદન મૃત્યુના સામી થતી ડગલાં ભરતી ભરતી ઝાડીની વચ્ચે ચાલી જાય છે. તેનાં વસ્ત્રો ડાળીઓમાં ભરાઈ ફાટી ગયાં છે. અંગે ઉઝરડા પડયા છે. કાંટા અને ઠેસો વાગી વાગી પગ પણ સૂજી રાતાચોળ થઈ ગયા છે. કપાળે અને હાથે પણ લોહીનાં ઠેર ઠેર ચકામાં પડયાં છે. આંસુ અને લોહીના શેરડાથી ગાલ પણ ખરડાઈ શ્યામ થઇ ગયા છે.

જ્યાં સુધી ચાલવાની શક્તિ રહે છે, ત્યાં સુધી ચાલે છે, થાકી જાય છે ત્યારે માર્ગ વચ્ચોવચ બેસી થાક ઉતારે છે. ભય અને બીકને તેણે મામાની ભાગોળના ચોતરાપર મૂકી દીધાં છે. મરવું અથવા વ્હાલાને મળવું, એવો અંતિમ નિશ્ચય કરી જ્યાં નસીબ લઇ જાય ત્યાં જવું એમ બોલી જંગલમાં વગર બીકે ચાલી જાય છે. વખતે વાટમાં વાઘનો ભેટો પણ થઇ જાય છે. વાઘને જોઇ કુંદન ઉલટી સામી હસતી હસતી જાય છે; વાઘ વીરા વાઘ વીરા કહી વાઘ પાસે જતાં વાઘ ઉલટો ભય પામી પૂંછડું હલાવતો હલાવતો નાસી જાય છે.

કુદરતનો કાયદો છે કે કોઇપણ વસ્તુનો કેડો લેવો નહીં; કેડો લેવાથી વસ્તુ વિપરીતપણાને પ્રાપ્ત થાય છે. કુંદન અત્યારે જીવનનો કેડો લેવા તૈયાર થઇ છે; તો અત્યારે મરણ તેનાથી આઘુ ને આઘુજ જાય છે. હિંસક પશુઓ પોતાનો હિંસક સ્વભાવ તજી દઇ જીવ લઇને દૂર ભાગી જાય છે. વનદેવીની માફક કુંદન વનમાં અત્યારે ચોગરદમ નિર્ભય થઇને મ્હાલે છે. રસનાએ હીરાલાલનો જાપ જપતી જપતી જેમ આવે તેમ ઘુમે છે. ઘડીમાં ગાય છે, તો ઘડીમાં રૂવે છે; ઘડીમાં બેસી જાય છે તો ઘડીમાં ઉભી થઇને મૂઠીઓ વાળી નાસે છે. પ્રેમના ઉતાપામાં દેહનું ભાન તે વિસરી ગઇ છે. સ્નેહના ઉન્માદમાં આવી તે ઉન્મત્ત બની આમ તેમ લવારી કરતી ભટકે છે. જીવનના અજંપામાં અધીરી બની અટવીમાં અટકાય છે. કાંઇ શોધતી હોય અગર કોઇને મળવા જતી હોય તેવી વિકળ દશામાં આકુળવ્યાકુળ થતી વલવલતી ટળવળતી હરતી ફરતી માલમ

પડે છે. અત્યારે કાંઈ વિચાર આવતાં પ્રેમધુનની મસ્તી લલકારતી ચાલતી જણાય છે.

* * * *

" હું પ્રેમની જોગણ બની પિયુ શોધવા ચાલી,
પિયુને શોધવા ચાલી જીવનને બોધવા ચાલીઃ–૦

* * * *

પ્રેમની કફની ધરી ને પ્રેમની ઝોળી,
અંગે ભભુતી પ્રેમની બસ પ્રેમથી ચોળીઃ–૦

* * * *

કરૂં સાધના શ્રૃંગારની ધરૂં નાથનું દર્શન,
રટુ મંત્ર કર માળ લઇ બસ પ્રિયતમ પ્રિયતમઃ–૦ "

" ઓ મારા વ્હાલા તમે નક્કી સમજજો કે જ્યારે હું તમને શોધી કાઢીશ ત્યારેજ જંપ વાળીશ. તમારે સારૂ મેં સર્વ મૂક્યું; જ્યારે તમે મને નહીં જડો ત્યારે બસ મારૂં થઇ ચૂક્યું. મને તલસાવી તલસાવીને તમે શું લ્હાણ કાઢશો ? મને દુઃખી જોઈને તમે હસશો તો ભલે હસો, પણ હું તમારો કેડો મૂકનાર નથી. તમને પકડી પાડ્યા સિવાય હું પાછી વળનાર નથી. તમે ક્યાં જશો ? જ્યાં હશો ત્યાં હું તમને આવી મળીશ. આવું કરતા હઈશું ? જાઓ બળ્યું આમ કલ્પાવે શું રાજી થતા હશો? અલબેલા આટલા બધા આકરા શું કામ થતા હશો ? મારા ચિતડાના ચોર, મનડાના મોર, કાળજાની કોર ચતુર ચંદ્ર આ ચકોરીને નાહક જલ્પાવે શું હાથમાં આવતું હશે ? વ્હાલા જોતજોતામાં આમ ક્યાં ચાલ્યા ? ? "

" ચાલ્યા ચંદ્ર ચતુર ચિત ચોરી,
ઝુરે ઘેલી બનીને ચકોરી;
કાપી અધવચ પ્રેમની દોરી,
કીધું કામણ કાળજ કોરી.
તાળી હાથમાં આપીને ચાલ્યા,
મારગ અવળા મોહને ઝાલ્યા;
વિર નણદીના ઘરે ન આવું,
વાતે વાતે વલ્લભ શું રીસાવું, "

" અરે તમે રીસ પણ નાકના ટેરવે રાખતા જણાઓ છો. વાંધો પડતાં જરા પણ વાર લાગતી નથી; હસતાં હસતાં વાત-વાતમાં વચકાઓ છો! બળ્યું, જાઓ જાઓ આમ શું કરતા હશો? તમને તો કાંઇ કહેવાયજ નહીં; સ્હેજ સ્હેજમાં રજનું ગજ કરોછો. આંખ મીંચતામાં આ સંતાણા! આવો હવે ઝાઝા ન તલસાવો!! "

" હાર હૈયાના કહો ક્યાં સંતાણા,
માને મોહન શીદ ભરાણા;
જોતજોતામાં જીવન ક્યાં જાવું,
નાથ નમેરા ઘટે શું થાવું.
આવો ઓરા બોલાવું અલબેલા,
જાવો આવું કરીએ રસઘેલા;
મોંના મીઠા ને મનના છો મેલા.
છેહ છમકલે કરતા છેલા. "

" નેણના સાંધા અને વેણના વાંધા એનો પાર શી રીતે આવે? નગણા જોડે નેહ બાંધ્યે કદી સુખી થવાય! જેને આંખે

આંખ મેળાવતાં ઓછું આવે તેને શી રીતે પહોંચાય! મોંની મીઠાશ વાપરનારને શી રીતે રાજી રખાય? આવું આવું અને કાંઈ નહીં એનો પાર કયારે આવે? જેને વચનનો સંતોષ આપવાની ટેવ પડી તેને શી રીતે હાથ કરી શકાય?!"

"બોલે સાચા ન પડતા છોગાળા,
લાલા ઘડી ઘડી થાતા કાલા;
હુંતો લટકે લોભાણી વ્હાલા,
કર્યું ચેટક ચટકે ઠાલા.
ઠાકે ઠગી ઠાકર જાદુવાળા,
મારી સોંઘમ મારે રઢીઆળા;
કુવે ઉતારી વરતજ વાઢયું,
કોડે કપટી કાસળ કાઢયું!!!"

"થયું બસ. હવે રાજી થયાને? અમદાવાદ મૂકાવ્યું, ઘરબાર તજાવ્યું; મોસાળમાં વસાવી અને છેવટે ત્યાં પણ છેહ દઇને છેતરી ગયા. તોરણે આવી ચાલ્યા ગયા, બાળાને ચાળા કરી હડાળા પ્રગટાવી કોરે ખસી ગયા. ચૅારીની ચિતા બનાવી મને જીવતી સળગાવી સંતાઇ ગયા! જ્યારે આવું ધાર્યું હતું ત્યારે મિથ્યા ધારણા શું કામ દીધી?"

"બહુ બોલી બનાવી આ બાળા,
કોને કહુ ચતુર તમ ચાળા;
રચી ફંદ ફસાવી જીવનજી,
ચિત ચોર્યું ચોરીથી મોહનજી.
મારા ભાગ્યની કેવી આ કહાણી,

અધવચમાં અબળા આ અકળાણી;
મરતાં જીવતાં ખબર લ્યોને મારી,
હાથ હેઠા પડયા હવે હું હારી. ”

“ ઓ હઠીલા મને શું કામ તમારી સાથે ન લીધી ? હવે ન રહી ઘરની, ન રહી બહારની, ન રહી કુંવારી, ન રહી પરણેલી, ન રહી માંડેલી, ન રહી છાંડેલી. હવે મારે શું કરવું ? તમે તો મને અધવચ મૂકી! મારા ચતુર, હુંજ તમારાથી ચુકી કે તે વખતે મેં તમને જવા દીધા!! હા....જીવ....હવે મારી શી દશા ? પ્રેમના પંથે ચાલતાં આ લ્હાણુ ? ભાગ્ય ભૂવનમાં પેસતાંજ આડો મોટો ‍‍મ્હાણુ ? ”

“ માથે વિત્યાં વિતકણાંની વાતો,
કોણુ રૂઝવે અંતરની આઘાતો;
કોઇ નહીં બાપલડીનું બેલી,
કચરાતી કુંજર પગે વેલી.
થયાં વિશ્વમાં વ્હાલાં સૌ વેરી,
થઇ વૃથા જીવન જગ ફેરી;
દીધાં છોડી પીતા અને માતા,
મૂકી ભગની અને મૂકયા ભ્રાતા. ”

“ હવે તો દયા લાવો, ઓ મારા ડાહ્યા ડમરા દીલહર, એકવાર તો આવો. અરે મને તમારા કોમળ મુખનું છેલ્લીવાર તો દર્શન કરાવો. હું તમને ઝાઝા નહિ રોકું. બિલકુલ પજવીશ નહીં. જરા પણુ હઠ નહિ કરૂં. જીવનહાર! મન મોટું રાખો, આ મૂર્ખ માનનીના અપરાધની ક્ષમા આપો અને મને

દયાથી માપો. મોહન મારા તો તમે ત્રાતા છો, મારો ઉદ્ધાર તમારાથીજ છે. વ્હાલા અમીદ્રષ્ટિ કરો, કેમકે, "

" છોડયો સગાં વ્હાલાંનો સંબંધ,
તોડયો વિશ્વ વ્યવહારનો બંધ;
થયા પાલક મારક મારા,
કોણ આવી ઉગારે આ દારા.
મૂક્યું ઘર ને મોસાળ આવી,
ત્યાંતો કરવા ઘડી એક ના'વી;
બાજી બગડી બગડ્યું મુજ ભારી,
વિવાહ અદ્ધર ઉડયો નવ ફાવી. "

" અલબેલા અતિશય તાણે તુટી જાય. વધુ રીબાવવામાં વિપરીત પરિણામ આવે, વલખાં મરાવ્યે કાંઈ ન વળે, દશા ફરે ત્યારે વ્હાલાં પણ વૈરી થાય. મારા મનાતા અત્યારે ન્યારા થઈ ગયા. માથું પટકી પટકીને વિનવું છું, પણ વ્હાલાને દયા આવતીજ નથી. આટલા બધા અબોલા શા સારૂ થાઓ છો ? મેં તમારૂં શું બગાડ્યું છે ? મારા ઉપર આટલા બધા કેમ રૂઠયા છો ? આવો, હવે હું કોઈવાર કટુ વેણ તમને કહીશ નહીં. અરેરે,

" જ્યારે વેળા મારી બદલાણી,
થયા સ્નેહી શત્રુ રંક જાણી;
જીતી બાજી બધી પલટાણી,
વાત વિપરીત થઈ ગભરાણી.
બુડે નાવ કિનારે આવેલું,
જાય વાસીદામાં સાંબેલું;

ફરી માતા ને ફરીઆ મામા,
સૌ થઈ ગયાં મારા સામાં ! ! "

"હવે હું ખોળા પાથરીને તમને કરગરૂં છું. મારો વાંક દરગુજર કરો; હવે તમારો વિયોગ સહન કરવાની મારામાં શક્તિ રહી નથી. હઠીલા ! હવે હાંસી જવાદ્યો, હસવામાંથી ખસવું થશે; કસોટીમાં કુડુ થશે. હવે આ કુંદન વધારે વખત નહીં જીવે; બસ હવે મનાઓ, ઝાઝા માનમાં ન ભરાઓ; હવે મારૂં તમારા સિવાય કોઇ બેલી નથી; મારૂં બધું બગડયું:–"

" એક ભવના બે ભવ તો ધાર્યા,
વાર્યાં મામા ને ભાઇ તો હાર્યાં;
કાળી રાતે ઘર મુકી હું નાઠી,
દશા મારી થઇ હવે માઠી.
બની જોગણુ જંગલમાં ભટકું,
થઇ વિજોગણ વ્હાલાની અટકું;
જાઉં ક્યાં હવે જડે નવ રસ્તો,
મોંઘો જીવ થયો હવે સસ્તો ! ! "

ઓ થોડાબોલા અને થાંભલા કોરા, હવે તમારો ટેક જવાદ્યો. તમે જીત્યા અને હું હારી. મારા વ્હાલા તમારી તો સદાય બલિહારી. તમને કોઇ ન કળી શકે; તમારા હોય તે પણ એક વાર ગોથાં ખાય; તમારી ખુબી ખલકમાં ન્યારીજ છે. જ્યારે હવે આ અબળાને મારવી ધારી છે તો મારો; સુખેથી મારો ! જીવ લ્યો. જીવનને હવે હું તમારા પાખી ટકાવા માગતી નથી; બસ હવે આ જંગલમાં ભટકી ભટકીને મારૂં અધુરૂં આયુષ્ય પૂરૂં કરીશ.

" ચાલી ચાલી ચતુરા આ થાકી,
પગ મારા ગયા હાથ પાકી;
વ્હાર મારી કરો વનમાળી,
ભિંત ભાગ્ય ભૂવનમાં ન ભાળી;
દયા દાસી પર દીનબંધુ કરજો,
અઘ ઓઘ તણા હરિ હરજો;
સ્નેહી કહેવાનાં નવ મળજો,
સગાં સ્વારથીઆં સૌ ટળજો. "

" હરી હરી હરી ! ! હું પ્રેમના પંથે ચઢી પસ્તાણી. પ્રીતિ એક કારમું મરણ છે, તેને વાસ્તે અલ્પ પણ ઉધાર નભતું નથી. જોતજોતામાં પાવકમાં પડી પતંગ પ્રજળી ખાખ થઈ જાય છે. ખરેખર પ્રીતિ એ પાવક છે. અંગારા ખાવા હોય તોજ પ્રીતિ કરવી. કરવી પ્રીતિ સ્હેલ છે. પણ નભાવવી અતિ મુશ્કેલ છે. ખાવી પ્રીતિ સાકર છે, પણ પચાવવી પ્રીતિ ઝેર છે. ભાગ્ય વિના ભાવની ભભક મારી જાય છે. ભલભલા વિધીઅંક પંકમાં કળી જાય છે; કેમકે, "

" ભોગ ભાગ્ય વિના નવ ફળજો,
યોગ ભક્તિ વિનાનો બળજો;
સુખ ભાગ્ય વિના નહિ આવે,
દુઃખ ભાગ્ય વિના નહિ જાવે.
ધાર્યું ધરણીધરનું થાયે,
મિથ્યા માનવી મદમાં મુંઝાયે;
માને મનથી મારૂં ને તારૂં,

ઘડી એકમાં થઇ જાય ન્યારૂં. ”

“ ખરેખર ! હું છબીલાથી છેતરાઇ ગઈ, નવિન પંથે વિચરતાં નવિન થઈ ગઇ. હવે કયાં જવું તેની કાંઇ સૂઝ પડતી નથી. શામળીઆ સ્નેહજાળમાં પંખીણીને જકડી સંતાઇ ગયા. પાતળીઆ પરવશ બનાવી ભર પંથે પડતી મૂકી રીસાઈ ગયા. હૃદય ઠલવી ઠલવી રોઈ રોઇને રસીકને મનાવ્યા પણ એકના બે ન થયા. ચતુર ગયા તે બસ ગયાજ ગયા. હવે રહ્યું રોવું સદા મનમાં, રહ્યું વસવું સદા વનમાં; રહ્યું તપવું સદા તનમાં અને રહ્યું જપવું જીવન જનમાં ! ! ”

“ બચવાનું જડે નવ બારૂ,
મન મીણનું પીગળે બિચારૂં;
આંખ માંહી આંસુડાં ન આવે,
રોતાં દૈવ દયા નવ લાવે.
મારા શામસુંદર શામળીઆ,
પ્યારા પ્રિયતમ વર પાતળીઆ;
નાથ નગીના નાના નાવલીઆ,
પૂજું પ્રેમ ધરી પાવલીઆ.
ક્ષમા કરો અપરાધ દાસીના,
દુઃખ હરો પ્રીતિ પ્યાસીનાં;
એકવાર મૂખડું બતાવો,
મને મોહન શીદ સતાવો. ”

જીવનહાર ! હવે કરૂણા કરો. કલ્પાંત કરી કોડે ટળવળતી દાસીની અરજી હૃદયમાં ધરો. બહુ થયું રસિક હવે બહુ થયું.

જ્યાં હો ત્યાંથી આવીને એકવાર આ અલૈતી બાળાને મળો. આપના વદનકમળનાં મને મરતાં જીવતાં બસ છેલ્લાં વ્હેલા દર્શન કરાવો. મોહન હું હવે બીજું નથી માગતી. મારા હૃદય-વલ્લભ, જીવનચંદ્ર આ ચકોરીને છેલ્લીવારનુ મુખ દેખાડી, જવું હોય તો ચાલ્યા જાઓ, મારી ના નથી. પણ ઓ મારા રઢીઆળા સલુણા શામ! મને હવે છેવટની એકવાર ઝાંખી કરાવો. આવો, આવો, બસ નથીજ આવતા! નથીજ માનતા, લ્યો ત્યારે આ મરેલીને મારી ખુશી થાઓ."

કલ્પાંત કરતી કુંદન હાય મારી આ પ્રમાણે ધરણીપર બેભાકળી બની ઢળી પડી. અચેત અવસ્થામાં મૂર્છાવશ બે કલાક સુધી પડી રહી. રજની સમ સમ કરતી પસાર થવા લાગી. સમય ઉષા પ્રદીપ્તનો થવા આવ્યો. પ્રાચી આસ્તે આસ્તે પીળી થવા લાગી. ઉદયાચળ પર દિનકરદેવની ઉદયપ્રભા ઝાંખી ઝાંખી વરતાવા માંડી. પ્રભામય પ્રકાશતા તારલાઓ તેજવિહિન થવા લાગ્યા. મૂર્છા રહી રહીને કુંદનને વળવા લાગી. પ્રેમઘેલછા ફરી ફરીને પ્રગટવા લાગી; લવારી પર ચઢવા લાગી અને ઉઠી ઉઠીને નાસવા માંડી. ઘડીવાર ઝાડને હાથ જોડી વિનવવા લાગી, ઘડીવાર આકાશ ભણી જોઇ કરગરવા લાગી અને ઘડીવાર જાણે કોઈની સાથે લડતી હોય-તડતી હોય તેમ વઢવા લાગી. સામે ઉભેલા હીરાલાલને મૂર્તિમાન નિહાળી તેની સાથે વાત કરવા લાગી, વિનવવા લાગી અને મ્હેણાંટુણાં દઈ ઉપાલમ્ભ પણ આપવા લાગી.

"વ્હાલા તમે તો ખુબ રીસાણા હો! ઘણાજ માનમાં ભરાણા! વાત વાતમાં છેકજ હાડ ગયા. જ્યારે અમરગઢમાં

હતા ત્યારે કેવી પ્રેમ-પત્રિકા લખી કાલી ઘેલી કુંદનને પટાવતા હતા, અને હવે કરજોડી કરગર્યે પણ સામુ જોતા નથી. મીઠા મીઠા શબ્દોથી મોહની તો ખુબ લગાડતા હોંકે ! વાહરે કામણગારા તમારી ખુબી ! શું કાગળમાં સાકર વાપરતા ! !

*　　　*　　　*　　　*

" સ્વસ્તીશ્રીરે સ્નેહપુરી સુખકારી સુખ શાંતિ સુધા જ્યાં સારી,
મનહરણીરે મુગ્ધા મધુરી મારી મૃગલોચની મોહની ઝારી,
જીવાદોરીરે બાલ કીશોરી સારી મમ કુંદન તું પ્રિયકારીઃ—૦

દીઠી દીવ્ય છબી દેવી તારીરે.
નાંખી ભૂરકી ભાવની ભારીરે,
મોહ મંત્ર મનને મારીરે.

લાગી લગનીરે લલના લલિતજ તારી ચિત્ત શુદ્ધિ બુદ્ધિ વિસારી,
ધીરજ ધારીરે થાક્યો હવે હું નારી મમ કુંદન તું પ્રિયકારીઃ—૦

કર્યું કામણ કાંઇ કારીરે,
હર્યું હીર હૈયાનું પ્યારીરે;
ભર્યું જાદુ જીવનમાં ભારીરે.

રસવેલડીરે કાંઇ કુમક કર વારી, છેલડી છબી રહે શીદ ન્યારી;
અલબેલડીરે એક તું બેલી મારી મમ કુંદન તું પ્રિયકારીઃ—૦

લોભાવ્યો લલિતા લટકેરે,
ચોર્યું ચિત્ત ચતુરા ચટકેરે;
મીઠી મૂર્તિ અંતર ખટકેરે,

પ્રીતિ કટકેરે પટકી નાંખ્યો મારી ઘટ ઘટ ખટકત ઘાવજ કારી,
નથી કોઈ મારૂંરે એક હતી તું મારી મમ કુંદન તું પ્રિયકારીઃ—૦

મેઘ ગરજે માનો મયુરીરે,
ચંદ્ર તલસે ચિત ચકોરીરે;
મન મેલી ન જાઓ નમેરીરે,

હરિવદનીરે ભિતર ભાવ વિચારી લ્યો ઉરમાં અરજ ઉતારી;
કર્મ કથાનીરે ગાથા હીરલે ઉચ્ચારી મમ ક્રંદન તું પ્રિયકારીઃ—૮"

"વ્હાલા આતે વ્હાલ કે બાળી ભોળી બાળાને બનાવવાનો ખ્યાલ ? આતે ચિતડાનું ચિત્ર કે પ્રેમની પ્રતિત ? આને કહેવું શું ? શું વાંચવું, શું વિચારવું, શું વર્તવું અને શું વિમાસવું ? આતે ઉરના ઉમળકા કે મનડાની આંટી ઘુંટી ? આતે સ્નેહ કે આતે છેહ ? આતે રૂશણું કે રસિકનું શમનું ? આતે હૃદયભાવનાની પ્રણાલીકા કે નેતિ નેતિની પ્રવાહીકા ? સકામતાની છાપ કે નિષ્કામતાની ધાપ ? શું ટેક, શું વિવેક, શું નેક અને શું છેક ? વારી જાઉંરે મારા વરણાગીઆ તમે પણ વરણાગીની હદવાળી, આવો આવો ઓરા આવો ! ! "

" ઓરા આવો તો કહું વાતડી બિહારીલાલ,
તમ માટે ગાળી મેં જાતડી બિહારીલાલ,
રોઇ રોઇ વિતાડી મેં રાતડી બિહારીલાલ,
તોયે કઠણ શી છે છાતડી બિહારીલાલ.
તમ માટે મૂક્યાં મેં માત તાત બિહારીલાલ,
તમ માટે જોયાં ન દીન રાત બિહારીલાલ;
તમ માટે મૂક્યાં મેં ઘરબાર બિહારીલાલ,
છાંડી છે દુનિયાની દરકાર બિહારીલાલ.
ઉભા તલસાવો શું આવો બિહારીલાલ,

તમ સાથ દુનિયાનો દાવો બિહારીલાલ."

"આવો આવો બસ નહિજ આવો; લ્યો ત્યારે હુંજ તમારી પાસે આવું પછી કાંઈ? !"

આ પ્રમાણે હૃદયગાનમાં લવારો કરતી કુંદન ઉન્માદના ઉછાળે ચઢી પ્રેમચક્ષુએ દૃશ્યમાન થતા હીરાલાલનીકોટે બાઝવા સારૂ ઉછાળો મારી કુદી ભેટવા ગઇ; રસિલી બાળાને રસિયાને બદલે ઓરસીયો વાગ્યો! હીરાલાલને બદલે પત્થરની છાટ ઉપર કુંદન પડી. પડતાની સાથેજ કુંદનની ઘેલછા જતી રહી; અને એક કારમી ચીસ પડાઇ ગઇ. માથું પત્થર સાથે અફળાઇ ફૂટી ગયું અને કપાળમાંથી રક્તની ધારા વ્હેવા માંડી. આસપાસ લોહીનું કુંડાળું થઈ રહ્યું અને ભરજંગલમાં ભગવાનને આધારે ભામિની ચતીપાટ મૂર્છાવશ થઇને પડી. સૂર્યનારાયણ પણ ધીમે ધીમે પ્રકાશમાન થવા લાગ્યા. સમય સવારના સાતનો થયો. આખી રાત કુંદને જંગલ પસાર કર્યાજ કર્યું; છેવટે એક છેડેથી બીજા છેડે આવતાંજ વિકળ બની બેબાકળી થઇ મૂર્છાવશ પડી. કીનારે આવેલું નાવ કીનારેજ બૂડયું. ભર દરિયાનો ભય બંદર-માંજ પૂણ્યો? શરીરમાંથી અતિશય રક્તસ્રાવ થવાથી કુંદન છેક નબળી હાલતમાં આવી ગઇ. તેની આસપાસ લોહીનું ખાબોચીયું ભરાઈ ગયું. કાંક કુદરતની કૃપાથી લોહી બંધ પણ થઇ ગયું. એકલડોકલનો રામ બેલી એ કહેવત અનુસાર કુંદનના બેલીને પણ કાંક કાંક કુંદનની ચિંતા થવા લાગી. આશામાં નિરાશા અને નિરાશામાં આશા એ ન્યાયાનુસાર નિરાશાના સાગરમાં આશાનું હોડકુ ઘણે દૂરથી હલેસા મારતું દ્રષ્ટિગોચર થવા

લાગ્યું. ઉત્તર દિશાના પ્રદેશમાંથી ઘણેજ દૂર એક ગાડા જેવું આવતું માલુમ પડવા લાગ્યું. જેમ જેમ વખત વિતતો ગયો તેમ તેમ દ્રષ્ટિપ્રદેશ સમક્ષ ગાડાને બદલે એક રાજવંશી ઠાઠમાઠ જેવો માફો તરવા લાગ્યો. આમ આ બાજુ પ્રભાતનો શીતળ સમીર કુંદનના કમળવદન પર સુસવાટા મારવા લાગ્યો. શીતળ હવાથી જેવી તેવી શુદ્ધિ કુંદનના શરીરમાં ઘણીજ ધીમે ધીમે ચૈતન્ય વ્યવહારમાં વહેવા લાગી. રાજવંશી ઠાઠમાઠવાળા રથ· માંથી એક નવયૌવના સુંદરીએ રથનો પડદો ઉંચો ચઢાવી મ્હોં બહાર કાઢી સમયની નિરીક્ષા કરવા માંડી. સુંદર પ્રભાત, કુદરતની લીલા અને વિશાળ વૃક્ષોના સમુદાયવાળા સુંદર વનપ્રદેશને નીરખી તેનાં લોચન આનંદ પામ્યાં.

" ગુલાબ બ્હેન જુઓ પ્રભાત થયું. હવે રથને થોડીવાર ઉભો રખાવી આપણા માણસોને દાતણ પાણી કરાવી સર્વ સાથ ભેગો કરી પછી રસ્તે પળીએ; કહો તમને કાંઇ હરકત છે ? "

" જેવી ચંબેલી બ્હેનની મરજી ! તમને ગમ્યું તે મને પણ ગમ્યું. તમારી પસંદગી એજ મારી પ્રસન્નતા અને મરજી !"

" અરે ભાઈ વખતશંગ હવે રથને અહીંજ ઉભો રાખી બળદને છોડી વિશ્રાન્તી આપો. "

" જેવો બાનો હુકમ ! "

" હયો બ્હેન રથમાંથી હેઠાં ઉતરો. આવો જરા આમ તેમ હરીફરી પગને છુટા કરીએ. "

"વખતશંગ રથમાંથી સાથરો બહાર કાઢી અહીં બિછાવો. તમે નિરાંતે બળદને બાંધી દાતણપાણી કરી કસુંબા લ્યો. અમે

આટલામાં ફરીએ છીએ. આપણા માણસોને આવવા દો."

"બ્હેન આ જંગલની વાટ છે; માટે આઘાં પાછાં બહુ થશો નહીં. જુઓ ! વળી આ પાસેજ સુંદર પાણીનો ઝરો છે; આમ આ ગાઢુ જંગલ આવી રહ્યું છે; અને વળી પ્રભાતનો પહોર છે એટલે જંગલી જાનવરોનો ભો વધારે લાગે. સવાર, અને સાંજ એ ટાંણે વાઘ દીપડા સીંહ અને ચિત્તા જરૂર પાણી પીવા આવે, માટે બહુ સાવચેતીથી ચાલવું."

"ના ના એતો અમે જાણીએ છીએ; આતો જરા સ્હેજ હરફર કરીએ છીએ."

"તો સુખેથી કરો. ઉભાં રહો મને જરા દેવતા પાડવા દો, તાપણી સળગાવવા દો. જંગલમાં દેવતાનું દૈવત દેવ કરતાં પણ અધીક છે."

"ઠીક ઠીક ઠાકોર, તમને ઠીક લાગે તેમ કરો; પણ અમે જરા આટલામાં ફરીએ છીએ."

"બહેન બે દાતણ લઇ લ્યો. આવો જરા ઝરા કાંઠે બેસી વનલીલા જોઇએ."

"હા ચાલો."

આ પ્રમાણે વાતચીત કરતી બે નવયુવાન યુવતીઓ રથમાંથી દાતણ અને કળશીઓ ઝાલી ઝરા કાંઠે આવી દાતણ કરવા લાગી. રથની પાછળ રહેલા રાવણીઆઓ પણ આવી પહોંચ્યા. તાપણી પાસે બેસી થોડીવાર તાપી હુક્કો ચલમ પી જંગલ જવા લાગ્યા. રથવાળા ઠાકોર પણ ડુંગાપાણી કરી ખુંખારા પર ખુંખારા ખાવા લાગ્યા ! ! ઝરાથી થોડેક દુરજ

કુંદન પડેલી છે.

" આ બધો રાગો જોગો કીરતારે જોતજોતામાં કરી દીધો, એક ઘડી પહેલાં જ્યાં ચકલું સરખું પણ ફરકતું નહોતું ત્યાં માણસોની હાજરી નિમિષ માત્રમાં થઇ ગઈ. પળમાં તૃણને મેરૂ અને મેરૂને તૃણ કરનાર પરમાત્માની કળા અકળ છે, અગમ્ય છે અને અલૌકીક છે. તેની મીઠી નજર જે સ્થળે અને જેના પર પડે છે ત્યાં તમામ મીઠું થાય છે અને જ્યાં કડવી દ્રષ્ટિ થાય છે ત્યાં તમામ કડવું થાય છે. વ્યવહાર દર્શનમાં જેને એકલડા અને આધાર વગરના અવલોકી દયા ખવાય છે; તે જોતજોતામાં એકલડા અને આધારવાળા થઇ આશ્રય આપવાને લાયક થાય છે. છતનો છલકાટ અને અછતનો ગભરાટ ઝંઝવાના નીર જેવા નિરર્થક અને દુઃખદ છે. જગતમાં સુખી અને દુઃખી એ કર્મ–નાટકનાં પાત્રો છે. તેમનું કાર્ય જોઇને દરેક જણે પોતાના મન ઉપર કાર્ય કસોટીનો ધડો લેવાનો છે. હસતા જોઇને હરખાવું નહિ અને રોતા જોઇને ગભરાવું નહિ. પ્રાણી માત્રને યથાશક્તિ અને યથામતિ મદદગાર થવું, એજ જીવન વ્યવહારનું ઉત્તમ વર્તન છે. જગતમાં જેટલું થાય તેટલું સારૂંજ કરવું; સારૂં ન થાય તો એક કોરે છાનામાના ન્યારા બની બેસી રહેવું; પણ કોઈનું બુરૂ કરવા તત્પર ન થવું એજ મનુષ્યદેહનું શ્રેષ્ઠ સાર્થક છે. પ્રાણીમાત્રની કરણીનો બદલો આપનાર કીરતાર છે; માટે ઇશ્વરી સત્તાની વિરૂદ્ધ પડી કોઇનું પણ ભુંડું કરવા તત્પર બનવું અર્થાત્ પરમાત્માથી વધારે ડાહ્યા નજ થવું. હુંપદના ગાભા બાંધી હરીને કોઈ કાળે પણ દુભવવો નહિ.

દુભાવેલો હરિ કરણીનો બદલો આપ્યા વગર રહેતોજ નથી. કર્મ સ્વરૂપમાં અંજાએલા નિર્દોષ જીવાત્માનો બેલી અંતે હરિજ છે. તેના પૂજકો આશ્રીતોના અન્તે કલ્પાન્તે રણ છોડવી ન્યારા થએલાને મારાજ કરે છે. હરિના જેવો ઉત્તમ આધાર નથી; હરિના જેવો શ્રેષ્ઠ મિત્ર નથી. હરિના જેવો કોઈ ત્રાતા નથી અને હરિના જેવો કોઈ રિપુ નથી; માટે જીવનકથાના માર્ગમાં ડગલે ડગલે અને પગલે પગલે હરિની ભીતિ રાખી હરિપર પ્રીતિ કર્યાજ કરાવી; હરિનું ભજન એજ મોક્ષ જીવન છે.

દાતણપાણી કરી ઝરા પરથી ઉઠી બે સુંદરીઓ જંગલના મોં ભણી શીતળ પવન ખાવા સારૂ જવા લાગી. ઝરાનો પ્રદેશ મૂકી જંગલના નેળીઆમાં વાતો કરતી કરતી તેઓ દાખલ થઈ. જે શિલા આગળ કુંદન પડેલી હતી ત્યાં તેઓ હસતી રમતી હવા ખાતી ખાતી આવી ચઢી; વધારે દૂર ન જવાની ઠાકોરની શીખામણ છતાં પણ શીખ ભૂલી વાતચીતના તાનમાં જોઈએ તે કરતાં પણ આગળ વધી ગઈ.

“ બ્હેન નગરના નાગરીકોને નગર કરતાં વન વધારે વ્હાલું લાગે છે. ”

“ હા; વનમાં વસતા વનવાસીઓને વન કરતાં નગર સારૂં લાગે છે. ”

“ સખી રાત દીવસ પાસે રહેતી વસ્તુની કીંમત વસ્તુ પાસે હોય છે ત્યારે લાગતી નથી. ”

“ હા બ્હેન મને તેનો અનુભવ છે. વસ્તુ વિના જ્યારે થવાય છે ત્યારેજ વસ્તુની વાસ્તવિક કીંમત અંકાય છે. ”

" સખી કહે ના કહે પણ મને આ વન વધારે વ્હાલું લાગે છે."

" સખી કુદરત કોને અળખામણી લાગે ? "

" બ્હેન એ પ્રશ્નનો પ્રત્યુત્તર પાઠવવો તે વધારે મહત્વનો છે."

" હા, દરેક મનુષ્યો જો કુદરતના કાનુનમાં રહીને કાર્ય કરે તો તેમને સદાકાળ કુદરત સાકર જેવો લાગે; પણ જો તલમાત્ર કુદરતની કક્ષાની બહાર જાય તો તરત કડવીઝેર જેવી લાગે."

" કુદરતનો વિકાસ એજ વિશ્વપતિની પ્રભુતા છે, અને કુદરતનું પીછાન એજ સાચું વ્યવહારીક જ્ઞાન છે. કુદરતનો અણગમો એજ અજ્ઞાન છે."

" બ્હેન જો જો પેલું કોણ સૂતું છે ?"

" હેં હેં કયાં છે ? "

" અરે જો પેલા વૃક્ષની પાછળ! ! "

" હા....બરાબર, કોઈ સ્ત્રી જેવું જણાય છે ખરૂં."

" તો ચાલો આપણે જરાક પાસે જઈને જોઈએ."

" હા, ઠીક ચાલો. તેની સાથે વાતચીત કરવાથી વનની સ્હેલગા સારી રીતે થશે."

" ઓહો બ્હેન એતો કોઈ બેભાન થયેલી સ્ત્રી છે."

" અરરર સખી, જો જો તેની આસપાસ લોહીનું ખાબોચીયું ભરાયું છે!"

" હા....બિચારી કોઇ મરણ પામેલી જણાય છે. અરે ભગવાન તેને શું રસ્તામાં પ્રસવ થયો હશે ? "

" ના ના પ્રસવ જેવું તો કાંઈ નથી, પણ કોઈ જંગલી જનાવરે મારી ખાધી જણાય છે. "

" અરે ના ના કોઈ વગડાના લુંટારાએ ઘરેણા સારૂ તેનું ખૂન કર્યું હોય તેમ જણાય છે. "

" બ્હેન ગમે તેમ હો પણ મને તે બિચારી જીવતી લાગે છે. જો ધીમે ધીમે શ્વાસ લેતી જણાય છે. આવ આપણે તેની માવજત કરીએ ! "

" બ્હેન જા જા તું જઈને આપણા વખતશંગ ઠાકોરને બોલાવ. એ અનુભવી અને ઘરડો ઠરેલ ગરાસીયો છે, તે તરત ઓળખી કાઢશે અને તેનો સારવાર કરશે. "

" અરે વખતશંગ ઠાકોર એ ઠાકોર, અરે ઠાકોર અહીં જલ્દી આવો, દોડતા આવો. "

" અરે અહીં ઉભી ઉભી બૂમો ના પાડ. આપણે દૂર છીએ. બંધાણી માણસ એકદમ નહિ સાંભળે. જા જરા પાસે જઈ ટોકો કર. "

" હે ઠાકોર, અરે બનુજી, ધનેશંગ, મદારશંગ જે કોઈ હોય તે એકદમ દોડતા આવો. "

આ પ્રમાણે બૂમો અને ઘાંટો સાંભળતાંજ એકદમ ઠાકોર અને રાવણીઆ ચમકયા, અને જરૂર કાંઈ વાઘબાઘ હશે એમ ધારી ઉઘાડી તરવારે ધસમસ્યા દોડતા આવવા લાગ્યા; ઠાકોરે જામગીરી ચેતાવી બંદુક ફોડી ભયનો નાશ કર્યો; અને હાંફલા ફાંફલા દોડતા આવી પહોંચ્યા.

" ખમા ખમા બ્હેન શું છે, કાંઈ વાઘબાઘ છે ? "

" અરે ગભરાશો નહીં, ધીરજ રાખો, ભય કાંઈ નથી; આ તો એક સ્ત્રી જંગલમાં ઘવાઇ પડી છે. તે બિચારીનો પ્રાણ બચાવવા સારૂ તમને ઘાંટા પાડી બોલાવ્યા છે. અમને કાંઇ પણ ઉની આંચ આવી નથી; તેમ વાળ પણ વાંકો થયો નથી."

" હાશ ભલા ભગવાન તેં અમારી લાજ રાખી."

" અરે ઠાકોર જુઓને આ બિચારી સ્ત્રીને શું થયું છે !"

" અરે બ્હેન એ તો કોઈ વખાની મારી જંગલમાં આવી ચઢી હોય તેમ લાગે છે."

" અરે બનાજી, કહો ના કહો પણ છે કોઈ ખાનદાનનું ફરજંદ !"

" હા ભાઇ મારૂ સાળુ મને પણ એમજ લાગે છે; રસ્તામાં કોઇએ લુંટી હોય અગર વાઘબાઘે ઝડપી હોય એમ જણાય છે."

" હા કાંઈ ગડબડ હોવી જોઇએ ખરી."

" અરે ઠાકોર. મને તો એમ લાગે છે કે કોઈ દુરીજને આંખ આડી કરી હોય એમ જણાય છે. આ ભલી બાઈ લાજની મારી આટલું દુઃખ પામી હોય એમ વરતાય છે."

" ભાઇ તમે કહોછો તે ખરૂં, પણ મારૂં મન માનતું નથી; હાથે કરી જંગલના દવમાં આવી ચઢેલી આ બાઈ છે. પગ ઉપર કુહાડો મારવાનો ઉદ્યોગ તેણે કર્યો જણાય છે. કપાળમાં પત્થરનો ઘા છે, માટે નક્કી દુઃખની મારી અકળાઈ અમુઝાઈ વગડામાં આવી વિલાપ કર્યો જણાય છે."

" હશે, ગમે તેમ હો પણ આપણે મદદ કરી તેને બચાવવી જોઇએ."

" જાઓ મારા ભાઈ એ શું બોલ્યા, પુન્ય કર્યું કયાં જતું રહેવાનું છે ? સ્ત્રી જાતનો જીવ ઉગરશે એ તે કાંઈ નાનુ સુનું કામ છે ? "

" ઠીક, ત્યારે એને જીવની પેઠે જાળવીને ધીમેથી ઉપાડો. લઈ લ્યો તેને રથમાં. "

"હાસ્તો ભાઇ, નજરે પડી તે કાંઈ રસ્તામાં રખડતી મુકાય ? હાં ઉપાડો મારો બાપો. "

" એ જોજો, ધીમેથી જાળવીને; શાંતિથી, તેને કાંઇ ધક્કો ન લાગે ! "

" અરે ઠાકોર રામ રામ કરો; ધક્કો તો લાગી ગયો. આતો આપણુંને પરમેશ્વરે મોકલ્યા ! ! જેને રામ રાખે તેને કોણ ચાખે ? ! "

" હાં ચાલો મારા બાપલા ચાલો ! ! "

" વાહરે ભગવાનીઆ તારી લીલા ! ! "

" મારા બાપ તું પણ આભલામાં બેઠો બેઠો વગડામાં ગજગ ગુજારે છે. "

" અનાથ ગરીબ કુંદનને આ પ્રમાણે ઠાકોર અને ગરાશીઆ ટાંગાટોળી કરી ઉપાડી ગયા. વનલીલા જોતી બે નવયુવક સુંદરીઓએ કુંદનની જીંદગી બચાવી. રથ જોડાવી કુંદનને સૂવારી ધીમે ધીમે તેની માવજત કરતી કરતી તેને લઈ ચંબેલી અને ગુલાબ રસ્તે પડી ! ! જેને હરિ ઉગારે તેને કોણ મારે ? વ્હાલા વાંચક વૃંદ ! " આતે બિચારી જંગલની જોગણ કે વ્હાલાની વિજોગણ ? ! ! "

# પ્રકરણ ૨ જું.

## સુધારક બધિરહુડ કે વિદારક અમીત ભૂંડ !

### દોહરો.

ધર્મ ઉપર શ્રદ્ધા નહિ, કર્મ ઉપર નહિ પ્રીત;
શર્મ નીતિ નહિ નયનમાં, ભણી ગુમાવે વિત્ત.

માણુસ અનુકરણ કરનારૂંજ પ્રાણી છે અને તે કેવી રીતે થાય છે તેની ખબર પડતી નથી. સાવધાની કામ આવતી નથી, તેથી સંગનો ખરાબ રંગ લાગે તેવાના પ્રસંગમાં ન આવવું એ શ્રેયષ્કર છે. માણુસની સોબત તેના સ્વભાવની ઓળખાણુ આપે છે, ને તેટલા માટેજ જે માણુસ જેવી સોબતમાં હોય તેવાજ તેના ગુણુ હોવા જોઇએ. નીચ વૃત્તિના માણુસોમાં ભળવું એ નીચ બુદ્ધિ જણાય છે અને એવી સંગતમાં વારંવાર રહેવાથી આપણી વૃત્તિ પણુ નીચત્વને પામે છે.

આઇસ લવંડર સોડા બીસ્કુટ સીગારેટ સાઇરપ્સ મળે,
બુટ પાટલુન જાકીટ પાકીટ લાકીટ લટકે દામ રળે;
દાકતર, માસ્તર ને બારીસ્ટર થાય હોય જો ચામ રૂડી,
લાડી ગાડી વાડીમાં કેળવણી પામે લાય કુડી.

મનની ગતિ એવી છે કે તે નીચે માર્ગે વેગથી વળે છે, એટલે નીચાની સોબત થતાંની સાથે હૃદય સંકોચાવા લાગે છે અને ધર્મનીતિની વૃત્તિ નબળી પડી જઈ સ્વભાવ નિર્બળ, અનિશ્ચયવાળો અને સમયાનુસાર સ્વાર્થ સાધનાર થઇ જાય છે. આમ થવાથી ખરી મહત્તા અથવા ઉદારવૃત્તિથી માણસ કેવળ વિમુખ થઇ રહે છે. આપણા કરતાં વધારે બુદ્ધિમાન ચરિત્રવાળા અને વધારે અનુભવી માણસના સંગથી આપણું મનોબળ વધે છે.

*　　*　　*　　*

જુઓ સુધારાની રીત જન સહુ વિચારીને ચિત્ત,
કોટ બુટ ને પાટલુનો પહેરે કર પકડે છે સોટી;
ખાવા માગે છે ખુરશીએ લુગડાં સોના રોટીઃ-૦
માટી ખાતાં દારૂ પીતાં દોષ ગણે નહી જરીએ,
કરથી ખાવું બંધ કરીને ખાય છે કાંટા છરીએઃ-૦
ધુમાડાના ઢગલા કાઢે ચીરૂટ મોંમાં ઘાલી,
એક બળે ત્યાં બીજુ કરમાં તુરત લેછે ઝાલીઃ-૦
નાતા મ્હોબતવાળા આવે કે સગા ને વ્હાલા,
જમવાનો કોઇ ભાવ ન પૂછે આપે ચ્હાના પ્યાલાઃ-૦
સોબતીઓને કહે સાહેબજી કાંઇ કામ ને સેવા;
મારે ધક્કો દઈ પાનને આતે કેવા કહેવાઃ-૦
કેળવણીમાં મૂકે કોળી મેળવણીમાં ભારે,
દુઃખ કર્યું દુનિયામાં મોટું ચાલુ આ સુધારેઃ-૦



" અમારા વેગને અહીં કોણ છે અટકાવનારૂં,
અમારૂં નામ ન્યારૂ ધામ ન્યારૂ કામ ન્યારૂં:—૦
કહે કદી કોઇ અમને ગાફીલ દાના કે દીવાના,
નથી પરવા અમે જાણ્યું બધા જગને અકારૂં !:—૦
રસમ આવી અમે આલમ તણી દીઠી નજરથી,
કહે કોઈ સારૂં તો તેને કહે કોઇ નઠારૂં:—૦
અમારી આંખ ન્યારી કાન ન્યારા ચાલ ન્યારી,
અમારો દેશ ન્યારો વેશ ન્યારો ભિન્ન બારૂ:—૦
જવાનું છે અમારે અન્ય સ્થાને અન્ય માર્ગે,
અમારૂં રૂપ એકજ એક સાથે છે જનારૂં:—૦
અમે કહીશુ નહિ લવરાગી કે વિતરાગી છઇએ,
અમે અહીં કોણ છઇએ જાણે એ અંતર અમારૂં:—૦
ભલુ આ એક ભાવ્યું કે મળ્યો ઉસ્તાદ અમને,
હવે આ પ્રેમમાં નથી કોઇ આડે આવનારૂં:—૦

આજરોજ આપણી નવલકથાના નાયક મી. મધુકર પોતાનાં માબાપ મરી જવાથી બારમા તેરમાના કારજ વરા પ્રસંગે સુધારાના એક ઉમદા ઘડા તરીકે પોતાના સુધારક મિત્રોને સુધારક બ્રધરહુડ તરીકે એક ડીનરપાર્ટી આપનાર છે. તેના સગા વ્હાલાઓ અને જુના વિચારના સ્નેહીઓ અને મિત્રો તેના આ ઉદ્ધત અને નવિન પગલા સામે ખુબ કકળી ઉઠયા છે. તેના સુધારક મિત્રો આ સુધારણા સારૂ એકે પગે આનંદિત થઈ તેનાપર ધન્યવાદનો વરસાદ વરસાવી રહ્યા છે. એકાએક આવુ ઉદ્ધત સુધારાનું પગલુ ભરવાને વાસ્તે મધુકરને એક ખાસ કારણ મળ્યું હતું. મધુકરના બાપને બપોરના બાર

વાગતા સુધીમાં પણ કોઈ સગુંવ્હાલું ડાઘુ તરીકે ઉપાડવા આવ્યું નહોતું. મધુકર સાહેબ કોઈના મરણ પ્રસંગે સ્મશાન જતા નહીં અને કુસુમને પણ રોવા કુટવા જવા દેતા નહીં; આથી તેના સગા વ્હાલાઓ દરેક જણ અતિશય તેના ઉપર ગુસ્સે થયા હતા; અને પ્રસંગ મળતાં આડાઅવળા થઇ તેને એક ચાનક સારૂ સજ્જડ દાખલો બેસાડયો હતો. આ દાખલો કુદરતી એવો તો સજ્જડ અને વિષમ હતો કે સાહેબ બહાદુરને ઘાંચીના બળદનો એકકો લાવવાની જરૂર પડી હતી. પિતાના શબને એક્કામાં ઘાલી સ્મશાન લઈ જતાં મધુકરને પારાવાર ફીટકાર અને ધિઃક્કાર પાડાપાડોશી અને સગાંવ્હાલાંઓ તરફથી અપાઇ રહ્યો હતો. આ વેર વાળવા સારૂ મધુકરે દશમું બારમું કરવું ઉડાડી દઈ ડીનરપાર્ટી આપવાની યોજના ઘડી કાઢી હતી. નાહકનું ખર્ચ કરી સગાંવ્હાલાંને ખવરાવવું અને ખાનારાં સગાંવ્હાલાંઓ તેની પુંઠપાછળ નિંદા કરે. એ તેને ઠીક નહિ લાગવાથી બ્રધરહુડની તૈયારી કરી હતી. આ સુધારાની ધમાલમાં તેણે પિતાની મરણોત્તર-ક્રિયા પણ વિસારી દીધી હતી. પોતાના કુળગોર આચાર્યને પણ અવગણના કરી ધમકાવી કાઢી મેલ્યો હતો. એકંદર દુનિયાની લાજ મૂકી પોતાનું ધાર્યું કરવા તે એકે પગે ખડો થયો હતો. પોતાના આ કાર્યને જગત કેવું કહેશે તથા ન્યાતજાતમાં તેની કુડી કહેણી રહી જશે તેની પણ તલમાત્ર પરવા ધરી ન્હોતી. એક સુધારાનું જમણ તમામ સુધારક મિત્રોને બોલાવી એક ભાણે અને એક ટાણે આપવું એજ ધૂન તેના મગજમાં રાત દિવસ સતત ચાલી રહી હતી. આજરોજ પોતાનું

ધાર્યું કરવા, સુધારાને જાતિભોગથી આદરવા, સગાંવ્હાલાંઓ-ના વેરની વસુલાત લેવા અને પોતાની સુધારા સમાજમાં એક જબરો જશનો ડંકો વગડાવવા પગરણ માંડયું હતું. બ્રધરહુડના જમણને વાસ્તે રાયપુર દરવાજા બહાર આવેલો એક શેઠીઆનો બંગલો કાંકરીઆ પાસે ભાડે રાખેલો હતો. બંગલાને સારી રીતે અપટુડેટ છેલ્લામાં છેલ્લી ફેશનનાં ફર્નીચરથી શ્રૃંગારવામાં આવ્યો હતો. મેમાનોને દરેક પ્રકારનો આનંદ મળે તેવી સંભાળ ભરી ઉત્તમ યોજના તૈયાર કરવામાં આવી હતી. બેન્ડ ફોનોગ્રાફ અને સંગીતની આનંદદાયક ગોઠવણ રાખવામાં આવી હતી. જમણ પણ ઘણુંજ ઉત્તમ પ્રકારનું સુરતથી રસોઇઆ બોલાવી તૈયાર કરવામાં આવ્યું હતું. આજરોજ મધુકરની આખી ન્યાત આ તાલમેલ જોવા તૈયાર થઇ હતી. દશમું બારમું કાઢી નાંખવાથી આખી ન્યાતમાં હોહા થઇ રહી હતી. બરાબર ડીનરનો ટાઇમ થતાંજ મોટરો, વિકટોરીઆ અને ભાડાની ગાડીઓની ધમાલ થવા માંડી. આખો રાયપુરનો રસ્તો ધમધમી ઉઠયો. જોતજોતામાં બંગલો આમંત્રણ કરેલાં સુધારક સ્ત્રી પુરૂષોથી ખીચોખીચ ભરાઈ ગયો, ન્યાતીલાઓનાં પણ ટોળેટોળાં બંગલાની આસ-પાસ અને કાંકરીઆ તળાવ પર ફરવા નિમિત્તે આવવા લાગ્યાં. ઘણા ઘણા ચિકિત્સકો સુધારક બ્રધરહુડની ચિકિત્સા કરવા સારૂ આમતેમ અવનવા વેશમાં ફરવા લાગ્યા. મેમાનોના સત્કાર અને આનંદ સારૂ બેન્ડના મધુર સરોદ વાગવા લાગ્યા. ડીનરની પણ ધીમે ધીમે તૈયારી થવા લાગી. બંગલાની પાછળ આવેલા ચોગાનમાં ટેબલો ગોઠવાવા લાગ્યાં. પીરસનારાઓની પણ સારી

સંખ્યા ભપકાબંધ પોશાકમાં સજ્જ થઈ આમ તેમ ઘુમવા લાગી. છેવટે સુધારા સમાજના સેક્રેટરી સાથે વાતો કરતો મધુકર બંગલાનાં પગથીઆં ઉતરતો ઉતરતો છેક ચોગાનમાં આવી સર્વ પ્રકારની સરભરાની વ્યવસ્થા નિહાળવા લાગ્યો.

“ જુઓ સેક્રેટરી સાહેબ, આ બ્રધરહુડનું નવીન પગલું મેં તમારા કહ્યા પ્રમાણે ભર્યું છે, હવે એ સૌ સારી રીતે પાર ઉતારવું તે તમારા હાથમાં છે. ”

“ નેવર માઇન્ડ માઈ ડીયર મધુકર ! નેવર માઇન્ડ. સૌ સારા વાનાં થશે. લ્યો ચાલો હવે આપણે કાર્યની શરૂઆત કરીએ. ”

“ હા ચાલો. દરેકને મીલાવીને કામ પાર ઉતારો ! ”

“ વેલ મી. પારકોલ અને મીસીસ પારકોલ, આય સાઈડ પર આવો. ટેક ચોર સીટ હીઅર. ”

“ ઓહ થેન્ક યુ ! ! ”

“ અરે મી. આનંદરાવ, તમે તમારા ફ્રેન્ડો સહીત આ સાઈડ પર બિરાજો. ”

“ ઘણીજ ખુશીથી સાહેબ ! ”

“ આવો બાવા આદમજી તમે મારી પાસે બેસો ! ”

“ અરે વાહરે સાહેબ ! આય શું બોલીયા ! ! ”

“ ઓહ મી. બ્રુક કમ ઓન કમ ઓન હીઅર ! ”

“ ઓહ હાઈલી ઓબ્લાઇજડ ! ! ”

“ વેલ મી. ચીચુ સીટ ધેર ! ”

“ થેન્ક યુ. ”

આ પ્રમાણે દરેક કોમના ગૃહસ્થોને ઘટતો આવકાર આપી ઘટતી ઘટતી જગ્યાએ વેલકમ કરી બેસાર્યા !! દક્ષણી, વણિક, નાગર, પારસી, ઈસ્લામી, પાટીદાર અને બીજી વિવિધ કોમના આગેવાન ગૃહસ્થોને એકજ સ્થળે અને એકજ ભાણે નાત જાતનો તફાવત મૂકી ડીનર પીરસાવવાની તાલમેલ તાકીદે કરાવવા માંડી !! શરૂઆતમાં બેન્ડના મધુર સરોદ વાગવા શરૂ થયા. દરેક જણ આનંદ અને કુતુહલથી હળી મળી પોતપોતાના સ્થાન પર ગોઠવાઈ ગયાં.

શરૂઆતમાંજ સુપની રકાબીઓ આવવા માંડી ! સોડા, લેમન, જીંજર અને રોઝગરોની બાટલીઓ ખુલવા લાગી, દરેકની માગણી મુજબ મનગમતી ચીજો તાકીદથી પૂરી પડાવા લાગી. છરી કાંટા અને ચમચા વતી સુધારક મેમાનો નવીન સુધરેલું જમણ ઉડાવા લાગ્યા. ઉપરા ઉપરી વિવિધ જમણની વાનીઓની રકાબીઓ ચોગરદમ પીરસાવા લાગી. જુદી જુદી પ્રકારના મદ્યો પણ સારી રીતે સોડાના ગ્લાસોમાં રેડાવા લાગ્યા. જેને જેવો જોઇએ તેવો મનગમતો ખોરાક સારી રીતે પૂરો પડાવા લાગ્યો. ન્યાત જાતનો તફાવત વિસારી એક ટેબલ પર મનગમતા ખાણા પીણાની મીઠી મોજો સુધારક મેમાનો મારવા લાગ્યા. લગભગ અડધુ જમણ ખલાસ થયું કે તરતજ મી. મધુકરને વાસ્તે સલામતી લેવાની શરૂઆત થઈ !!

" ગૃહસ્થો !

આજ રોજ આપણી સમાજના પ્રોમીનન્ટ સુધારક મેમ્બર મી. મધુકર ભાઇએ જે નવીન સાહસનું પગલું ભર્યું છે તેને

--

વાસ્તે આપણે તેમના ઘણા ઉપકારી છીએ. તેમના માબાપના મરણ પ્રસંગે દશમુ અગીઆરમુ બારમુ અને તેરમુ નહીં કરતાં આપણી સમાજના મેમ્બરોને એક સગા વ્હાલાથી પણ અધીક માનીને સુધારક બ્રધરહુડનું ડીનર આપ્યું છે, તેને વાસ્તે તેમને ઘણો ધન્યવાદ ઘટે છે. હું આવા મંગલ પ્રસંગે તેમને ખાસ મુબારકબાદી આપું છું. આમીન, આમીન, આમીન. "

" ભાઇઓ અને બાઇઓ ! "

" મારો જીવ પણ મારા જીગરમાં તેમને ધન્યવાદ આપવા ઉછાળા મારી રહ્યો છે. તેમણે 'થાય તેવા થઇએ તો ગામ વચ્ચે રહીએ' એ સુત્રાનુસાર તેમનાં સગાંવ્હાલાંને એક જબરી થપ્પડ લગાવી સુધારાનો અચ્છો દાખલો બેસાર્યો છે. સુધારાના હડહડતા શત્રુઓ જેઓ રાત દિવસ ખાઇ પીને સુધારકોની આંખ મીંચી નિંદા કર્યા કરે છે; તેમને આ વખતે મધુકરભાઇએ સારી રીતે ખંખેરી કાઢી વિસારી દીધા છે. મરણ પ્રસંગે નાકનું હદ ઉપરાંત ખર્ચ કરી વિઘ્ન સંતોષી સગા વ્હાલાઓને જમણ જમાડી સંતોષવા તે કેવળ દૂધ પાઈને સાપ ઉછેરવા સમાન છે. તે લોકો ખાઇને ખોદે છે, પૂંઠ પાછળ નિંદા કરે છે અને રાત દિવસ ખવરાવનારની ઈર્ષા કરી તેનું બૂરૂ વંચે છે, માટે લાયકને લાયકના બદલાની જે કદર કરવામાં આવી છે તે ઘણીજ ઉત્કૃષ્ટ છે. હું પણ આ પવિત્ર પ્રસંગે મી. મધુકરને મુબારકબાદી આપુછું ! કલ્યાણ, કલ્યાણ, કલ્યાણ ! "

" જેન્ટલમેનો !

મારા સાંભળવામાં આવ્યું છે કે મી. મધુકરભાઈનાં સગાં

વ્હાલાંઓ ઘણાંજ નીચ અને દુષ્ટ છે; તેમની નીચતાની હદ રહી નથી. મને કહેતાં ઘણીજ દીલગીરી પેદા થાય છે કે તેમના પિતાના મરણ પ્રસંગે તે અધમ લોકો શબ ઉપાડવાને વાસ્તે પણ આવ્યા નહોતા. બિચારા સીધા રસ્તાના ભલા મી. મધુકર ભાઇને ખૂબ કનડયા હતા. છેવટે પ્રેત સંસ્કારને વાસ્તે એક ભાડાની ગાડી લાવવાની જરૂર પડી હતી. આ પ્રમાણે રંજાડી તે લોકો વિઘ્નસંતોષી બન્યા હતા. આ આપણા મધુકરભાઈ તેમનાથી બિલકુલ પણ ડર્યા નહોતા; તેઓ ઉલટા બહાદુર બની જાતે ભાડાની ગાડી કરવા ગયા હતા; અને બળદીઆને રેશમી કંતાનનું જોતરૂં બાંધી જાતે ગાડીમાં પિતાના શબને પધરાવી સાહેબ્રપિના સ્મશાનમાં હંકારી ગયા હતા. સુધારાનો આ પણ એક નવીન દાખલો તેમણે જન સમાજ ઉપર પાડયો હતો. ઇર્ષાખોર સગા વ્હાલાઓની બિલકુલ પણ તેમણે દરકાર રાખી નહોતી. આત્મભોગનું ઉત્તમ દૃષ્ટાંત આપી તેમનાં મોઢાં સદાને વાસ્તે કાળાં બનાવ્યાં છે. સુધારાના આ નવીન સાહસને વાસ્તે હું પણ તેમને ખાસ મુબારકબાદી આપુછું. હુર્રે, હુર્રે, હુર્રે."

" મીસ્તરો !

કાળગળે જે કાંઈ થાય છે તે સારૂંજ થાય છે. જ્યારે એકાદ જણ મરણ પામે છે ત્યારે તેની પાછળ એક જબરૂં ધાંધલ થાય છે. તે ધાંધલમાં જમાનાના ફેરફાર સાથે જે સુધારા થાય છે તે તમામ આવકારને પાત્ર થાય છે. માણસ મરી ગયા કેડે તેને ત્રણ ચાર ગાઉ દૂર સુધીના સ્મશાનમાં ઉચકીને લઇ જવું તે એક આ જમાનામાં મુશ્કેલીનો સવાલ થઈ પડયો છે. જો તમામ

સગાંવ્હાલાંઓ સંપ કરીને સાથે આવે છે તો કામ પાસ થાય છે; નહિ તો કામ તરત નાપાસ થાય છે. મારા મહેરબાનો મારી મશ્કરી કરશો નહિ, મને પણ ચાર વરસ ઉપર મારી સ્ત્રીના મરણ પ્રસંગે આવોજ દાખલો અનુભવવો પડયો હતો. યારો તે વખતે એક જબરૂં તોફાન મચી રહે છે. ઘડીમ ઘડીમ કુટણું ચાલે છે; કાણ ઉપર કાણો આવે છે; અને છેવટે કેડ બાંધી કાછડા મારી એક શ્વાશે મુંબાઈની મેલ છૂટે તેમ મડદાને કાંધ પર ચડાવી સ્મશાન સુધી લઈ જવું પડે છે. ઉચકનારા મરી જાય છે, પાછળ આવનારાઓ આઘાપાછા થઇ મોં સંતાડી નાસતા ફરે છે; આ પ્રમાણે કમબખ્તી થાય છે. આવીજ હેરાન ગતી મરનારના બારમા તેરમાના પ્રસંગે પણ પડે છે. મહેરબાનો કોઈ માઇનો પૂત જાગે ત્યારે મધુકરભાઇના જેવો નવીન સુધારો દાખલ કરે! જ્યાં એકે સુધારો કર્યો કે તરતજ તેની પાછળ દેખાદેખી કરનારા ઘણા જણ નીકળી આવે. ગૃહસ્થો આપણામાં પહેલ કરનારની ખામી છે. તે ખામી જ્યારે આવા દેશ હીત-ચિંતકો મધુકરભાઈ જેવા બહાર પડશે ત્યારે તે પૂરી પડશે. મારા મહેરબાનો હાલમાં બારમા તેરમાના અનિષ્ઠ રિવાજોથી ઘણી હાની થાય છે; વડીલોનાં ભરેલાં જુનાં ટાંકાં ઠલવાય છે. નવાં ટાંકાં ભરવાને કોઈ શક્તિમાન થતું નથી, છતાં ઉલેચી ઉલેચીને નાતજાતને ખવરાવવામાં આવે છે અને સગાં સંબંધીઓને પોષવામાં આવે છે; તે સઘળું તે લોકો જોતજોતામાં ભૂલી જાય છે. મધુકરભાઇ ઉપર વિતેલા દૃષ્ટાંતથી આપણે ઘણું શિખવાનું છે. ડોશી મરવાનો ભય નથી પણ જમ પેંધવાનો ભય છે. આજ

એમની વલે અને કાલ આપણી વલે. કાળબળે જેને કાંઈ વીતે તેમાંથી ડાહ્યા પુરૂષે ઝીણી નજરથી તારણ શોધી કાઢવું જોઇએ. ઘેર ઘેર માટીના ચુલા છે. કાગડા બધે કાળા છે; તેમ સગાંવ્હાલાં દરેક જણને હોય છે ને દરેકને તેમની સાથે પ્રસંગ આવેજ છે; માટે આપણે હાલમાં કાંઈ નવો સિદ્ધાંત સુધારા સંબંધી બાંધી તારણ કાઢવું જોઇએ. બધરહુડનું જમણ જમી પછી છાનામાના તાલીઓ પાડી ઘેર ચાલ્યા જવું એ શરમ ભરેલું છે; માટે સઘળા મેમાનોએ કાંઈ વિચાર કરી સુધારાની બોલબાલા બોલાવવી જોઇએ. હું આજના યાદગાર પ્રસંગે મધુકરભાઇને ધન્યવાદ આપું છું !! વિજય, વિજય, વિજય, શ્રીરંગ !!!

"સુધારક મેમાને !

હું આપના સમક્ષ એક નવીન સુધારો મૂકવા માગું છું. મારો સુધારો ઘણોજ ડહાપણભર્યો અને ઉમદા છે. તેને અનુસરવામાં માણસ જાતનું કલ્યાણ અને ઉદય રહેલાંછે. મધુકરભાઇના વિતકણાથી મને ઘણીજ દીલગીરી થાય છે અને દીલગીરી સાથે આનંદ પણ પેદા થાય છે. દીલગીરીનું કારણ એટલુંજ છે કે મધુકરભાઈ જેવા બાહોશ અને કુશળ સુધારકને તેમના પિતાના શબ સંસ્કારને વાસ્તે કોઈ સગું વ્હાલું ડાઘુ તરીકે ઉપાડવા ન આવ્યું; અને આનંદ એટલાજ સારૂ થાય છે કે મધુકરભાઇએ સગાંવ્હાલાંના આવા દુષ્ટ કૃત્યથી ડર નહિ પામતાં એક ભાડાની ગાડી કરી તેમાં શબને પધરાવી જાતે સ્મશાન પહોંચાડયું અને તેને બાળી વહેવરાવી દીધું. ગૃહસ્થો સુધારો તે આનુંજ નામ !! સગાંવ્હાલાંને લાત લગાવી મધુકરભાઈએ સુધારાને ઘણોજ

પગભર મજબૂત બનાવ્યો છે. બારમા તેરમાના ચાલને પણ પિતાના શબની રાખ જોડે ગંગાજીમાં પધરાવો દીધો છે. ભાઈ-ઓ મધુકરભાઈએ આજથી બારમાને બદલે બ્રધરહુડનું ડીનર ચાલુ કર્યું છે !! મહેરબાનો સુધારો આનું નામ ! અરે સુધારકો સુધારો આને કહેવાય. લાંબાં ભાષણો હાથના લ્હેંકા કરી કરવાં એ સુધારો નહિ પણ માથે પડેલીને બહાદુરીથી વેઠી લઈ લાગ આવે કાંકરી મારી દાવ જીતી લઈ સુધારાની પહેલ કરવી એનું જ નામ સાચો સુધારો અને એ કરનારજ સુધારક કહેવાય !! બાકી બીજા સુધારક નામના કહેવાય !! હવે આપ સાહેબો સમક્ષ હું મારો સુધારો પ્રગટ કરૂં છું. ભાઈઓ ! જ્યારે આપણે ઘેર કોઈ કુટુંબી મરણ પામે ત્યારે તેને વાસ્તે ખાસ કરી લારી કે ગાડીની ગોઠવણ કરવી. ઘર આગળથી રોવા કુટવાનું તદ્દન બંધ કરાવવું. પોતાના અંગના કે ઘરના બે ચાર મુખ્ય માણસે શબને જાતે ગાડી હંકાવી સ્મશાન લઈ જવું અને તેને બાળી વહેવરાવી દેવું. મરણની ખબર આપણા સુધારા શંખનાદ પત્રમાં પ્રકટ કરાવવી. મરનારના બારમા તેરમાના પ્રસંગે કારજ વરો નહિ કરતાં ફક્ત આપણી સમાજના સુધારક મિત્રોને આમંત્રણ આપી ઘેર બોલવવા અને આવું બ્રધરહુડનું ડીનર કરી સુધારાની વાહ વાહ બોલાવવી !! આથી એક પંથ ને દો કાજ થશે. એક કાંકરે બે પક્ષી મરાશે ! પૈસાનો અને વખતનો બચાવ થશે ! કલેશ કંકાસ અને દુ:ખ શોકનો ત્રાસ જશે ! મરનાર મરતું જાય છે તેની સાથે તેની પાછળ જીવનારને મારતું પણ જાય છે. આ જગતમાં મર્યું એટલે તર્યું ! પણ પાછળ જે રહ્યું તેને કમોતે મરવાનું અરે

સદાય શોકની ચિંતામાં બળવાનું થયું ! ! મરણ પ્રસંગની માઠી અને મુખ્ય અસર પુરૂષ કરતાં સ્ત્રીઓ ઉપર વધારે થાય છે. પુરૂષ. જ્ઞાનબળે મરણનો શોક વિસારી દેછે અને સ્ત્રીઓ અજ્ઞાન બળે મરણનો શોક દિન પર દિન વધારી દેછે; માટે મારા મહેર-બાનો આપણે વેળાસર ચેતવું જોઇએ. પાણી પહેલાં પાળ બાંધવી જોઇએ. હું આજના પ્રસંગને વાસ્તે મધુકરભાઈને મારા અંતઃ-કરણથી મુબારકબાદી આપું છું અને તેમને સદાને વાસ્તે દુવા ચાહું છું. આમીન ! આમીન ! આમીન ! ! ”

“ સાહેબો !

હું આજના પ્રસંગથી ઘણોજ ખુશી ખુશી થઈ ગયો છું. હું મારી મીલ્કતમાંથી એક લાખ રૂપીઆ આપણી સુધારા સમાજને હસ્તક સોંપું છું. તેના વ્યાજમાંથી સુધારા શંખનાદ માસિક પત્રને ડેઈલી પેપર રોજીંદુ પત્ર બનાવવું, અને તેની અંદર આપણા સુધારક મિત્રોને ઘેર થતાં જન્મ અને મરણની નોંધ રોજ પ્રગટ કરવી. આથી મારા સમજવા પ્રમાણે આપણો સુધારો ઘણોજ આગળ વધશે. દેશ દેશાન્તરમાં બનતા તાજા સુધારાના સમાચાર, સુચના અને સ્વરૂપો હંમેશાં જાણવામાં આવશે. બીજું આજના માંગલિક પ્રસંગ જેવાં બ્રધરહુડનાં ડીનરો દરેક સુધારકને ઘેર થવાની ખાસ જરૂર છે. જેવું બ્રધર-હુડનું ડીનર મરણ પ્રસંગે થવાની જે સૂચના થઈ છે; તેવીજ બીજી સૂચના હું મારા તરફથી મૂકું છું કે મરણ જોડે વિવાહ અને લગ્નાદિ ખુશાલીના પ્રસંગે પણ બ્રધરહુડનાં ડીનર ખાસ કરીને થવાંજ જોઇએ. આવા ડીનરથી આપણા સુધારકોમાં

લવ રીગાર્ડ પ્યારની લાગણી વધશે. સંપ થશે અને તેની સાથે સુખ દુઃખના સમાચારો મળતા રહેશે;અન્યો અન્યમાં ભાઈચારો વધશે અને તેની સાથે સુધારો પણ તેના સાચા અને સુંદર સ્વરૂપમાં કાંઈ ઓરજ પ્રકાશી નીકળશે; હું આજની અણમોલી તકને વાસ્તે મધુકરભાઇને ઘણીજ શાબાશી આપું છું!! શાબાશ! શાબાશ ! શાબાશ ! !"

"બંધુઓ !

હું પણ મધુકરભાઈના માનની ખાતર અને તેમને માથે વિતેલા દુઃખના કાયમના નિવારણ સારૂ મારી મીલ્કતમાંથી પચાસ હજાર રૂપીયા સુધારા સમાજને હસ્તક સોંપું છું. તેના વ્યાજમાંથી મડદાં લઇ જવાની ખાસ કરીને નવીન ગાડીઓ તૈયાર કરવી; તેને લઈ જવાને વાસ્તે બ્રાહ્મણ નોકરો કાયમને વાસ્તે રાખવા. ગાડીઓનું મથક ખાસ કરીને શહેરની વચ્ચોવચ રાખવું. જેને ઘેર મરણ થાય તેના ઘરમાંથી ગમે તે એક જણ મથકમાં જઇને ખબર આપે કે તરતજ ગાડી તેના ઘર આગળ જાય અને મડદાને લઈને સ્મશાનમાં પહોંચતું કરે !! હાલમાં અજમાયશ દાખલ પાંચ ગાડીઓ તૈયાર કરવી. પાંચ ઘોડાઓ અને દશ બ્રાહ્મણ નોકરો રાખવા; સુધારક મિત્રો અને મેમ્બરો પાસેથી એક પાઈ પણ ચાર્જ લેવો નહિ; અને બીજા પાસેથી ફક્ત નોમીનલ ચાર્જ તરીકે એક રૂપીયો લેવો. જો આપણી આ સુધારાની સીસ્ટમ પ્રજામાં પ્રિય થાય તો પછી તેને વાસ્તે હું પણ કાંઈ લાંબો વિચાર કરી મારો હાથ લંબાવીશ. મહેરબા-નો આ આપણી ગાડીઓનું નામ 'સુધારક મડદા ટેકીંગ કેરેજ'

રાખવું; આનાથી વખત અને પૈસાનો ઘણોજ બચાવ થશે. તેની સાથે માંદલા મડદાતેજી માણસોનો મડદાં ઉપાડવાના ત્રાસમાંથી છુટકારો થશે. જેમ જેમ વખત જશે તેમ તેમ આ સુધારાની લોકોને કીંમત થશે. અત્યારે જે કાંઈ થાય છે તે ઘણુંજ સારૂ થાય છે. આજના બ્રધરહુડના ડીનર પ્રસંગમાં પ્રભુની અતુલિત શક્તિનું તાદ્રશ્ય દર્શન થાય છે. હું મધુકરભાઇને ઘણાજ માન સાથે મુબારકબાદી આપું છું. મુબારક ! મુબારક! મુબારક ! !"

" ગૃહસ્થો !

આજના મંગલ પ્રસંગે મને પણ જાદુઈ અસર થઈ છે. હું પણ મારો હાથ લંબાવીને આપ સાહેબોને જાહેર કરૂં છું કે આજરોજ સુધારા સમાજના હસ્તકમાં હું પાંચ લાખ રૂપીઆ સોપું છું. એ પાંચ લાખમાંથી એક સુધારક બ્રધરહુડના ડીનર સારૂ સુંદર બંગલો બનાવવો; બીજું સુધારક સમાજનો એક સુશોભિત ભવ્ય હૉલ બનાવવો અને ત્રીજુ રીમેરેજ પુનર્લગ્ન સારૂ એક રમ્ય વિધવા વિવાહ મંદીર બાંધવું; બાકી જે કાંઈ રકમ રહે તેના વ્યાજમાં સુધારાના વધારા સારૂ પુસ્તકો લખાવવાં અને તેને પ્રજામાં મફત વહેંચાવવાં. આજના ડીનરની દરેક જણને ઘણોજ સારી અસર થઈ છે. મધુકરભાઇનો આપણે જેટલો ઉપકાર માનીએ તેટલો થોડો છે. તેમણે આજે કાર્ય કરી દેખાડયું છે. દુનિયામાં પગ ઉપર કુહાડો મારવાની ખાસ જરૂર છે. સાહસ સિવાય સુધારો થતો નથી. અત્યારના જમાનામાં લેકચરોનો વખત નથા, જે કાંઈ થાય તે કરી દેખાડવામાંજ શોભા છે. આજરોજ તેમણે બ્રધરહુડનું ડીનર કરી નામના કરી છે. તેમ-

ના પર વીતેલાં દુઃખો ડીનર પ્રસંગે કહી બતાવતાં દુઃખોનો સમુળગો નાશ થયો છે. એકને લીધે અનેક જણ સુખી થયા છે. સુધારાનું વાસ્તવિક સ્વરૂપ હવે વખત જતાં પૂર બહારથી ખીલી નીકળશે. સુધારાના હડહડતા શત્રુઓને આજના ડીનરથી ઘણો સારો ધડો મળશે. હું માન્યવર મહાશય મધુકરભાઇને મુબારકબાદી આપું છું. ધન્ય છે! ધન્ય છે! ધન્ય છે!!"

"ભાઇઓ!

આ જમાનામાં સુધારક બ્રધરહુડના ડીનરની ખાસ જરૂર હતી, તે જરૂરીઆત આજરોજ મધુકરભાઇએ પૂરી પાડી છે. આપણે સર્વે એક પરમેશ્વરની પ્રજા છીએ. નાના મોટા ગરીબ તવંગર ઉંચ અને નીચ તેની દૃષ્ટિમાં દરેક જણા સરખા છે; તેના નિયમને માન આપવામાં મનુષ્યનું ડહાપણ સમાએલું છે. એક ટાણે એકઠા મળી એક ભાણે ખાવું અને એક પરમેશ્વરને એકતાથી ભજવો તેના જેવું બીજું એકે પુન્ય નથી; શુભ કર્મ નથી!! માટે મારા મહેરબાનો આજના પ્રસંગમાંથી આપણે એકતાનો પાઠ શિખવાનો છે. ભિન્નતાની ભ્રમણા મગજમાંથી દૂર કરવાની છે. દેશોદયનાં સાધનમાં ભિન્નતા ઘણીજ હરકત કરે છે. દુનિયામાં જે કાંઈ જશના ડંકા થયા છે તે તમામ એકતાના બળથીજ થયા છે. પાશ્ચિમાત્ય પ્રજા જે કાંઇ સુખ ભોગવે છે તે એકતાનુંજ પરિણામ છે અને પૂર્વની પ્રજા જે કાંઇ દુઃખ ભોગવે છે તે ભિન્નતાનોજ પ્રતાપ છે. ભિન્નતાના નાશને વાસ્તે અને એકતાના પ્રકટીકરણને વાસ્તે આવા બ્રધરહુડનાં ડીનર થવાની ખાસ જરૂર છે. ન્યાત જાતનો તફાવત

એકતાને તોડી નાંખે છે. આપણે બધા એક ઈશ્વરનાં સંતાન છીએ; તેની દૃષ્ટિમાં દરેક જણા સમાન છીએ. આ સૂત્ર વારંવાર આપણે બોલ્યા કરીએ છીએ, પણ તે પ્રમાણે ચાલતા નથી, એ આપણી ભૂલ છે. આજ રોજ મધુકરભાઇએ તે ભૂલ સુધારવાનો અપૂર્વ પ્રસંગ રચ્યો છે, તેને વાસ્તે આપણે બધા તેમના અનહદ ઉપકારી છીએ. હું તેમને ખાસ કરીને મારા જીગરની લાગણીથી ધન્યવાદ આપુછું! ધન્ય છે! ધન્ય છે! ધન્ય છે!!”

“ મહેરબાનો!

આજરોજ ઘણું કહેવાયું છે, મારે શું કહેવું તેની મને કાંઇ સૂજ પડતી નથી; છતાં પણ બે બોલ બોલી આનંદ પામું-છું! આપણી સમાજમાં મધુકરભાઈ એક રત્નનર છે. તેમના સુધારાની કીંમત થવાની નથી. તે જે જે કાર્ય કરે છે તે કાંઈ અલૌકીકજ કરે છે. ઈશ્વરે તેમનામાં સાહસ બુદ્ધિ કાંઇ ઓર પ્રકારની મૂકેલી છે. અત્યાર સુધી આપણે બધા અંધારામાં ઝોકાં ખાતા હતા; હાલમાં જે અજવાળામાં આપણે આનંદ કરીએ છીએ તે બધો પ્રતાપ તેમનોજ છે. સુધારો શું છે અને તેનો કેટલો પ્રભાવ છે, તે તેમણે પોતાના આત્મભોગના દૃષ્ટાંતથી પૂરવાર કરી આપ્યું છે. અત્યારે જે જે સૂચનાઓ થઇ છે તે ઘણીજ કીમતી થઈ છે. ભલે કોઇને કડવી લાગતી હશે; પણ પાછળથી અનુભવમાં આવ્યે મીઠીજ લાગશે. જમાનાનું જેટલું મધુકરભાઇને જ્ઞાન છે તેટલું બીજા કોઇને મારી માન્યતા પ્રમાણે ઘણુંજ ઓછું હશે!! તેમણે ટુંક વખતમાં ઘણું કરી દેખાડયું છે. આ જગતમાં આગળ પડી કામ કરનાર પર હમેશાં શરૂ-

આતમાં અપવાદજ આવે છે; એક મહાપુરૂષના વચન પ્રમાણે હું આપને જણાવું છું કે જેની શરૂઆતમાં નિંદા થાય છે તેનાં પાછળથી ઘણાંજ વખાણ થાય છે ! માટે જગતની દરકાર નહિ રાખતાં જે કાંઈ સારૂ જણાય તે બેધડક કરવું અને જે કાંઇ ખરાબ જણાય તે તરતજ મૂકી દેવું. કેવળ અંધ શ્રદ્ધા રાખી પૂર્વજોના જૂના કુવામાં બુડી મરવું અથવા ગાડરીઆ પ્રવાહ પ્રમાણે દેખાદેખી કરવું તે માણસાઇ નથી. આપણે જે કાંઈ કાર્ય કરીશું તેની ભવિષ્યની પ્રજા પર કેવી છાપ પડશે તેનો પૂરતો વિચાર કરવો. જમાનામાં જેમ જેમ સુધારાની જરૂરીઆત જણાય તેમ તેમ તાબડતોબ અને નિડરપણાથી સુધારો ગ્રહણ કરવો. આજરોજ મધુકરભાઇએ જે કાંઇ કહેવા કરતાં કરી દેખાડયું છે તેને વાસ્તે હું તેમને થેન્કસ આપુંછું ! શાબાશ ! શાબાશ ! શાબાશ ! ! ”

આ પ્રમાણે ઉપરા ઉપરી મુબારકબાદીઓ મધુકરભાઈને અપાવા લાગી. ડીનર ટેબલ પર બેઠેલા દરેકે દરેક મેમાનોમાં અપૂર્વ આનંદ અને ઉત્સાહ વ્યાપી રહ્યો. જગતનું એક ધોરણ છે કે જેને પાટલે બેઠા તેનાં નીચા નમી સુંદર ગીત ગાવાં. મેમાનોના મનમાં બ્રધરહુડના ડીનર સંબંધી ગમે તેવી અસર થઇ હશે પણ ઉપર ઉપરથી ઘણા જણાએ ધન્યવાદના શબ્દો કહી મ્હોંની મોળ ઉતારી. ‘ ચડ જાઓ બેટા શૂળીએ લઈ ખુદાકા નામ ’ એ કહેવતાનુસાર કંઇ કંઈ ટીખળી અને બટક-બોલા મેમાનોએ મધુકરભાઇની મીઠી મીઠી અને ઠંડી મશ્કરી પણ કરવામાં બાકી રાખી નહિ. કેટલાકે ઉપરથી સારૂ મનાવ્યું

અને કેટલાકે મ્હોં મલકાવી મૌન રાખી સારૂ મનાવ્યું. ડીનરમાં વિલાયતી અને ગામઠી બંને પ્રકારની ચોઇ રાખવામાં આવેલી હોવાથી સુધારક મેમાનોને કાંઇ ઝાઝો વાંધો પડયો નહિ. કેટલાકે ન્હાપાણીથી ચલાવ્યું; કેટલાકે લેમન, સોડા અને બીસ્કુટથી ચલાવ્યું; કેટલાકે ફલાહારથી ચલાવ્યું, કેટલાકે મીઠાઈ અને ભજીઆંથી ચલાવ્યું અને કેટલાકે નંબર ગ્લાસોથી પણ ચલાવી લીધું. કેટલાકે મટન, ચાયસુપ, ડબલરોટી, પાંઉ, કેક, પુલાવ અને સુધરેલી વાનગીઓની રકાબીથી ચલાવ્યું. જેને જે જોઈતું હતું તે દરેકને આ બ્રધરહુડના ડીનરમાંથી મળી આવ્યું. વાંધો ફક્ત સાથે બેસી જમવાના હતો; તે જમાનાના બળે અને ફૅશન પોઝીશન અને સુધારાના પ્રભાવે કરી દૂર થઈ ગયો. ઑલરાઈટ અને ઑલઈકવલ એ ન્યાયાનુસારે ઑલ મેમાનો ઑલરાઈટ ડીનરમાં સામેલ થઈ ગયા અને મનગમતી ખાણાપીણાની મીઠી મોજ મારવા લાગ્યા. દરેક કોમના દરેક ગૃહસ્થો વાંધા વગર દરેક સાથે આનંદ અને છુટથી ભેળાઇ ખાવા પીવા લાગ્યા. જગત પાછળથી શું કહેશે તથા ધર્મશાસ્ત્ર અને વર્ણાશ્રમનાં કર્મકાંડાદિ પુસ્તકોનાં સિદ્ધાંતો પર કેવું પાણી ફરશે તેના તલમાત્ર પણ વિચાર કર્યા વગર જગન્નાથજીનું તીર્થ અને જે ખાય તે પવિત્ર એ પ્રમાણે આખ મીંચી ડીનરમાં ડુબવા લાગ્યા. લગભગ ડીનર ખલાસ થવા આવ્યું એટલે સમાજના આગેવાન અને પેટ્રન તરીકે ગણાતા ગૃહસ્થો મધુકરભાઇને મુબારકબાદી આપવા ઉભા થયા.

“ મારા વ્હાલા ગૃહસ્થો !

આજરોજ જે શ્રમ મી. મધુકરભાઇએ આપણને આનંદથી સંતોષવા સારૂ ઉઠાવ્યો છે તેને વાસ્તે તે ઘણા ધન્યવાદને પાત્ર થયા છે. તેમને ઘણા લાયક ગૃહસ્થો તરફથી મુબારકબાદી અપાઇ છે તે યોગ્યજ થયું છે. બંધુઓ આજરોજ સુધારક બ્રધરહુડનું નવીન પ્રકારનું ડીનર આપણી સમાજને અપાયું છે તેને વાસ્તે સમાજ તેમની ઉપકારી છે. બ્રધરહુડના ડીનર સંબંધી જે જે સૂચનાઓ અને ચર્ચા થઇ છે તે વ્યાજબી થઈ છે. બ્રધરહુડનું ડીનર સુધારકોમાં થાય તે ઘણુંજ સારૂ છે. લગ્નાદિ અને મરણાદિ પ્રસંગો વખતે આવાં ડીનર થવાની અત્યારે જે સૂચના થઇ છે તે સૂચના ઘણી આવકારદાયક છે. મારે તે સંબંધી કંઈક કહેવાનું છે તે હું આપ ગૃહસ્થો સમક્ષ કહેવાની રજા લઉં છું. ગૃહસ્થો આપણે જેને ઉદર જન્મ લીધો છે અને જેના પવિત્ર હાથમાં લાલનપાલન અને પોષણથી ઉછરી મોટા થયા છીએ; તેવા પવિત્ર દેવ અને પ્રભુ સમાન ગણાતાં મા અને બાપ, તેમના મરણ પ્રસંગે તેમની ઉત્તરક્રિયા કરવી વિસારી દઈ અને તેમના છેવટના સંભારણા તરીકે ગણાતાં જ્ઞાતિ ભોજન કરવાં ભૂલી જઇ તે વખતે આવું સુધારક બ્રધરહુડનું ડીનર કરવું એ ઘણુંજ શરમ ભરેલું છે, ધિક્કારવા લાયક છે અને અનિષ્ઠ કાર્ય છે. દુનિયાની દરેક કોમ યથાશક્તિ અને યથામતિ માત પિતાની મરણોત્તર ક્રિયા કરી પિતૃઋણની ફરજમાંથી મુક્ત થવા પ્રયાસ કરેછે; તો આપણે ભણેલાગણેલા અને સુધરેલા સભ્ય ગૃહસ્થોએ માબાપ મરી જાય એટલે તેને ભાડાની ગાડીમાં જાનવર મરી જાય તે પ્રમાણે ઘસડાવી લઇ સ્મશાનમાં બાળી ફૂંકી મારવાં;

અને તેમનું દશમું અગીયારમું અને બારમાની પ્રેતમુક્તિની ઉત્તરક્રિયા ન કરવી; અને તેમનો દહાડો પાણી પણ ન કરવાં, તેના જેવું બીજું કયું પાપ છે? માબાપનો મુકેલો વારસો ભોગવવો; અને છેવટની તેમની ક્રિયા ન કરવી એવી નીચતા તમારા સુધારકો વગર બીજા કોણ કરે? માબાપને જીવતાં રંજાડવાં અને બાળવાં અને તેમને મુઆ પછી પણ મોક્ષનાં સાધનની ક્રિયા કરવા વિસારી દેવી તેના જેવો બીજો કીયો ભયંકર ગુન્હો છે. જે પ્રસંગે માબાપના અલૌકીક પ્રેમના સંભારણાનાં આંસુ દીકરાની આંખમાંથી ટપકવાં જોઈએ તે પ્રસંગે આવાં તાગડધિન્નાનાં ડીનરો કરી મુબારકબાદીના ટોપલા માથે લેવા તેના જેવું બીજું કીયું નીચતાનું પગલું છે? નાનેથી મોટા કર્યા, ભીનેથી કોરા કર્યા, દુઃખ વેઠી સુખમાં આગળ ધર્યા અને ફુલાવી ફુલાવી તેડી ઉચકીને દરેક ઠેકાણે ફર્યા, પરણાવી પસ્તાવી ઘર માંડતા કર્યા, ભણાવી ગણાવી વિદ્વાન બનાવ્યા અને સંસારમાં સારૂં નરસું પારખતા કર્યા, તેવાં દેવાંશી પવિત્ર માબાપના મરણ વખતે; તે માબાપને પ્રેમથી કાંધે ધરી છેવટના સ્મશાન સુધી વળાવવા જવું તો રહ્યું પણ તેમને પશુના શબની સમાન સુધારક મડદા ટેર્કીંગ કેરેજમાં ઉપડાવી સ્મશાનમાં પહોંચતાં કરાવવાં, હાય!! એ નીચ કૃત્ય જેવું બીજું કીયું નીચ કૃત્ય છે?! ગૃહસ્થો બ્રધરહુડના ડીનરની હું વિરૂદ્ધ નથી; પણ વ્યવહાર દર્શનનાં કાર્યને કરવાં વિસારી દઈ તેને બદલે ડીનર કરવાં તેની હું વિરૂદ્ધ છું. મારા કહેવામાં આપ મહેરબાનો ફક્ત સાર સાર ગ્રહણ કરશો તો હું આપનો ઉપકારી થઇશ. ગૃહસ્થો હું આપની

ફતેહ ચાહુ છું. આમીન ! આમીન ! આમીન !! ”

“ સદ્‌ગૃહસ્થો !

હમણાં જે ટીકા થઈ તે ઘણીજ ડહાપણ ભરી થઇ છે, તેથી આપણે કોઈએ માઠું લગાડવાનું નથી. હીતસ્વી હોય તે ખરી હીતની વાત કહે ! કડવું ઓસડ વ્યાધીના નાશને વાસ્તે પાવામાં આવે છે, તેમ સખત પણ પરિણામે મીઠા ગુણવાળી ટીકા સમાજનું જે અંતરથી ભલુ ચહાતો હોય તેજ કરે ! બ્રધરહુડના ડીનર વિરૂદ્ધ હું પણ નથી; દુનિયાદારીમાં કરવાં જોઇતાં તમામ કાર્ય કરી પરવારી આવાં આવાં આનંદી ડીનરો કરવામાં આવે તો તેથી ઘણોજ ફાયદો થાય. મરણ પ્રસંગે અથવા લગ્નાદિ શુભ પ્રસંગે પ્રસંગની જરૂરીઆતની ફરજો અદા કરી આવાં ડીનરો કરવાની શુભ હીલચાલ થાય તો બેશક આપણો સુધારો ઘણોજ આગળ વધે અને સમાજની તેથી ઘણીજ ઉન્નતિ થાય. ધી સુધારક મડદા ટેકીંગ કેરેજ કરવાની જે સૂચના થઈ છે તે સૂચના ઘણી વ્યાજબી થઈ છે, તેમાં કોઇના બે મત છેજ નહિ. જ્યારે કોઇને ઘેર મરણ થાય ત્યારે મરનારનાં સગાંવ્હાલાં જો મડદાને લોક રીવાજ મુજબ સ્મશાન લઈ જવાને અશક્ત હોય તો તે વખતે આવી ગાડીઓનો આશ્રય લેવામાં આવે તો ઘણુંજ સારૂં થાય; પણ ફરજીઆત સુધારણાની ભલામણ કરવી તે ગેરવ્યાજબી છે. બીજું મરણની ઉત્તર ક્રિયાઓ સારી રીતે કરવી અને જો પોતાની શક્તિ હોય તો વ્યવહારિક ક્રિયાઓ પણ કરવી; અને ત્યાર બાદ જો ઘરના સુખી હોય તો બ્રધરહુડના ડીનરની ગોઠવણ કરવી તેના જેવો બીજો એકે સારો સુધારો

નથી; પણ અમુક વ્યવહારિક કાર્ય કરવું ઉડાવી દઈ તેને બદલે બ્રધરહુડનું ડીનર કરવું તેની હું વિરૂદ્ધ છું. બ્રધરહુડનું ડીનર સુધારકોમાં કમ્પલસરી ફરજીઆત ન થવું જોઇએ તેવી મારી ખાસ ભલામણ છે. જેને મળે તે સુખેથી કરે અને જેને ના મળે તે ખાઈ પી વિરૂદ્ધતા દર્શાવ્યા સિવાય બેસી રહે એવી ગોઠવણ થવી જોઈએ. મધુકરભાઇને મારા સમજવા પ્રમાણે સગાંવ્હાલાંનો ઘણોજ કડવો અનુભવ મળ્યો હશે અને કદાચ તેથી બેવકુફોને ઠેકાણે લાવવા સારૂ આ કાર્ય તેમણે કર્યું હશે તો તે, વખતે વ્યાજબી કહેવાશે; પણ તેમની દેખાદેખી દરેક જણાએ તેમના જેવું કરવું એવી મારી ભલામણ નથી. દરેક જણનાં સગાંવ્હાલાં મૂર્ખ અને જંગલી હોતાં નથી, ભલે કદાચ કોઇને હોય તો તે સુખેથી આવું કરે; પણ ન હોય તે સ્વપ્ને પણ આવું ન કરે એવી મારી નમ્ર સૂચના છે. ગૃહસ્થો મારા કહેવામાં કોઈ ઓછું આણશો નહિ. હું તમારો શુભેચ્છક છું. મારા શબ્દોમાંથી જે કાંઈ શુભ લાગે તેજ ગ્રહણ કરજો! અશુભ મૂકીજ દેજો!! હું આપ સઘળાનો વિજય ચાહું છું. આમીન! આમીન! આમીન!!"

" મહેરબાન બાનુઓ અને ગૃહસ્થો!

આજના બ્રધરહુડના ડીનરથી હું ઘણોજ આનંદ પામ્યો છું. અત્યારે સુધારા સંબંધી જે જે સૂચનાઓ થઈ છે તે મારા સમજવા પ્રમાણે ઘણીજ વ્યાજબી અને કીમતી થઇ છે. બીજું હું એક સૂચના આ પ્રસંગે કરવી યોગ્ય ધારૂં છું. ખાવા પીવાના પ્રસંગ અને શોખ સારૂ નાત જાતનો તફાવત દૂર કરવો તે ગેર-વ્યાજબી છે. વર્ણાશ્રમના ધર્મ અનાદિ કાળથી ચાલતા આવેલા

છે; તે ધર્મ દૂર કરવાની હીમાયત કરવી તે કાંઈ નાની સૂની વાત નથી; અને તે વળી બધા એકજ પ્રસંગે અને એકજ ભાણે ખાવા પીવાની ગમ્મત સારૂ દૂર કરવા તે ભયંકર અને હેવાની-અત ભરેલું કૃત્ય છે. જ્યારે તમે બધા એક મત થઇ વર્ણાશ્રમ દૂર કરવાની પહેલ કરોછો ત્યારે તમારે બધી કોમ સાથે કન્યા વ્યવહાર કરવાની પણ પહેલ કરવી જોઇએ. જ્યારે ખાવા પીવાનો વાંધો નથી ત્યારે બેટાબેટી દેવાનો શા સારૂ વાંધો ઉઠાવવો જોઇએ. ખાવા પીવાના સુધારા સાથે કન્યા વ્યવહારનો સુધારો કાયમ કરવામાં આવે તો તેથી દેશને ઘણોજ ફાયદો થાય. સંપનો વધારો થાય અને પ્રજામાંથી ભિન્નત્વ નાશ પામે અને સર્વત્ર એકતાનો વધારો થઈ આબાદાની થાય. પુનર્લગ્ન, સુધારક બ્રધરહુડનાં ડીનર અને સુધારક કન્યા વ્યવહારના સુધારા જો આપણામાં દાખલ થાય તો આર્યાવર્તની ઉન્નતિ એકદમ થવા માંડે અને દેશમાંથી કુસંપ અને ઇર્ષાનો જલ્દીથી છેડો આવી જાય. જ્યારે સુધારા સમાજના પ્રતાપથી સુધારક બ્રધરહુડના ડીનરની શરૂઆત થઇ છે; અને તે સારૂ દરેક તરફથી આટલી બધી પસંદગી બતાવવામાં આવી છે તો હવે આપણે દરેક જણાએ હવેથી જાહેરમાં હીંદુ મુસલમાન અંગ્રેજ પારસી, વાણીઆ બ્રાહ્મણ અને શુદ્ર કોમ સાથે વગર હરકતે ભોજન વ્યવહારના પ્રસંગમાં આનંદથી જોડાવું જોઇએ. દરેક સાથે લાયક વર અને લાયક કન્યા મળતાં લગ્ન વ્યવહારની પણ રસમ બાંધવી જોઇએ. આ પ્રમાણે સુધારાની આત્મભોગ ભરી પહેલ કરવાથી દેશનો ઉદય તત્કાલ થશે અને કજીયામાં સુધારાનો

દિગ્વિજય થશે. હું આજના પ્રસંગ સારૂ મધુકરભાઇને દીલોજાની ભર્યો આવકાર આપું છું. આનંદ! આનંદ! આનંદ!!"

"જેન્ટલમેનો!

સુધારાને કહી દેખાડયા કરતાં કરી દેખાડવામાં જાતિભોગની ખાસ જરૂર રહે છે. જે પ્રજા આત્મભોગની કીંમત સમજે છે તેજ પ્રજા આબાદાની સારી રીતે ભોગવી શકે છે. જે દેશમાં આત્મભોગનું વધારે અનુકરણ થાય છે તે દેશ સુધારામાં ઘણો આગળ વધી શકે છે. અત્યારે જે જે સૂચના ડીનર પ્રસંગે કરવામાં આવી છે, તે ઘણીજ કીમતી અને સોનેરી છે. કલેશ અને કંકાસના નાશને વાસ્તે સુધારાની ખાસ આવશ્યકતા છે. ન્યાતજાતનો તફાવત જો ભૂલી જવામાં આવે તો આપણો સુધારો નિમિષ માત્રમાં ઘણોજ આગળ વધે. જ્યાં ને ત્યાં નીચા અને ઉંચાનીજ મારામારી ચાલ્યા કરે છે. આ મેં કર્યું અને આ તેં કર્યું એના તફાવતમાં સર્વત્ર કલેશ જામ્યા કરે છે. હવે સુધારાના પ્રભાવે કરી જો પ્રજા એટલું સમજતી થાય કે આપણે સર્વે એક પરમેશ્વરની ઓલાદ છીએ, દરેક જણા એક ટાણે અને ભાણે સલાહ, સંપ અને આનંદથી ખાવા પીવાને બંધાયેલા છીએ; આપણે સર્વે સરખા છીએ, આપણામાં કોઈ નાનો મોટો અને નીચ ઉંચ નથી; દરેક જણાએ ભ્રાતૃભાવથી દરેક જણને પ્રેમથી ચ્હાવું જોઇએ અને દરેક જણાએ એકતાથી અને ઉમંગથી સુધારામાં આગળ વધી પોતાની દેશ પ્રત્યેની ફરજ અદા કરવી જોઇએ; તો જોતજોતામાં આખા હિંદુસ્થાનમાં સુધારાનો સૂર્ય ચોગરદમ પ્રકાશી નીકળે અને કુધારા અંધકારનો એકદમ

નાશ થઇ પ્રજા સંપૂર્ણ રીતે સુખ અને આનંદ ભોગવતી થાય! આપણે અનેક પ્રકારની મુશીબતો વેઠીએ છીએ; ઠોકરો ખાઇએ છીએ; દુ:ખ ભોગવીએ છીએ છતાં પણ આપણી આસપાસ અવલંબી રહેલા સુધારા પ્રત્યે અણગમો દેખાડીએ છીએ. ગૃહસ્થો! આપણી આ એક મોટી ભૂલ છે. પાસેનાને પડતું મૂકી આઘેનાને ઓળખવું તે એક પડતીનું ચિન્હ છે. અત્યારે જે કાંઈ કહેવાયું છે તે ઘણુંજ ઉત્તમ કુદરતીજ કહેવાયું છે. હવે આપણે ધીમે ધીમે આળસ તજી ડીનરમાં થયેલી સૂચનાનો સ્નેહથી સ્વિકાર કરવો જોઇએ. આવાં બ્રધરહુડનાં ડીનરો પણ પ્રસંગોપાત પ્રસંગ મળતાં ઉજવવાં જોઇએ. આજના ડીનર પ્રસંગ સારૂ હું મધુકરભાઇને ઘણો ધન્યવાદ આપું છું. ધન્ય છે! ધન્ય છે! ધન્ય છે!"

"ગૃહસ્થો!

અહાહાહા...યારો મને ઘણુંજ હસવું આવે છે! બિરાદરો આજનો આનંદ કાંઈ ઓરજ છે! વાહ વાહ! વાહ વાહ! શું ઉમંગ! શું આનંદ! શું પ્રેમ! આપ સઘળા ભાઇઓના મોંઢા પર છવાઈ રહ્યા છે! બસ કાંઈ વાત ન પૂછો યારો! આજનું ડીનર ઑલરાઇટ છે! એક્સેલન્ટ છે! વાહ વાહ! શું તારીફ કરૂં તેની! કયા મઝા છે એની! સુપ! વાહ વાહ! શરબત ઓહો! પુલાવ બસ ર્‌હા! ડબલરોટી, પાંઉ, કેક, બીસ્કુટ! વાહ ભાઈ વાહ! અરે પુડીંગ ઓહો!! યારો એક્સો નંબર વન ટુ થ્રી ફોર ફાઈવ સીક્સ સેવન વાહ વાહ તેની તો વાત ન કરવી! બસ જરા લીધું કે ગુલતાન, અમન, ચમન, આનંદ, રમ્મત,

ગમ્મત, રંગ, રાગ, આહા! વાહ વાહ! અહાહા....મહેરબાનો મને કોઇ ગાંડો ગણશો નહિ. આજના ડીનરનો આનંદ અલૌકીક છે. આજના બ્રધરહુડના ડીનરની મારા પર ઘણીજ એકસેલન્ટ છાપ પડી છે. આજનાં તમારાં લેકચરોની પણ મને ઘણી ડીપ લાગણી થઈ છે. સાહેબો! આજના સુધારાની એવી તો ઉંડી અને મીઠી અસર મને થઈ છે કે મારો આનંદ અને ઉમંગ મારા તાબામાં રહી શકતો નથી. અરે મારૂ જીગર મારા કોન્ટ્રોલમાંથી છટકી જાય છે; માટે આવું આનંદજનક મારાથી જૅનય જૅનયનું બોલી જવાય છે. તમે મને ભેજાનો ચસ્કેલો નહિ સમજશો. સાહેબો! હું ઘણો વિચારવંત અને ડાહ્યો છું. હું આજથી પ્રતિજ્ઞા કરૂં છું કે મારે પણ બુઢ્ઢા બુઢ્ઢીના મરણ પ્રસંગે આવી એક ડીનરની પાર્ટી કરવી! હું મી. મધુકરને આજના ડીનર સારૂ થેન્કસ આપુ છું. હુરરે! હુરરે! હુરરે!!"

"મારા વ્હાલા મેમાનો!

મારા આજના સુધારાના સાહસને આપ સઘળાએ માન આપ્યું છે તેથી આપનો હું મોટો ઉપકાર માનું છું! સુધારક બ્રધરહુડના ડીનરનો આપ સાહેબોએ પધારી સ્વિકાર કર્યો છે, તેથી હું ઘણોજ આનંદ પામું છું. આજરોજ ડીનર પ્રસંગે જે જે સૂચનાઓ મારા ઉપર સુધારાને અનુસરતી થઈ છે તેથી હું મારૂં અહોભાગ્ય માનું છું. જમાનો જેમ જેમ આપણને શિખવે છે તેમ તેમ આપણે શિખવું જોઇએ. સુધારાના હડહડતા શત્રુઓ જેવી રીતે આપણને થપ્પડ મારે છે તેમ આપણે પણ પ્રસંગ મળતાં થપ્પડ મારવી જોઇએ. આ જમાનો ડાહ્યા બની

બેસી રહેવાનો નથી. હાથ પગ જોડી બેસી રહેવામાં આપણા દેશની આવી સ્થિતિ થઈ છે; માટે હવે તો આપે તેને રામ! માઈટ ઈઝ રાઇટ. બળીઆના બે ભાગ! કમરકસી બહાર પડીશું તોજ આપણો ઉદય થશે અને ત્યારજ જનસમાજ આપણી કીંમત કરતી થશે. કારજ વરાના કુડા કુચાલોથી આપણી પડતી થઈ છે. આપણા ઓરડાની લક્ષ્મી બહાર ચાલી ગઈ છે. ફરજી-યાત કર વેરા માફક આપણા વિવાહવાજન અને મરણ પ્રસંગના ખર્ચાળુ રિવાજોએ આપણને પાયમાલ બનાવી ભીખ માગતા કર્યા છે. આપણાં ધર્મનાં અનિષ્ઠ બંધનોએ આપણને ઢીલા અને બાયલા બનાવ્યા છે. ન્યાતજાતના તફાવતે આપણે ઉદય માર્ગમાં ઘણા પછાત રહ્યા છીએ. કન્યા વ્યવહારના એકમાર્ગી ધુંસરાથી આપણે અધવચ અચકીને બેઠા છીએ. પરદેશ ગમનના પ્રતિબંધે આપણે અંધારામાં પડયા છીએ; માટે મારા સ્વદેશ–પ્રેમી સુધારકો હવે આળસ તજી બહાદુરીથી બહાર પડો અને સુધારાનો ઝુંડો હાથમાં પકડી દુનિયાના નવે ખંડમાં ફરી નામના કરો! જે કાંઇ સારૂ લાગે તે એકદમ કરો! હવે વિચાર કરવાનો વખત તજી દો. વિચારમાં ને વિચારમાં આપણે સઘળા નીચોવાઇ ગયા છીએ. નાઉ ડીલે ઈઝ ડેન્જરસ ફોર યુ! હવે ઢીલ આપણે વાસ્તે એક ભયંકર ચીજ છે; માટે દરેક જણા એકત્રતાથી, એકતાથી, ઉમંગથી, આનંદથી અને પ્રેમથી હળી-મળી સુધારાના મેદાનમાં બહાર આવો અને કુધારાનો નાશ કરી સુધારાનો વિજય કરો. ગૃહસ્થો! મારી મુબારકબાદી વાસ્તે હું આપ સઘળાની સલામતી ચ્હાઉં છું!! આમીન! આમીન!

આમીન!"

આ પ્રમાણે સલામતી અને મુબારકબાદી અન્યોઅન્યમાં અપાયા પછી ડીનરની છેવટની બાકી રહેલી શરૂઆત થવા લાગી. પુડીંગ અને આઈસક્રીમની રકાબીઓ ચોગરદમ આવવા લાગી; નંબરની બાટલીઓ પાછી ઉપરાઉપરી ખુલવા લાગી અને મેમાનોમાં છુટથી વપરાવા લાગી! આખા ડીનરમાં ચોગરદમ રંગ રંગ વરતાઇ રહ્યો. બંગલાની આસપાસ સંતાઇ રહેલા મધુકરના ન્યાતીલાઓ ડીનરનાં લેકચરો સાંભળી દીગમુઢ બની ગયા અને દરેક જણુ સુધારક બ્રધરહુડના ડીનર પ્રત્યે ધિઃક્કારની નજરે જોવા લાગ્યા. મધુકરને વાસ્તે ભવિષ્યમાં કેવાં પગલાં લેવાં તેનો ઉંડો વિચાર કરતા કરતા ઘર ભણી ચાલવા લાગ્યા. કેટલાક હડહડતા વિશુદ્ધ આર્ય આગેવાનો સુધારક બ્રધરહુડના ડીનરમાં ભેગા થએલા ગૃહસ્થો સારૂ એક ફીટકાર અને ધિઃક્કાર ભરી ચર્ચા વર્તમાન પત્રમાં છપાવવા સારૂ તજવીજ કરવા લાગ્યા, અને કેટલાક દેશ પરદેશ સભાઓ ભરાવી દીલગીરીનો ઠરાવ કરાવવા સારૂ યોજના ઘડવાના વિચારમાં પડયા. આ અરસામાં એક કુતુહલનો બનાવ બન્યો; મધુકરને ઘેરથી કેટલાક ઇર્ષાખોર અને ટીખળી સગા વ્હાલાઓ મધુકરના બાપના બારમાના પ્રસંગે મધુકરના મામા અને કેટલાક દૂરના સગા વ્હાલાઓ ખરખરો કરવા સારૂ કાણુ પ્રસંગે મધુકરને ઘેર આવ્યા હતા, તે સઘળાને લઈ આ ડીનરના બંગલે દોરી લાવ્યા. તમારો ભાણીઓ તમારા બનેવીની ઉત્તરક્રિયા કાશીના પંડીતો બોલાવી બંગલે કરે છે; માટે તમે જોવા ચાલો. આ પ્રમાણે

ઉંધુ ચતુ સમજાવી આ ભોલા દોલા કાણીઆઓને બંગલે લાવ્યા; બંગલે આસોપાલવનાં તોરણો બંધાએલાં જોઇ તથા વાજાં બેન્ડ અને નગારાં વાગતાં જોઇ; દરેક જણા આભા બની ગયા અને વિચારમાં પડયા. મધુકરના મામાને બંગલા નીચે બેસાડી ખરખરો કરવાનો કહ્યો અને એક જણ મધુકરને ખબર આપવા ડીનરના હૉલમાં ગયો. મામાએ તડેડાવીને બનેવીના નામની પોક મૂકી અને બીજા કાણીઆઓએ પણ જોડે પોક મૂકી; બૈરાંઓએ ધડીમ ધડીમ કુટવા માંડયું; આ આનંદના પ્રસંગમાં એક કાણનો પણ કુતુહલનો પ્રસંગ થઈ પડયો !! આ ખરખરાના બૂમબરાડાથી મેમાનો રંગપાણીમાં ગરકાવ થઈ અચંબામાં ઝોકાં ખાતા ડીનરહૉલમાંથી બહાર આવ્યા: છેવટની સલામતી સારૂ બેન્ડ પણ જુસ્સાથી વાગવા લાગ્યું; એક બાજુ કુટણાની રો કકળ અને એક બાજુ બેન્ડના મધુર સરોદ વાગવા લાગ્યા. બંગલાની બહાર મધુકરના ન્યાતીલાઓ હવે શું બનાવ બને છે તે ચુપકીથી જોવા લાગ્યા !! મધુકર એકદમ જુસ્સાથી છાંટા પાણીમાં ચકચુર બની ધબડ ધબડ કરતો નીચે આવ્યો, અને કાણીઆઓનો ધોધરો પકડી લાત મારી બહાર કાઢવા લાગ્યો; બધા મેમાનો પણ કાણીઆ અને મધુકરની આસપાસ વીંટળાઈ વળ્યા.

" ગદ્ધા, એ ક્યા કરતે હો ! ચલાવ નિકલો એકદમ બહાર ! "

" અરે હાં હાં ભાણીઆ આ શું કરે છે ? "

" ચુપ ખચ્ચરો એકદમ બહાર નીકળો ! "

" અરે ભાણુભાઇ ભાણુભાઇ ધીરા થાઓ; તમે ના કહેતા હશો તો અમે નહિ રોઇએ; પણ આમ માર માર શું કરો છો ? ! "

" સુવરો બહાર જાઓ ! "

" પણ છે શું ? ! "

" રાસ્કલ આ સુધારક બ્રધરહુડ છે ! "

" પણ ભાણીઆ તેમાં શું થઇ ગયું ! તું આમ ગાળો કેમ ભાંડે છે ? ! "

" અરે તમારો ભાણીઓ આજે રંગપાણીના છાંટામાં ગુલતાન છે ! ! ભાણુભાઈ કાણીઆને ઓળખતા નથી ! ! "

" પણ બાપજી આ બધું છે શું ! ! "

" અરે આતો સુધારક બ્રધરહુડનું જમણ છે ! હિંદુ મુસલમાન પારસી, અંગ્રેજ વાણીયા બ્રાહ્મણને જોડે બેસી એક ટેબલપર ખાવાનું ડીન્નર છે ! ! "

" ઓય મારા દીયર ! આતો ગજબની વાત ! હળાહળ કલયુગ ! પાપનું કામ ! વહી ગએલાની મ્હોકાણ ! વટલાઇ જવાનું સ્થાન ! ગજબ ! પરમેશ્વર ગજબ ! ! "

" ઓ ઢેમ બ્લડી ફુલ નીકળો બહાર ! ચલાવો, નહિ તો ઓચાં પકડી પકડીને ધકેલવા પડશે ! ! "

" આ તે મારા દીયર વકરાએલા હુવર, ભુંડ ! "

" અરે ડોન્કી ! આતો સુધારક બ્રધરહુડ ! ! "

" અરે મારા મૂરખા ! આતો એઠુ જુઠુ ખાનારા અને વિષ્ટા પાણી પીનારા ભુંડ ! "

" ચલાવ સાલે એકદમ અબીને અબી બહાર નિકલો !"
આ પ્રમાણે રંગપાણી પીને છાકટા બનેલા ભાણાભાઇ મધુકરભાઇએ પોતાના મામા અને બીજા સગા વ્હાલા કાણી-આઓને લાત મારી મારી બંગલાની બહાર કાઢયા ! વિચારશિલ વાંચકો આતે "સુધારક બ્રધરહુડ કે વિદારક બ્રમીત ભુંડ !" આ પ્રમાણે રંગપાણીની ધીંગામસ્તી કરી સુધારકો લથડીઆં ઉપર લથડીઆં ખાતા ઘર ભણી વળ્યા !!

# પ્રકરણ ૩ જું.

## ફેશનમાં વ્હાલીનો વિલાસ કે લેસનમાં લક્ષ્મી અને નીતિ ખલાસ!!?

દોહરો.

સાંકળ તૂટી સ્નેહથી થયો છમકલે છેહ,
ઘરમાં પેસે ધાણ તે દહન કરે છે દેહ.

મનોહર રૂપાળી ચતુર અને સારા ગુણથી ભરેલી, વળી શરીરે કોમળ તથા કુળવાન શોભા વધારીને જે શોભે છે, સિવાય પ્રેમથી ભરેલ નિર્મળ વ્હાલાં વચન બોલનારી અને મનમાં પ્રેમ લાવી પતિ સાથે હમેશાં અનુકુળ રહેનારી તથા પતિને આવતા જોઈને હર્ષથી સામે ચાલીને જરા હસીને જે પતિનું સન્માન કરે છે, એવી સ્ત્રી સાથે હમેશાં વિલાસ કરીને જે પુરૂષ આયુષ્ય વિતાવે છે, એથી બીજો કીયો ભાગ્યશાળી વધીને શોભે છે ? !

પોશાક સુંદર પોલકાં છોગાં છબીલી ખુબ ધરે,
ફેશન તણા કંઇ ફંદમાં કરમાં રૂમાલો ફરફરે;
વચનો વદે બહુ ચાવીને નયનો નચાવે પલકમાં,
શાણી બને સ્વામિ થકી સંતાપી કંથને ખલકમાં.

સમુદ્રને કાંઠે જેમ તરંગ દેખાતા નથી પણ વચમાં એ-ટલે મધ્ય દરીયે સુંદર તરંગ ઉછાળીને શોભે છે. જેની બહાર-રથી ચપળ દ્રષ્ટિ નથી, પરન્તુ આંખોના ખુણામાંજ મનોહર રહીને શોભે છે. જેમ ફુલની કળીની સુગંધ કળીની અંદર રહીને શોભે છે, તેમ જેના મનની વૃત્તિ મનની અંદરજ સમા-ઇને શોભે છે, એવી મનોહર સતિ સ્ત્રી જેના ઘરમાં શોભે છે તે મહાન્ ભાગ્યશાળી હોઇને સરસ શોભે છે.

*　　*　　*　　*

ભાઇઓ જેની ભારજા ભુંડીરે તેને પીડા અંતર ઉંડીરે;
લાજ તજીને લઢાઇ કરે નિત્ય ભાળવા લોક ભરાય,
સારા માણસના ઘરનું વગોણું જાણું જગતને થાય:—૦
જેમ બિલાડી ઉંદરને જુવે એમ નાથ સામાં કરી નેણ,
પગ થકી પ્રગટે માથા લગી એવાં કાઢે વાંકાં વેણ:—૦
ચાર ઘડી પાણી ચોટે ટળે ત્યારે સુખ બંનેને થાય,
ઘડીએ આવીને ઘેર બેસે ત્યારે રોરે લોહી સુકાય:—૦
સ્નેહ કરી કદી સ્વામી સંગાથે બેશી ન બોલે વાત,
ધુમાડાની પેઠે ધુંધવાતી રહે રોશ ભરી દીન રાત:—૦
પંડીત શાસ્ત્ર ભણેલ પુરાણી મોટી સભામાં મનાય,
માન તજી મુરખીના મોંઢાના નિત્ય ટુંકારા ખાય:—૦

ભાઇઓ જેના ભાયડા ભુંડારે, ઘાવ તેને અંતરમાં ઉંડારે;
ઘરે ઘડી એક પગ ટકે નહિ રખડયાં કરે બહાર,
ઘર નારીને પાટુએ મારે પરનો રાખી પ્યાર:—૦

કરી કમાણી કાંઇ ન લાવે ખાય વેચી ઘરબાર,
છેવટે ખાવા વાસણો ટળે રમવાને જુગાર:—૦
દારૂડીઆની સોબતે ચઢી પીયે દારૂના ડોઝ,
ફેલફીતુરો કરતો ચાલે મનમાં માની મોજ:—૦
ખાવા આવે શ્વાનની પેઠે શ્વાનની પેરે ખાય,
સુવાને આવે અરધી રાતે ગામ બધુ ઉંઘી જાય:—૦
મીજાજ ખાટો આમલી જેવો નવ બોલાવ્યો થાય,
કહે ત્રિભુવન બાપની આમાં જીંદગી શેણે જાય:—૦



"ઑાહ માઇ ગૉડ! વૉટ નોનસન્સ! કેવું હુમ્બગ! આ શહેરનું બઝાર કેવું ઑાડ અને બેડ છે! એક ઘડીનો પણ વિશ્વાસ નથી. બઝારમાં ચાલીએ ત્યારે સાહેબ પધારો, સાહેબ પધારો કહી દુકાનમાં પરાણે બોલાવે અને માલ લેવા મીઠાં મીઠાં વચન બોલી લલચાવે; આ માલ લીધો અને ખીસ્સામાં બીલ ઘાલી રસ્તે પડયા કે તરતજ બીજા દીવસથી ઉઘરાણીના ધક્કા ઘર આગળ શરૂ થયા. ગુમાસ્તાને વાયદા કરીએ પણ કાંઈ સમજેજ નહિ. એક નફ્ફટની માફક બે દીવસ થયા કે પાછા ઘર આગળ આવીને છાતી પર ઉભા રહ્યા. એટીકેટ પોઝીશન એતો સ્વપ્ને સમજેજ નહિ. બસ લાવોને લાવો, અરે બસ લાવોને લાવો! સાલ્લો લાવોનોજ હડકવા તેમને થાય! તે કેમે કરીને મટેજ નહિ. પૈસાનો મેનીઆ મટે પણ શી રીતે? જે આવે તે લાવો! આમ બૈરી પણ જીવ ખાય, ગુમાસ્તા પણ જીવ ખાય અને બજારવાળા પણ જીવ ખાય? હવે કરવું શું? આ બધાને

ખાઉં ખાઉં ! ઑહ માઈ લૉર્ડ, હવે આ પાપમાંથી મને મુક્ત કર!

'છૈયાં છોકર બૈરી બાવા સગા સહોદર પૈસામાં
દુનિયાના સૌ રગડા ઝગડા હાય રહ્યા છે પૈસામાં'.

આ મારો બેટો પૈસો શું જુલમ કરવા બેઠો છે! જે આવે તે પૈસો! જે આવે તે પૈસો! પણ પૈસો લાવવો ક્યાંથી!? એનાં તે સાળાં કાંઈ ઝાડ ઉગે છે, કે ટાંકાં ભોંયરાં ભરી રાખ્યાં છે, કે કાંઈ ખાણો ખાણો ખોદી રાખી છે કે ઝટ જઈને લઈ આવીએ! આ બેવકુફ દુનિયા પૈસામાં શું પ્રતાપ જોતી હશે! સાલ્લુ કાંઈ સમજાતું નથી! આ પૈસા સારૂ વિલાયત જઈ બારીષ્ટર થઈ આવ્યા; આ પૈસા સારૂ આખો દિવસ કેસ હોય તોયે ઠીક અને ના હોય તોયે ઠીક પણ કોરટનાં પગથીઆંએ તોડી નાંખ્યાં, અને આ બુટની એડીઓ પણ બુઠ્ઠી થઈ ગઈ; આખો દિવસ તાપથી આ ભેજું પણ બહેર મારી ગયું; અરે બદનના પરસેવાથી આ ખમીસ અને કૉલર પણ ગંધાઈ ઉઠયાં; લેકચરના બરાડાથી કાન પણ બ્હેરા થઈ ગયા! પણ ક્યાંઈથી સાળો હાથ ભરાતો નથી. હાય અફસોસ! હવે કરવું શું! ઓહ મની, મની મની તું ક્યાં છે? અરે હું તને ક્યાં શોધું! વાયરલેસ ટેલીગ્રાફી ચલાવું કે તને લેવા સારૂ એરોપ્લેનમાં બેસી અરે ભૂલ્યો ઉડીને આવું! અરે તું જવાબ આપ કે તારા વાસ્તે હું ક્યાં આવું? અફસોસ કોણ સાંભળે છે? પૈસા પૈસા તારો શું વિશ્વાસ ચાલ જા તુંજ જુઠો છે! મનુષ્ય સાચા છે! તારે સારૂ વાયદા જુઠા થાય એમાં નવાઇ નહિ; છ છ મહીના થયા પણ નોટ કે ગીનીનાં દર્શન ન થયાં. પૈસા સારૂ પ્રેકટીસની

પત્તર જધી નાંખી પણ હાથ ન ભરાયો! વકીલના કેસ બારીષ્ટર થઇને નજીવી રકમમાં ચલાવા માંડયા પણ ખીસ્સાં ન ભરાણાં! હા...,વૉટ શુડ આઈ ડુ ! આ ઑફીસના ગુમાસ્તાને પગાર શી રીતે આપવો, ચાકર નફરને શી રીતે નભાવવા ? આ કપિલાને પણ શીરીતે શાંત રાખવી! સુધારાવાળી બૈરી પણ માથાની મળી! ચોરી કરો, ઘર ફાડો કે જાત ઘરાણે મૂકો પણ મારે જોઈએ તે મને આણી આપો! બજારનું દેવું પણ શી રીતે ચુકાવવું! હવે કાંઇ સૂઝ પડતી નથી. વાઈફ પણ સુધારામાં પડી છકી ગઈ, પોઝીશન ને એટીકેટના ધતીંગમાં ધણીને ધમકાવતી થઈ! હવે તો ખુલ્લી રીતે સામું બોલે છે; કોઇ ફ્રેન્ડ બેઠો હોય અગર કોઈ મેમાન કે પરોણો ઘેર આવ્યો હોય તોપણ જરા માન સાચવતી નથી. જ્યાં સુધી તેને મોં માગ્યા પૈસા મળ્યા ત્યાં સુધીજ તે મારી સાથે હસી હસી વાત કરતી; જ્યાં પૈસાની તાણ પડી કે તરતજ સામી થઈ મારૂં મગજ ફેરવી નાંખે છે; સાલ્લા ગુમાસ્તા પણ રાત દિવસ જીવ ખાઇ જાય છે; ઑફીસની આવક અને હીસાબમાં કોણ જાણે કેટલા બધા ગોટાળા ચાલે છે કે કાંઈ કહેવાની વાતજ નહિ. આ જરા કાંઇ બોલ્યા કે તરતજ પગાર લાવો પગાર લાવો કહી માંથુ પકવી નાંખવા માંડે છે. હા....દૈવ! પૈસા વિના આવા હાલ હવાલ થયા! ઑહ લૉર્ડ મર્સી અપ-ઓન મી ! ઓ ઇશ્વર હવે તું મારા ઉપર દયા કર ! દયા કર ! આ પ્રમાણે પૈસાનો બળાપો કરતા કરતા બારીષ્ટર સાહેબ એક આરામચેર પર પડી વિચારમાં લીન થઇ ગયા; થોડીક વાર થઇ કે તરતજ ઑફીસના ગુમાસ્તા આવીને ખુરશી પાસે ઉભા રહ્યા.

સાહેબને આંખ મીંચી ખુરશીમાં ગંભીર વિચારમાં પડેલા જોઇને ધાલચંદ અને મેલચંદ એક બીજાના સામું જોતા મૌન પકડી ઉભા રહ્યા: એવામાં બારીષ્ટર સાહેબે તરતજ આંખ ઉઘાડી તેમના સામું જોયું.

“ સાહેબ પેલો મનસુખ મીસ્તરી ઑફીસના બુક કેસ સારૂ પૈસા લેવા વાસ્તે આવ્યો છે ! ”

“ તેને કહો કે આવતે મહીને પૈસા મળશે ! ”

“ તે માનતો નથી ને દાવો કરવાનું કહે છે. ”

“ તો તેને કહી દો કે દીવાની કોર્ટ દેવાદારના બાપની છે, દાવો કરશો એટલે દાવાનો નિકાલ થતાં ખાસા છ મહીના લાગશે માટે વિચાર કરજે ! ”

“ સાહેબ તેને ઘણો સમજાવ્યો પણ માનતોજ નથી ! ”

“ જાઓ બાવા જાઓ મારો જીવ ન ક્યો ! રવિવારને દિવસે તો પાંચ મીનીટ પૂરો જંપીને બેસવા દો ! લેણદાર કરતાં તમારો જુલમ બહુ છે ! ”

“ સાહેબ આજરોજ શેઠાણી સાહેબે બ્રેસલેટ લેવા સારૂ ઓરડર આપ્યો છે. જવેલરી માર્ટવાળો ભોગીલાલ કહે છે કે જુનો આંકડો ચુકાવી જાઓ અને પછી નવો ઓરડર આપી જાઓ ! ”

“ સારૂ જાઓ હું હમણાં શેઠાણીને બોલાવી સમજાવીશ.”

“ સાહેબ પેલા પેમલા મોચીના હોલ બુટના તથા શેઠાણીની સ્લીપરના પંદર રૂપીઆ છે તે આપો ! ગઈ કાલે તેણે બજાર વચ્ચે મિજાજ ખાઇને મને ધમકાવ્યો હતો ! ”

" સારૂ જાઓ આવતા અઠવાડીયામાં તેને વાસ્તે મેનેજ કરીશ ! "

" સાહેબ મ્યુનિસીપાલીટીના ટેક્ષના પૈસા વગર હવે ચાલશે નહિ ! તેનો કલાર્ક ગઈ કાલે ઘણું બોલી ગયો છે ! "

" ઠીક છે; હું જાતે તેના ઉપરીને મળીને બંદોબસ્ત કરી લઇશ ! "

" સાહેબ, એક પચીશ રૂપીઆની મારે જરૂર છે તો મહેરબાની કરી મને પગાર પેટે આપો ! "

" અરે સાલા તમે લોક કેવા ઑડ છો ! તમેજ લોકો મારી ક્રેડીટ પર પાણી ફેરવો છો ! ઘડી ભરનો પણ તમને વિશ્વાસ નથી. મારૂ લોહી પીઓ ! ઓ બ્લડ થસ્ટી મારો જીવ લ્યો ! ગેટ આવ ફ્રોમ હીઅર ! "

" લ્યો સાહેબ આ ચાલ્યા ! ગુસ્સે ન થાઓ ! તપી ન જાઓ ! "

" વેલ ડીયર ! "

" ઓહ કોણ વાઇફ ! માઇ હાર્ટ ! તું કયાં હતી ? "

" હું જરા સૂઇ ગઈ હતી ! મારૂં માથું દુખતું હતું તેથી જરા આડી થઇ હતી ! "

" હવે કેમ છે ? જરા કૉલનવોટર લગાવું ! લાવ ડીઅર હું જરા ચાંપું ! "

" ના ના હવે મટી જશે ! વેલ લવ, મારા વાસ્તે જરા બીલીયારનાં એરીંગ મંગાવો ! "

" હા હું તેની તજવીજમાંજ છું ! આ એકાદ કેસ હાથ-

માં આવે કે તરતજ મંગાવું!"

"તમે રોજ મંગાવું મંગાવું કરોછો પણ કાંઈ મંગાવતા નથી!"

"વ્હાલી હમણા જરા પૈસાની તાણ છે તેથી ઢીલ થાય છે. એસ્કયુઝ માઇ ડીઅર ફોર ડીલે! ઢીલને વાસ્તે વ્હાલી મને માફ કર!"

"તમારે તો સદાને વાસ્તે પૈસાની તાણ રહેશે! મારે એરીંગ વગર એક કલાક પણ નહિ ચાલે!"

"ઠીક ત્યારે કાંઈ મેનેજ કરીશ પણ તને જલદી અપાવીશ."

"નહિ મને કહો! મારે વાસ્તે શું ગોઠવણ કરશો?"

"બાવા મારો જાન લે! હું તો તમારાથી થાકયો!"

"સાહેબ નહોતી ખબર કે સુધારાવાળી સ્ત્રી સાથે પરણતાં તેને અપટુડેટ ફેશનમાં રાખવી પડશે!"

"પ્લીઝ નાઉ ગો આવે! લેટ મી સ્લીપ ફોર આ વ્હાઇલ! જરા મહેરબાની કરી મને જંપવા દે!"

"સાહેબ પેલું આપણું જુનું મકાન છે, તેને વાસ્તે ઘરાક આવ્યું છે!"

"ઓહ યસ વેલ સેઈડ! જાઓ જાઓ તેને બજારભાવ જોઈ ફટકારી મારો!"

"નાઉ ડીઅર હવે મારે વાસ્તે મેનેજ કરશો?!"

"યસ, સ્યુઅરલી, સરટનલી! મારા હાથમા પૈસો આવે તો તરતજ તારે વાસ્તે ગોઠવણ કરૂં! મારી વ્હાલી મારે તારાથી શું વધારે છે?!"

" અરે બારીષ્ટરસાહેબ છો કે ? ! "

" અરે કોણ ખુશાલરાય ખીસ્કોલી ! આવો ! પધારો ! "

" કહો ભાભીસાહેબ, છો તો આનંદમાંને ? ! "

" હા. તમને જોઇને વધારે ! ? "

" કહો સાહેબ આજ શા વિચારમાં પડ્યા છો ! ? હમણાં જરા તમારી તબિયત દિવસે દિવસે લેવાતી જાય છે તેનું શું કારણ ? "

" આ તબિયતમાં ધંધાના કઢાપા ! આવકમાં સાઈફર ! લેણદારોનો ત્રાસ ! ! "

" એ તો સાહેબ સંસારમાં સદા થતું આવ્યું છે ! ઉંટને ઘાંઘડતાં પલાણવું જોઇએ. આની પાઘડી આને માથે અને આની પાઘડી આને માથે એ પ્રમાણે વ્યવહાર ચલાવવો જોઇએ. જમાનાના ઝપાટામાં બધાને ઝપાટો લગાવવો જોઇએ ! ! એવી નકામી ચિન્તા ન કરવી ! માથે પડી ભોગવી લઇએ ! ! દેવું કોને માથે હોય ! સ્ત્રીઓને માથે ન હોય ! મરદનેજ માથે હોય ! "

" જુઓ સાંભળો ! આ તમારા મિત્ર શું કહે છે ? ખુશાલરાયભાઈ ! આ તો દેવાથી અકળાઈ જાય છે અને આખો દિવસ ઘરમાં બધાને કડખાઉં કરે છે ! હું તો તેમનાથી થાકી. હમણાં થોડાક દિવસ વાસ્તે તમે અહીં રહેવા આવો; નહિ તો સાહેબનું હવે મગજ બગડી જશે ! !

" ખુશાલરાયભાઈ ! હવે હું તો ઘણોજ કંટાળ્યો છું ! ! આ ઇન્ડીઆમાં પગ દઈને કુલ બન્યો છું. જેટલા દિવસ

લન્ડનમાં રહ્યો ત્યાં સુધી આનંદ આનંદ અને આનંદ ! અહીં આવી હું તો બમણી પીડામાં પડયો છું ! ! મારા વિલાયતના ફ્રેન્ડોએ મને વિલાયતમાં રહેવાની ખાસ સૂચના કરી હતી; અરે મારા મેરેજને વાસ્તે પણ ત્યાં મેનેજમેન્ટ થઇ ચુકી હતી ! ! અરે સાહેબ ત્યાં જો મેરેજ થયાં હોત તો મેરેજ સાથે વારસો પણ મળત ! ! પણ કીસ્મતના યોગે પીરસેલી થાળી ઠેલી ઇન્ડીઆમાં આવ્યો; અને આ પદમણી સાહેબ સાથે પાનું પડયું ! ! ”

“ હવે સાંભળો ખુશાલરાય ભાઇ ! સાહેબને તો વિલાયતમાં રહેવું હતું; અને વિલાયતમાંજ પરણવું હતું, અરે પગથી તે માથા સુધી વિલાયતીજ બનવું હતું ! કહો હવે મારા જેવી નેટીવ સ્ત્રી અને તમારા જેવા નેટીવ ફ્રેન્ડ એમને શી રીતે ગમે ? હું તો હજુ પણ કહું છું કે સાહેબ વિલાયત પધારો ! ”

“ વેલ ડીયર હાલમાં જો મારી પાસે પૈસા હોય તો હું તરતજ વિલાયત જાઉં ! રીઅલી આ ઇન્ડીઆથી હું કંટાળી ગયો ! અરે તમારા જેવાથી તો પ્રભુ તોબા ! આ લાવો ને આ લાવો ! આ લાવો ને આ લાવો ! સાલો બધો વ્યાપારજ આખો દિવસ લાવવાનો ! માગણીનો તે કાંઇ છેડો છે ? ”

“ સાહેબ દુનિયામાં સ્ત્રીઓની તૃષ્ણાનો તે કાંઈ અંત હોય ? સ્ત્રી એ કોણ ? માયા, દેવી, લક્ષ્મી, ચંચળ જાત, વાતવાતમાં રીસાઇ જાય અને મરડાઈ જાય ! ”

“ યુ આર કવાઇટ રાઈટ માય ફ્રેન્ડ ! વાતે વાતે વ્હાલીને વાંધો પડે ! ઘડી ઘડીમાં થરડાય ને મરડાય ! મિનીટે મિનીટે

ખોટું લાગતાં વાર ન થાય!"

"સાહેબ જ્યારે આટલો બધો લૉનો અભ્યાસ કર્યો ત્યારે થોડા લેડીને રીઝવવાનો અભ્યાસ કરવો જોઇતો હતો ને? !"

"યસ રીઅલી રાઈટ! ઈટ ઈઝ માઈ ગ્રેટ મીસ્ટેક! હવે મારે પેપરમાં એક આરટીકલ આપવો છે કે કૉલેજીયનો, વકીલો બારીષ્ટરો અને દાક્તરોએ પોતાનો અભ્યાસ પૂરો કરી ડીગ્રી મેળવતાં સુધીમાં સ્ત્રીઓને પ્રસન્ન રાખવાની વ્યવહારિક વિદ્યાનો અભ્યાસ કરી લેવો; કારણ કે પરણ્યા પછી તેમના ઘરસંસારમાં રીસામણા મનામણાનો જ્યારે પ્રસંગ આવે ત્યારે તરતજ એક મિનીટમાં સ્ત્રીને રીઝાવી વશ કરી લેવાય! હાલમાં જો કોઈ ગટરકલાસ અરે ભૂલ્યો ભૂલ્યો હાઇકલાસ લીટરેચરનો પ્રૉફેસર અરે ફીલૉસૉફર એકાદ કલાક સારૂ નાઈટ સ્કુલ કાઢે તો મારા જેવા અભ્યાસીઓને ઘણોજ ફાયદો થાય! આ સાળુ વાતે વાતે ઉંહું....ઉંહું....ઉંહું એની કડાકુટ મટી જાય; અરે તરતજ ઉંહુંનું ઓસડ શરૂ કરો વ્હાલીને મનાવી લેવાય! પણ લાચાર! આ હિંદુ સંસારમાં બાળલગ્નોએ લવને પગમાંથી લૂલો કરી નાંખ્યો છે."

"બારીષ્ટરસાહેબ વિલાયતમાં તો મારા સમજવા પ્રમાણે લવની ઘણીજ સ્કુલો હોવી જોઇએ?"

"અરે ત્યાતો નેચરલી લવજ શિખાય છે! તમે ગમે તે વિદ્યાનો અભ્યાસ કરવા સારૂ વિલાયત જાઓ કે તરતજ શરૂઆતમાં લવનો સ્ટડી શિખવાની ફરજ પડે છે."

"ત્યારે તમે કેમ કહો છો કે મેં કાંઈ વિલાયતમાં લવ શિખવાનું સાધન ન જોયું!"

" અરે લવ શિખવાનું સાધન નહિ પણ લેડીને રીઝાવવાનું સાધન ન જોયું. વિલાયતમાં લવ શિખવાનાં સાધનો પાર વિનાનાં છે. આ દેશ કરતાં ત્યાં લવ અને લવરની ઘણીજ કીંમત છે! ત્યાં લેડી સાથેનો પ્રસંગ ઘણોજ આનંદી અને પ્રેમથી ભરપુર હોય છે. ત્યાંની લેડીઓમાં વાતે વાતે ઉંહું ઉંહુંનો ઘણોજ તિરસ્કાર હોય છે; અરે હિંદુસ્તાનમાં લવના મંદીરમાં પેઠા કે તરત ઉંહુંનો સત્કાર કરવો પડે છે. અહીં વાતે વાતે વ્હાલીને મનાવવી પડે છે અને ત્યાં વાતે વાતે લવરને મનાવવો પડે છે. વિલાયતમાં લેડીઓ કીડીઓની માફક ઉભરાઇ જાય છે અને આ દેશમાં લવરો કીડીઓની માફક ઉભરાઇ જાય છે. વિલાયતમાં લવરની કીંમત છે અને હિંદુસ્તાનમાં લેડીની કીંમત છે; અને એટલાજ સારૂ આ દેશમાં વિલાયત જઈ આવનાર સારૂ ઘણીજ સખત અને કડક ટીકાઓ થાય છે."

" કેમ જોયું ખુશાલરાયભાઇ! સાહેબનો કેટલો બધો ડીપ અનુભવ છે? તે કેવી રીતે તમને તથા મને વાતે વાતે ઉડાવે છે! બારીષ્ટર થયા એટલે જ્યાં ત્યાં બ્રીફથી વાત કરવી. ઘરમાં વાતે વાતે દલીલ કરી સ્ત્રીને પજવવી એ તેમનો સહજનો સ્વભાવ થઇ પડયો છે!"

" હશે ભાભીસાહેબ ઠંડાં પડો ઠંડાં! તમારા વાસ્તે સાહેબના મનમાં ઘણીજ ઉત્તમ લાગણી છે!"

" શું પત્થરની લાગણી છે? જો લાગણી હોય તો તરતજ મારી માગણી પૂરી ના કરે? હું ક્યારની એરીંગ એરીંગ કહી મરી જાઉં છું, પણ એમને જાણે કોણ સાંભળે છે!"

" ખુશાલરાય આ લેડી મારો જીવ ખાઇ ગઈ! તેને આટલું આટલું આપતાં પણ મારા વાસ્તે સારો વિચાર ધરાવતી નથી! એક બાજુ ઘરમાં કંકાસ! ઑફીસમાં ગુમાસ્તાનું પોગળ અને ધીંગાણું અને બહાર લેણદારોની પજવણી! હું તો આ ત્રણ બાબતથી ત્રાસી ગયો! કંટાળી ગયો! સાળુ લાવો લાવો ને લાવોજ લાવો! લાવવા સિવાય બીજી કાંઈ વાતજ નહિ. આ જરા ઘરમાં આવીને બેઠા કે તરતજ મને પેલું લાવી આપો અને મને ઓલ્યું લાવી આપો! લાવવા સિવાય બીજી કાંઇ વાતજ મળે નહિ! પ્રભુ પ્રભુ આ સ્ત્રીથી જુલમ જુલમ, તોબા તોબા!"

" જોયું ખુશાલરાયભાઈ કેટલું બધું ઈનસલ્ટ કરે છે! હુંજ જાતે ભલી છું કે આટલું બધું સહન કરી તેમના ઘરમાં પડી રહી છું; હું પણ ઈશ્વર પાસે માગું છું કે મારો હવે જલ્દીથી છુટકો કર! વિલાયતના ભભકામાં મોહી પડીને હુતો પસ્તાણી!"

" વેલ માય ડીઅર કપિલા હવે મને ક્ષમા કર! હું તારાથી હાર્યો!"

" અરે હાંહાં ભાભી સાહેબ અને બારીષ્ટરસાહેબ આમ વાતે વાતે બંને જણાં ચઢી ન જાઓ! શાન્ત થાઓ! ધીરાં પડો! એક ગરમ થાય કે તરતજ બીજાએ નરમ થવું જોઇએ!"

" ખુશાલરાય હું તો હવે એટલો બધો કંટાળી ગયો છું કે જો હવે આમને આમ લાંબો વખત ચાલશે તો મારી જીંદ-,

ગીનો છેડો આવી જશે ! સાલી આટલી બધી બઇરીની તાબેદારી ઉઠાવું છું છતાં પણ સ્વપ્નેય આનંદ અને સુખ મળતું નથી !"

"સાહેબ એ તો હોય! સુધારો, પોઝીશન અને એટીકેટના અભિનયમાં બધું ચાલ્યું જાય! સુધારામાં સ્ત્રીની કીંમત અને તાબેદારી ન થાય તો પછી થાય શેમાં ?!"

"અરે પણ દુનિયામાં દરેક બાબતની હદ હોવી જોઇએ!"

"આ જમાનામાં ફક્ત સુધારાને વાસ્તે હદ રહી શકતી નથી! જ્યાં સુધારાનું નામ આવ્યું કે તરતજ હદ દોઢ ગાઉ દૂર નાસી જાય છે!"

"જોયું ખુશાલરાયભાઇ ! તમારા બારીષ્ટરસાહેબ કેવા પ્રવીણ અને અંતરના ઉંડા છે! આટલી બધી નકામી લમણાફોડ કરે છે, પણ એમ નથી કહેતા કે જાઓ એરીંગ હું આણી આપીશ !"

"ઓહ માઇ ડીઅર લેડી ! એ તો હું કયારનો ભસી ચુકયો છું કે લાવી આપીશ !"

"નહિ મને પ્રોમીસ કરો કે હું એક વીકમાં લાવી આપીશ.

"ઑલરાઈટ માઇ સૉલ ! લે આ પ્રોમીસ ! મારા હાથમાં જેવા મની આવશે કે તરતજ હું તને એક વીકમાં એરીંગ આણી આપીશ !"

"અરે મની તો કાલ પરમ દિવસે આવશે, હમણાંજ તમે ગુમાસ્તાને પેલું જુનું ઘર વેચી મારવાનો હુકમ કર્યો તે ભૂલી ગયા !"

"ઓહ સોરી સોરી માઇ સ્વીટહાર્ટ ! હું તદ્દન ભૂલી ગયો ! મને માફ કર ! ચાલ જેવા મની આવશે કે તરતજ હું તારી આશા ફુલફીલ કરીશ ! પછી કાંઈ ?"

"હા....એક વાત રહી ગઈ છે સાંભળો ! જુઓ તમે મારૂં તમારા ફ્રેન્ડના દેખતાં સખત ઇન્સલ્ટ કર્યું છે તો તેને વાસ્તે તમે શું કરો છો ?!"

"યસ કવાઈટ રાઇટ ! હું તારી માફી માગુછું. મારી વ્હાલી હવેથી હું તારૂં કોઇ પણ દિવસ પ્રાઇવેટમાં કે પબ્લીકમાં જરા પણ ઇન્સલ્ટ નહિ કરૂં ! કેમ હવે પ્રસન્ન થઈને ?"

"યસ માઈ ડીઅર ! નાઉ આઇ એમ ગ્લેડ ! હા વ્હાલા હવે હું ખુશી થઈ !"

"શાહબાશ ! શાહબાશ ! શાહબાશ ! ધણીધણીઆણી રાજી તો ક્યા કરે મિયાં કાજી ! ચાલો ભાભીસાહેબ અને ભાઈસાહેબ બંને જણાં આનંદથી મનાયાં છે ! રીસામણી મનામણીનો પાઠ સારી રીતે ભજવાઈને આજ ખતમ થયો છે ! ભાભીસાહેબ કહો ના કહો પણ કાંઈ તમારામાં અજબ જાદુ છે ! ભારે મોહીની છે ! જે કોઇ તમને જુએ કે તરતજ તમારૂં થઈ જાય ! મારા સાહેબ તો બિચારા તમને જોઇને ગાંડા ને ઘેલા થઈ જાય છે હોં !"

"જુઓને ખુશાલરાયભાઈ ! તો પણ તમારાં ભાભીસાહેબને કાંઇ મારા વાસ્તે માન છે ?"

"નહિ સાહેબ ! મારાં ભાભીસાહેબ ! પણ તમને અંતરથી ખુબ ચ્હાય છે ! એતો સ્હેજ જરા ઉપરથી ગમ્મત કરે છે !"

"ત્યારે હું તેમને ક્યાં થોડું ચહાઉં છું! તે પણ મારૂં જીગર છે, કલેજું છે! અરે આંખની કીકી છે! મારા શરીરનું લોહી છે! અરે મારૂં ચૈતન્ય છે!"

"યસ નાઉ ધેર લાઇઝ ધી બ્યુટી! હવે બરાબર રંગ આવ્યો! સાહેબ હવે તમે કાંઈ પ્રેમના ગ્રંથ વાંચી રીસામણી મનામણીની વિદ્યા થોડી થોડી જાણો!"

"અરે મારા મિત્ર મી. ખુશાલરાય ખીસ્કોલી! હું તો હવે રાત દિવસ લવમાંજ ગુંથાએલો રહું છુ!"

* * * *

"જોઇ જોઇને સઘળું જોયું, ખત્તા ખાઇને ખૂબ જોયું;
ધન ખરચીને ઘણું જોયું, પ્રીત બાંધીને ચિત જોયું.
પણ સ્ત્રી વશ કરવાનું સાધન એક ન જોયું:—૦
નમી નમીને માન મેં ખોયું. કહ્યું કરી કરી જ્ઞાન મેં ખોયું.
જપી જાપ ભાન મેં ખોયું, રાખી કાચા કાન મેં ખોયું;
પણ સ્ત્રી વશ કરવાનું સાધન એક ન જોયું!!"

"અરે થેન્કસ થેન્કસ સાહેબ થેન્કસ છે તમને! તમે પણ એક અજબ પૂતળું છો!"

"અરે સાહેબ સાહેબ પેલો રૂસ્તમ ઈરાની ચાહના બીલ સારૂ ઘણીજ ધાંધલ કરે છે! મારો બેટો તમને અને મને છચોક ગાળો ભાંડે છે!"

"ઓહ માઈ ગૉડ પ્રભુ તોબા! આય અમદાવાદના બજારને વાસ્તે પ્રભુ તોબાહ! સાલા દુકાનદારને કાંઈ ધીરજ ન મળે! કેટલી બધી અધીરાઈ! દુકાનવાળા સરાફ અને ઘરાક માત્ર

દેવાળીઆ! શું શહેરનો ન્યાય છે! અરે દોસ્ત ખુશાલરાય કાંઈ આનો રસ્તો કાઢી આપો!"

."સાહેબ ગભરાઓ છો શા સારૂ? તેનો પણ ઉપાય છે! આપણી પાસે ન્યુફાઉન્ડલાન્ડ ડૉગ ટોમી છે; તેને ઑફીસના બારણા આગળ નીચે બાંધો! જેવો કોઇ લેણદાર ઘાંટા પાડી ઘુરકતો આવશે કે તરતજ ટોમી સાહેબ લોતીયું લઈ તેને વેલકમ કરશે. ડૉગને એવો કેળવીને તૈયાર કરો કે જે કોઇ માગનાર આવે અને જરા કાંઇ ગડબડ સડબડ કરે કે તરતજ ઘુઘવાટો કરી તેને ચોંટી પડે! કુતરાના કરડવાની બીકને લીધે દુકાનદારના ઉઘરાણીના ગુમાસ્તા દોઢ ગાઉ દૂર ભાગશે! અને તેમાંએ વાણીઆના દીકરા તો નવગજના નમસ્કાર કરી ચોપડા મૂકી મૂકી ભાગી જશે!"

"વાહવાહ દોસ્ત વાહવાહ તમે પણ ઠીક યુક્તિ બતાવી! અખતરો આબાદ શોધી કાઢયો! કહો વ્હાલી મિત્ર વિના આવું દુઃખ કોણ દૂર કરવાની સલાહ આપે?"

"હું તો તમને ઘણા વખતથી કહું છું કે ખુશાલરાયભાઈ જમાનાનું રમકડું છે! તમે બારીષ્ટર છો પણ એ તો બારીષ્ટરના પણ બારીષ્ટર છે! ખુશાલરાયભાઇ તમારે તો નવરાશના વખતમાં અહીંજ આવવું! મારા સમ છે તમારે તો જરૂર અહીં આવવું!"

"ઓહ યસ મી. ખીસ્કોલી, તમારે જરૂર આવવું. તમારા વિના અમારા ધણી ધણીઆણીના ઝગડા બીજું કોણ મટાડી શકે એમ છે?"

" જાઓ મેલચંદ તે ઈરાનીને ઑફીસમાં બેસાડો."

" તેનું કેટલું બીલ છે સાહેબ ? "

" અરે ફક્ત પચીશ રૂપીઆ ! "

" લે આ પચાશનું નોટ લઈ જા. તેને વટાવીને ઇરાનીનું બીલ ચુકવી પહોંચ લે અને બાકીના રૂપીઆ પાછા લાવ ! "

" અરે હાં હાં ખીસ્કોલી ! તમે મારા સારૂ આજે ભારે તકલીફ ઉઠાવી છે ! દોસ્ત આ જમાનામાં તારી કીંમત થાય તેમ નથી ! "

અરે એમાં શું છે ! મેં મારી ફરજ બજાવી છે ! પૈસા હાથમાં આવે ત્યારે આપજો કયાં નાસી જવાના છે ? "

" અરે વાહવાહ એ શું બોલ્યા ? હવે ઘોઈ તમારા પૈસા મારે આપવા જોઇએ ! "

" હ્યો સાહેબ હવે કાંઇ ફરવા ચાલશો ? જરા હવા ખાઇ દીલને બહેલાવશો ?

" હા હા ચાલો આજ તો કાંઈ હવા ખાઇ ખમ આનંદ કરીએ ! "

" વેલ ડીઅર ત્યારે આજ ગરમ ગરમ ભજીઆં એક બે ડીસ ભરીને બનાવી દે, એટલે જરા ટેસ આવે ! "

" જુઓ પાછો ઓરડર કર્યો ! તમે ના કહ્યું હોત તો પણ હું બનાવવાના વિચારમાં હતી ! અરે તમે મને છેક બેવકુફ ગમાર ગણો છો ? શું હું સુધારો સમજતી નથી ? "

" અરે તમે સદાને વાસ્તે શેઇમલેસ ક્રાચરજ રહ્યા ! ઓરડરલી કામ લેવામાંજ શું સુધારાનું લક્ષ્યબિંદુ સમાએલું

છે ? ! જાઓ આજ હું ભજીયાં કરવાની નથી ? "

"ઑલરાઈટ મારી વ્હાલી ! લાવ હુંજ આજે મારી થએલી ભૂલના દંડ તરીકે પ્રાઇમસનો સ્ટવ સળગાવી તૈયાર કરૂં ! "

"કહો ભાભીસાહેબ ! બારીષ્ટરસાહેબ કેટલા બધા નિખાલસ દીલના પ્રેમી છે ? તમારા ઉપર કેવો અનડૅાન્ટેડ લવ છે ! હોય એ તો ચાલ્યું જાય ! ફરગેટ અને ફરગીવ એ સૂત્ર સુધારામાં ખાસ કરીને રાખવું જોઇએ ! "

"હું કયાં ના કહું છું સાહેબ ! એમનો સ્વભાવ એવો તો ભૂલકણો છે કે ઘડી ઘડીમાં તે ભૂલી જાય છે. "

"વ્હાલી હવે હું નહિ ભૂલી જાઉં ! ! ચાલ તું કપડાં પહેરીને તૈયાર થા; એટલામાં હું જલ્દીથી ભજીઆં બનાવી લઉં ! "

"લાવો રહેવા દો ! હું બનાવી આપું છું ! ઠીક છે કે ખુશાલરાયભાઇ તો ઘરના માણસ છે; અરે એ તો આપણું અભ્યંતર છે; પણ કોઈ અજાણ્યું હોય તો તમારી ને મારી કીંમત કરે ! લ્યો હવે તમે ડ્રેસ પહેરી તૈયાર થાઓ; એટલામાં હું પણ પરવારી તૈયાર થઇ જાઉં ! "

"ઓહ થેન્ક યુ માઈ ડીઅર ! "

કપિલાગૌરી ભજીયાં બનાવવામાં ગુંથાણી ! ખુશાલરાય ખીસ્કોલી ઑફીસની રૂમમાં બાકીના રૂપીઆ લેવા ગયા; અને બારીષ્ટરસાહેબ પોતે હાથે શેવીંગ હજામત કરી ન્હાઈ ધોઈ તૈયાર થવા લાગ્યા. કપિલા ભજીયાં તૈયાર કરી પોતાનો મન-

મોહક અને ફેન્સી ડ્રેસ સજવા લાગી. આજરોજ તે કાંઈ હમેશના કરતાં નવાજ રંગમાં હતી. તેની આંખમાં આજના પ્રસંગનો રંગ કાંઈ ઓર તરેહનોજ જામી ગયો હતો. ખુશાલરાયને વાસ્તે તેના હૃદયમાં આજે કાંઇ અવનવો ઉમળકો પેદા થયો હતો. પ્રસંગોપાત ખુશાલરાય, બારીષ્ટરસાહેબ પાસે આવતો જતો હતો અને કપિલા સાથે પણ ઘણી છુટથી વાતચીત કરી આનંદ મેળવતો હતો. કપિલા જો કે અવળચંડી અરે સુધારામાં છકેલી અને ફેશનમાં તણાએલી હતી; પણ એકદમ સાહસિક મનોવેગવાળી નહોતી. તે એકદમ કોઇને દીલ આપે તેવી નહોતી; તેમ સામા માણસ સાથે એકદમ છુટથી વરતતાં અચકાય તેમ હતી. તેના મનનો મેલ એકદમ ટળી શકે તેમ નહિ હોવાથી ઘણી ઘણીવાર બારીષ્ટરસાહેબ અને ખુશાલરાય બંને જણા પુષ્કળ પ્રયત્ન કરી કરી મથતા હતા, પણ તે એકની બે થતી નહોતી. જ્યારે તેનું મન માનતું હતું ત્યારેજ તે આનંદથી બોલતી ચાલતી હતી; નહિ તો ગંભીર મુખમુદ્રા રાખી ઘણીક વાર અણગમો બતાવી ચલાવતી હતી. આજરોજ તે ખુશાલરાય ઉપર ઘણીજ મોહ પામી હતી. તેને હૃદય રાગથી રંગાતી હતી. એકાએક અણચિંતવ્યું તેનું મન ખુશાલરાયના દીલમાં પરોવાયું હતું; દિવસે દિવસે જમાનાના બળે લુખા થતા બારીષ્ટરસાહેબ ઉપરથી તેની પ્રીતિ ઓછી થતી હતી. બારીષ્ટરસાહેબ પણ કપિલાની અવળચંડી ટેવથી ઘણીવાર કંટાળી જતા હતા; પણ મને ક મને કરીને તે મનાતી હતી ત્યાં સુધી મનાવવાનો પ્રયત્ન કરી પોતાનો

ઘરસંસાર ચલાવી લેતા હતા. તેમના દીલનો કલેશ એકદમ બહાર પડી શકતો નહોતો. ખુશાલરાય સિવાય બીજું કોઇ બંને જણાંના હૃદયનું અભ્યાસી નહોતું. આજે બારીષ્ટરસાહેબના હાલ હવાલથી અને ખુશાલરાયના ઉદાર હાથની સહાયતાથી કપિલાના મન ઉપર ઘણીજ અસર થઈ હતી. ખુશાલરાય જેવા સ્નેહી અને સહાયક ગૃહસ્થ સાથે જો કાંઇ દીલની ગુંથણી ગુંથી હોય તો વખત આવે અંતરની ભાવના પાર પડી શકે; અને કોક દિવસે બગડતી બાજી સુધરી શકે, એવા હેતુથી તે ખુશાલરાય પ્રત્યે સ્નેહ ભરી દ્રષ્ટિથી જોતી હતી. અત્યારે પૂરા આનંદના વેગથી અને પ્રેમના સતત તરંગથી ખુશાલરાય સાથે ફરવા જવા તૈયાર થઈ હતી. એકદમ તે ઉમંગમાં આવી ઝટપટ ડ્રેસ પહેરી તૈયાર થઇ ગઇ, અને ટેબલ પર ભજીઆંની ડીસો ગોઠવી ખુશાલરાયભાઈને બોલાવવા લાગી; ખુશાલરાય પણ બાકીના રૂપીઆ લઈ એક ગુમાસ્તાને ચીઠ્ઠી લખી આપી પોતાના સ્નેહીની ઘ્રુમગાડી મંગાવી ઝટ દીવાનખાનામાં આવ્યા. બારીષ્ટરસાહેબ પણ પૂરતા લેબાશમાં બણીઠણી ટેબલ આગળ આવીને બેઠા; ત્રણે જણાં હળીમળી આનંદથી નાસ્તો કરી પાન સોપારી ખાઈ ઘ્રુમગાડીની રાહ જોવા લાગ્યાં; બારીષ્ટરસાહેબ ચીરૂટ સળગાવી ધુમાડા ઉપર ધુમાડા કાઢતા વિચાર તરંગમાં ડુબવા લાગ્યા; કપિલા પંખાથી પવન ઉરાડતી ખુશાલરાયને રીઝવવા લાગી; ખુશાલરાય પણ કપિલાના આજના અલૌકીક પ્રેમતરંગમાં પડી ઝુલવા લાગ્યો. તેના મનમાં પણ કપિલાને વાસ્તે કાંક પ્રેમ ભરી લાગણી થઈ આવી; એકંદર રીતે બંને જણાંનાં ચક્ષુમાં

વિકારી પ્રેમ-ભાવનાની કામના તરવા લાગી ! બારીષ્ટરસાહેબ આ બંનેના નવિન રાગ તથા હૃદયદાવની ભાવનામાં ભૂલા પડી ભટકવા લાગ્યા; કપિલા થનક થનક પ્રેમમાં મસ્ત બની નાચવા લાગી; અને દરેક રીતે ખુશાલરાયને મોહથી મનાવવા લાગી; આ પ્રમાણે ભીતર ભાવનાની મસ્તીમાં તલ્લીન બનેલાં સ્નેહી હૃદયોને બ્રુમના સૂચનથી મુનિમે પ્રેમ કિનારેથી ઉઠાડયાં; અર્થાત્ દરેક જણ તૈયાર થઈ બ્રુમમાં બેસી એલીસબ્રીજ તરફ ફરવા ગયાં. ગાડી ઝડપબંધ બજારમાં જવા લાગી; અને જોત. જોતામાં રસ્તો કાપી ભદ્ર નજીકના બાગ આગળ આવી; એટલામાં બારીષ્ટરસાહેબના એક મુંબાઈના સ્નેહી વકીલ મી. આથવલેએ બૂમ પાડી ગાડી ઉભી રખાવી !

"ઓહોહો મી. આથવલે તમે અહીં કયાંથી ?"

"હું ગઈ કાલનો અહીં છું, આવતી કાલ સાંજે બોમ્બે જનાર છું. તમારા ભણી આવવા નીકળ્યો હતો; એટલામાં રસ્તામાંજ તમારો મેળાપ થયો ! લ્યો ચાલો હવે ગાડીમાંથી નીચે ઉતરો !"

"અરે ત્યારે આપજ અમારી સાથે પધારો, ચાલો ફરવા જઇ જલ્દીથી ઘેર જઈશું !"

"અરે તમેજ જરા તસ્દી લઇને ભદ્રમાં મારા સ્નેહી મિત્ર ખાપરડેને ત્યાં ચાલો ! એક અગત્યનો મુકરદમો છે; તેમાં તમારી સલાહની ખાસ જરૂર છે. મારાથી હાલમાં અહીં રોકાઈ શકાય તેમ નથી. તમે એ કેસ હાથમાં લઇ અહીં ચલાવો. મારે તમને અને ખાપરડેને ભેગા કરવાની ખાસ જરૂર છે; માટે ચાલો !"

" વેલ મી. ખુશાલરાય કેમ કરીશું ? "

" ઠીક ત્યારે ચાલો તમે બંને જણા બેસી જાઓ. ભદ્રમાં તમને ઉતારી દઇએ. તમે વકીલસાહેબ સાથે મળી મુકરદમો સમજી જાઓ અને અમે પુલ ઉપર આંટો મારી ઘર ભણી વિદાય થઇશું ! "

" ઑલરાઈટ ત્યારે ચાલો ! "

એકદમ ગાડી ભદ્રમાં મારી મૂકી; બારીષ્ટરસાહેબ અને વકીલસાહેબને ખાપરડેને ત્યાં ઉતારી દીધા; અને ત્યાંથી બ્રુમ-ગાડી પરબારી એલીસબ્રીજ તરફ હંકાવી ! કપિલા અત્યારનો કુદરતી રસમય પ્રસંગ મળ્યો જોઈ અંતરમાં હરખાવા લાગી; ખુશાલરાય પણ અનુસરનો પ્રસંગ મળવાથી મનમાં મલકાવા લાગ્યો !

" કહો ભાભીસાહેબ તબિયત તો મઝામાં છેને ? "

" તમારી આટલી બધી પ્રેમ-ભરી લાગણીને વાસ્તે હું આપનો જેટલો ઉપકાર માનું તેટલો થોડો છે ! "

" બોલો હવે એલીસબ્રીજ પરથી ક્યાં ફરવા જઈશું ? "

" તમારી ધ્યાનમાં આવે ત્યાં; હું અત્યારે આપને આધીન છું ! "

" ઑલરાઈટ ત્યારે કાંકરીયા ભણી ગાડી ચલાવરાવું ? "

" હા. મારી ના નથી. "

" અરે રામા ! "

" જી ! "

" ગાડી ચંડોળા તળાવને રસ્તે થઈ કાંકરીયા ભણી

ચલાવ !"

"બહુ સારૂ સાહેબ !"

ગાડી ફુલ સ્પીડમાં આસ્તોડીઆ દરવાજા ભણીની સડક પર ચાલવા લાગી ! ખુશાલરાય મુંછમાં ઝીણું ઝીણું હસતો હસતો કપિલાના પ્રેમભાવ આડકતરી રીતે જોવા લાગ્યો. કપિલા પણ કાંક પ્રેમની મારી શરમાતી શરમાતી અને લજવાતી લજવાતી જરા જરા ગભરાવા લાગી; આ વખતે શું બોલવું, કેમ ચાલવું અને શું કરવું તેની કાંઈ સૂજ પડી નહિ. એકદમ ઉંડા વિચારમાં ઉતરી ગંભીર બની અંગુઠાથી બ્રુમગાડીની જમીન ખોતરતી ખોતરતી તે મૌન ધારણ કરી બેસી રહી; વખત પણ સંધ્યાનો નજીક આવવા લાગ્યો; ધીમે ધીમે ચોગરદમ અંધારૂ થવા લાગ્યું; ગાડી દરવાજો મૂકી ચંડોળાના એકાન્ત રસ્તાની સડક પર થઇ ચાલવા લાગી; ખુશાલરાયે હવે તકનો લાભ લેવા શરૂ કર્યો; કપિલાને સારી રીતે પ્રેમમાં તન્મય બનેલી જોઇ તેણે કપિલાના ગળામાં હાથ નાંખી પ્રેમથી સારી રીતે પોતાની છાતી સરસી દાબી; અને તેનું મુખ પોતાના હાથથી પરાણે ઉંચું કરી તેના ગુલાબી ગાલ પર પ્રેમનું ચુંબન કર્યું ! ચુંબન કરતાંની સાથે કપિલાના હ્રદયમાં પ્રેમનો ચમકાર થયો; અને આખુ અંગ પુલકાયમાન થઈ ગયું. કપિલા પણ ખુશાલરાયના કંઠે આલિંગન કરી વેલડી સમાન બાઝી રહી. થોડીક વાર સુધી ખુશાલરાયે તેને ઘણાજ હેતથી દાબી દાબી ચુંબન ઉપર ચુંબન કરી અકળાવી દીધી; છેવટે પોતે પ્રેમમાં છે એમ ભાન આવવાથી વિનયની મર્યાદામાં આવી પ્રેમથી તેને વાણીવિનોદના

વિનાનો કરી દીધો. "

"મારા મનહર મોહન, મારૂં પણ મન તમે આજે ચોરી લીધું !"

"કહો રસિકા હવે આપણે અહીં બેસીશું કે ઘેર ચાલીશું ? જુઓ રજની પણ પૂર બહારમાં વ્યાપી રહી છે."

"હા હવે આપણે ઘેર જવુંજ જોઈએ. વખત પણ ઘણોજ વિત્યો છે !"

"વ્હાલી વ્હાલનાં વિતકણું એવાંજ હોય ! આજ તો અલબેલી તમે મને ખૂબ બાંધી લીધો, સાંધી લીધો અને રૂંધી લીધો !"

"રસિક અન્યો અન્યની ગતિ સરખીજ છે. પ્રેમ ઉભયપક્ષે સરખીજ અસર કરે છે !"

"તો ચાલો ચિત્તહર ચતુરા હવે ચાલીએ !"

"ત્યારે ચતુર ચાલો !" કપિલા અને ખુશાલરાય મંદ મંદ પગલાં ભરતાં નગીનાવાડી વટાવતાં વટાવતાં બ્રુમગાડીમાં બેઠાં; રામાએ પણ વખત વિચારી બ્રુમને મારી મૂકી ! શ્રીમંત ગૃહસ્થોના કોચમેનો પણ જમાનાના સારી રીતે ખાધેલા હોય છે. તેઓ હૃદયના ખરેખરા પરીક્ષક હોય છે; કાને સાંભળેલી વાત પેટમાં રાખી શકે છે; અને આંખે દીઠેલા રંગ હૃદયમાં છુપાવી શકે છે. તેઓની ધારણા ફક્ત પેટ ભરવાનીજ હોય છે. હરકોઈ રસ્તે પૈસો કમાવો એજ તેમનો હેતુ હોય છે. શ્રીમંતોના ઉછરતા યુવકો અને યુવતીઓની તેઓ સારી રીતે મરજી સાચવી જાણે છે. એકજ કુટુંબમાં નોકરી કરી અનેક જણાની પ્રસન્નતા

મેળવી શકે છે. મા, બાપ, ભાઈ, બ્હેન, શેઠ અને શેઠાણી દરેકના નોખા નોખા રસ્તા પ્રમાણે નોખી નોખી રીતે નોખ રાખી જાણે છે. દરેકની વાત દીલમાં દબાવી રાખે છે. તેઓ કેવા દીલના છે તેની સામાને ખબર પડવા દેતા નથી. દારૂડીઆ જોડે દારૂડીઆ થાય છે; ઘરડા જોડે ઘરડા થાય છે, નાના જોડે નાના થાય છે, અને ઉદ્ધત જોડે ઉદ્ધત થાય છે; પણ દરેકની મસ્તી મગજમાં સમાવી શકે છે. જ્યારે પાપ આપોઆપ પ્રગટ થાય છે ત્યારેજ દરેક પ્રકારની મસ્તીના ઘોટાળા બહાર પડે છે; નહિ તો વરસોનાં વરસો સુધી શ્રીમંત કુટુંબોમાં અનીતિના અખાડા ચાલ્યાજ કરે છે; તેમ આપણો કોચમેન રામો પણ અત્યારે વખતને વિચારી બ્રુમ સપાટાબંધ હંકારી બારીષ્ટરસાહેબના ઘર આગળ આવ્યો અને બંને જણાંને ઉતારી તરતજ બ્રુમને ડેલામાં દાખલ કરી ઘોડા છોડીને ચાકરી કરવા મંડી પડયો. રામાને જતી વખતે ખુશાલરાયે એક દશ રૂપીઆની નોટ હાથમાં મૂકી દીધી. નમન કરી રામાએ નોટ ખીસ્સામાં ઘાલી; આંખ મારી હસીખુશીથી વિદાયગીરી લઇ રસ્તે પડી ગયો. ખુશાલરાય અને કપિલા બંને જણાં વિકારમાં છલકાતાં છલકાતાં દીવાનખાનામાં આવ્યાં; એક આરામચેર પર ખુશાલરાય પડયો, અને કપિલા તરતજ તેની પ્રાઇવેટ રૂમમાં ડ્રેસ બદલી સાદા આછા અને ઘણાજ મોહક પોશાકમાં સજ થઈ પંખો હલાવતી હલાવતી ખુશાલરાય પાસે આવી; અન્યોઅન્ય મંદ મંદ હાસ્યે નચાવતાં નયને અને ઉછળતા હ્રદયે સ્નેહ રાગમાં પુલકાયમાન થવા લાગ્યાં. હ્રદય સાહસ કરવાને ઉશ્કેરાઈ ગયાં પણ નયન આમન્યા અને શરમના શેર-

ડામાં પડી ગયાં; અર્થાત્ એક બીજાએ શું કરવું તેના વિચારમાં પડી ગયાં; ખુશાલરાય તખતનો વિચાર કરી સાહસ ન કરવું એવું હૃદયમાં ધારી ધીમે ધીમે વિકારને દબાવવા લાગ્યો. કપિલા સ્નેહરાગમાં ઘણીજ આગળ વધી ખુશાલરાયને પ્રેમમાં તન્મય કરી તેના હૃદયની અધિકારી થવા સારૂ પ્રયત્ન કરવા લાગી. અવિચારી અબળા એકદમ પ્રબળા થવા લાગી; ભિરૂતાનો એકાએક ત્યાગ કરી સાહસમાં દોડવા લાગી!

" ત્યો ભાભીસાહેબ હવે હું રજા લઇશ ! "

" અરે સાહેબ બે ઘડી તો બેસો ! આપે આજે ઘણીજ તસ્દી લીધી છે ! "

" તેમ તમે પણ મારા હૃદયના પ્રેમની કદર કરી મને કૃતાર્થ કર્યો છે ! મનમોહની તમારા હૃદયની ઉદારતાને વાસ્તે હું તમારો ઘણોજ ઓશીંગણ છું ! "

" સાહેબ હું ભોળી છું ! બાળા છું ! મને બધું સારૂં સારૂં અને સુંદર લાગે છે ! તમારી સારાશમાં અને સુંદરતામાં હું મુગ્ધ થઈ ગઈ છું ! "

" ભાભી હવે બહુ થયું ! મને રજા આપો ! "

" અરે બળ્યું બેસોને ! જવાય છે ! આમ ઉતાવળ શું કરો છો ! તમારા મિત્ર આવે એટલે ખુશીથી જજો ! "

" આજે તેમનું કાંઈ મનાય નહિ, મુકરદમાનું કામ એટલે કાંઈ અનુમાન ન થઈ શકે ! બે પૈસા પેદા કરવાનો અત્યારે સમય છે; એટલે બારીષ્ટરસાહેબ વધુ રોકાય તો ના પાડી શકાય નહિ ! "

" સાહેબ આજનો પ્રસંગજ કાંઇ ઓર છે ! "

" હા, તેમાંયે તમારા હૃદયનો રંગ પણ કાંઇ વધુ ઓર છે. "

" મારા વ્હાલા આજે તમારી અને મારી કીંમત થઇ. હૃદયભાવનાની અલૌકીક કસોટી થઇ ! "

" ભાભીસાહેબ, આજે મેં તમને સારી રીતે ઓળખ્યાં ! "

" ત્યારે સાહેબ ! મેં પણ આપને અધિક રીતે ઓળખ્યા ! "

" અલબેલી તને તો આજે મેં અંતરમાં સજ્જડ રીતે જડી લીધી ! "

" અલબેલા મેં પણ તમને હૃદયમાં મઢી લીધા ! "

" તો વ્હાલી હવે ભવિષ્યમાં ઘણોજ આનંદ થશે ! "

" હા....મારૂં મન પણ સાક્ષી પૂરે છે કે હવે મારૂં અંતર દુઃખ દૂર થઇ જશે ! "

" ચાલો આનંદની વાત પણ મને હવે જવા દો ! "

" અરે આમ જઉં જઉં શું કરો છો ? "

" ના હવે મારે જવુંજ જોઇએ ! "

" બસ ત્યારે જશોજ ! "

" હા. "

" અરે આમ તલસાવીનેજ જશો ! "

" લાચાર ! જવુંજ પડશે ! "

" અરે પણ વ્હાલા જવાય છે !" આ પ્રમાણે કહી કપિલા પ્રેમમાં ઉન્મત્ત બની ખુશાલરાયની કોટે બાઝી પડી; ખુશાલરાયે

પણ તેના પ્રેમનો સત્કાર કરી તેને ચુંબન પર ચુંબન કરી વધાવી લીધી. પ્રેમથી ગદગદીત થઇ સ્નેહથી ખુબ દબાવી સમજાવવા માંડી !

" વ્હાલી હજુ પ્રેમની શરૂઆત છે ! અધિક સાહસ અણુગમો ઉત્પન્ન કરાવે છે. "

" મને હવે તમારા વિના ઘડી પણ નહિ ગમે ! "

" મનને શાંત કરો. વિહ્વળ ન બનો ! "

" હા પણ તે મારા અધિકારમાં નથી. જેની સત્તા તમારા પર અને મારા પર અત્યારે ચાલી રહી છે તેણે મને પરવશ બનાવી દીધી છે ! જવાય છે ચાલો કૉચ પર તો બેસો ! હું પાન કરી આપું ! ખાઇને પછી જાઓ ! "

" પ્રિયે હવે પાનથી શું અધિક છે ! "

" તો પણ ખાતા જાઓ, ચાલો આવો મારા સમ તમને ! " કહી બળ કરી પરાણે કપિલા ખુશાલરાયનો હાથ ઝાલી તાણી ગઇ; અને દીવાનખાનાનો જ્યાં પલંગ હતો ત્યાં સુધી સરજોરી કરી ઘસડી ગઇ અને કૉચ પર ખુશાલરાયને બેસાડી પોતે ટેબલ પર પેટી મુકી પાન કરવા બેઠી !

" ભાભીસાહેબ તમારો પ્રેમ મારા ઉપર તો કાંઈ અલૌકીકજ છે. જેમ જેમ વખત જાય છે તેમ તેમ તેની ખૂબીનું કાંઇ નવું ને નવુંજ દર્શન થાય છે ! "

" સાહેબને ક્યાં પરવા છે ? આટલું આટલું ખોળા પાથરી પાથરીને વિનવું છું છતાં પણ બે ઘડી બેસતા નથી, એ દુઃખ કોને કહેવું ! "

" હચો હવે પાન લાવો! રૂશણામાં રાત ઘણી ગઇ! હૃદય પ્રીતિથી રંગાઈ ગયું! હવે તો જવા દો!"

" ચાલો આજ તો પાન હું મારા હાથ થકી તમારા મોંમાં મૂકીશ! કહી કપિલાએ ખુશાલરાયના મોંમા પાનની બીડી મૂકી દીધી; અને પોતે કંઠે બાઝી ખૂબ બળ કરી ખુશાલરાયને પ્રેમના માર્ગમાં ઉશ્કેરવા લાગી; ખુશાલરાય પણ જમાનાનો ખાધેલો હતો: તેથી એકદમ છુટનો લાભ લેવાનું મોકુફ રાખી કપિલાને પ્રેમ તરંગમાં ચઢાવી ફોસલાવવા ખાતર તેના મુખમાં પોતાનું ચાવેલું અરધું પાન અધર સાથે અધર અડાડી મૂકી દીધું અને તેને જતાં જતાં એક ચુંબન કરી પરાણે હાથ ઝાલી પ્રેમથી પટાવતો પટાવતો દીવાનખાનાની બહાર આવ્યો; અને પોતે નીસરણીનાં પગથીઆં ઉપર પગ રાખી તેનો હાથ હાથમાં ઝાલી કહેવા લાગ્યો–"

" ભાભીસાહેબ માફ કરજો! હાલમાં હું જાઉં છું!"

" વાહ....વાહ....સાહેબ મને છળ કરી છેતરીને જાઓ છો!!"

" હચો વ્હાલી હવે રજા લઇશ!" કહી હાથ પર જતાં જતાં ચુંબન કરી નિસરણી ઉતરવા લાગ્યો; એટલામાં અચાનક અને એકદમ સુંદરલાલ બારીષ્ટરસાહેબ પાછલા હૉલનું બારણું ધકેલી દીવાનખાનામાં આવ્યા! કપિલાએ તરતજ બારીષ્ટર સાહેબને જોઇ વાલનો રંગ એકદમ ફેરવી નાંખ્યો!

" હચો ખુશાલભાઈ આ તો તમારા સાહેબ એકદમ પાછલા હૉલમાંથી આવ્યા; હવે આમ ક્યાં નાસીને જશો!"

" ઓહ માઇ લવ હજુ સુધી તું જાગે છે ! અરે મિત્ર ખુશાલરાય હજી સુધી તમે ઘેર નથી ગયા ? ! "

" સાહેબ ભાભીસાહેબ અહીંથી જવા દે ત્યારેને હું જાઉં ! એ તો જક લઇને મારી પાછળ મંડયાં છે કે તમારા સાહેબ આવે ત્યાં સુધી બેસો ને પછીથી સાથે જમીને ઘેર જાઓ ! એકલા જવાય નહિ; તમારા સાહેબ હમણાંજ તમને મળવા અધીરા બની આવશે ! "

" યસ માઈ ડીયર કવાઇટ રાઇટ યુ આર ! તું મારા હૃદયની વાત ખરેખરી રીતે જાણી ગઇ છું. મિત્ર ખુશાલરાય સાલ્લો પ્રસંગ એવો અચિંતો બન્યો કે મારે એકાએક તમને છોડીને જવું પડયું. માફ કરજો મિત્ર મારાથી એટીકેટનો ભંગ થયો છે. હું તમને ઘણો ધન્યવાદ આપું છું કે તમે અત્યાર સુધી મારા ઘરમાં રહી તમારા પવિત્ર પ્રેમની મને ખાતરી આપી છે. માઈ ડીઅર કપિલા તારો પણ હું ઉપકાર માનું છું કે તેં પણ સુધારાની પોઝીશન સારી રીતે જાળવી રાખી છે. મારા મિત્રને પરાણે પરાણે મારા આવતાં સુધી રોકી રાખ્યા છે. ખરેખર ફ્રેન્ડ મી. ખીસ્કોલી આજ તો આપણે બધાંએ સાથે જમીને આનંદ કરવો જોઈએ. તમે આજે મારા ઉપર ઘણો ઉપકાર કીધો છે. રૂસ્તમ ઇરાનીના જાલિમ દુઃખમાંથી મને મુક્ત કર્યો છે ! એ બધો ધન્યવાદ તમને અને આ માઈ ડીઅર કપિલાને ઘટે છે ! "

" બારીષ્ટરસાહેબ ! ખરો ધન્યવાદ તો આ મારી વ્હાલી ભાભીસાહેબને ઘટે છે ! તમારી ગેરહાજરીમાં એમણે મને

ઘણુંજ માન આપ્યું છે અને તમારા પ્રેમની જરા પણ ન્યુનતા આવવા દીધી નથી. સુધારો, પોઝીશન અને એટીકેટ તે ઘણીજ સારી રીતે સમજે છે!"

"ઓહ યસ તે હું પણ ખુશીથી કબુલ કરૂં છું!"

"હ્યો ફ્રેન્ડ ચાલો હવે આપણે જમી લઇએ!"

"એમ! જમ્યા વગર નહિજ ચાલે!"

"ના સાહેબ નહિજ ચાલે?"

"ઠીક ત્યારે ભાભીસાહેબનું કાંઈ અપમાન થાય?"

"હ્યો ચાલો ટેબલપર બેસીએ, રાત ઘણીજ ગઇ છે!"

"ચાલો તમને ના પડાય"

"માઈ ડીઅર ખુશાલરાય, એ ફ્રેન્ડ ઇન નીડ ઇઝ ફ્રેન્ડ ઇન્ડીડ! જે હૃદય પારખી હૃદયને સાચવી રાખે તેજ હૃદયનો જાણ સન્મિત્ર કહેવાય! આજે મારો આનંદ માતો નથી. મારા દોસ્ત ખુશાલરાય તમે આજે મને નવું જીવન અને નવો ઉત્સાહ આપ્યો છે!"

"મેં મારી ફરજ બજાવી છે. સારા માણસો હંમેશાં બીજાને સારા જુએ છે!"

"ડીઅર કપિલા તેં પણ આજે મારૂ ઘણુંજ માન રાખ્યું છે!"

"સાહેબ, ભાભીસાહેબ એતો તમારા ઘરનું એક રત્ન છે, શૃંગાર છે! સુધારાનો સાર છે!"

"યસ કવાઈટ રાઇટ હંમેશાં ફેશનમાંજ મારી વ્હાલીનો વિલાસ છે!"

આ પ્રમાણે વાતચીત કરતાં કપિલા, ખુશાલરાય અને બારીષ્ટર સાહેબ ટેબલ પર ખાવા પીવાની મોજ મારવા લાગ્યાં. વ્હાલા વાંચકો આતે "ફૅશનમાં વ્હાલીનો વિલાસ કે લેશનમાં લક્ષ્મી અને નીતિ ખલાસ !"

# પ્રકરણ ૪ થું.

## સુધારાની સલ્લા' કે ફેશનની બલા ?

દોહરો.

આલમથી અતડી રહી, ભભકે ફરે ભણેલ,
પગ પૃથ્વી પર ના ધરે, ઉરે ગુમાન ભરેલ.

જગતમાં જ્યાં સુધી સ્વાર્થ હોય છે, ત્યાં સુધીજ વળગ્યા રહેવાનો ક્ષુદ્રજનોનો સ્વભાવ છે. કાગડાને શ્રાદ્ધપક્ષમાં ખીર ને રોટલી મળે છે, ત્યારે ચોગરદમથી એકઠા થઈ વીંટાઇ વળે છે. પણ શ્રાદ્ધપક્ષ જતાં તેઓ દૃષ્ટિએ પડતા નથી; એવી રીતે અસ્ત સમય થતાં અને પડતીના પ્રસંગે સ્વાર્થીજનો એકદમ અચાનક અલોપ અને અદૃશ્ય થઇ જાય છે.

સટ્ટા વધ્યા ફટ્ટા વધ્યા હટ્ટા થયા જન વાયદે,
બંધન તુટ્યાં, ફંધન તુટ્યાં નરનારી છુટાં કાયદે;
કાળે ફરી અદલાટને કાળે નવલ ધારા રચ્યા,
કાળે વરે વિધવા પુનર કરવા મદદ મોટા મચ્યા.

સુવર્ણ જોઇને ચોરીનો ભય ન રાખે, યુવાન સ્ત્રી જોઇને લજ્જાનો ભય ન રાખે, મિષ્ટાન્ન જોઇને અજીર્ણનો ભય ન રાખે, અને સંસારના મોહક વિષયો જોઇને મરણનો ભય ન

રાખે તો અંતે હાનીજ થાય છે. નદીનો પ્રવાહ હુંમેશાં ઢળતી જગો તરફજ વહે છે, અને જેમ ઢોળાવ વધારે તેમ તેનો વેગ વૃદ્ધિ પામે છે, તેની પેઠે મનોવૃત્તિ રૂપી સરિતા પણ નીચાં કાર્યોમાં ઉતાવળથી ગતિ કરે છે.

* * * *

સહુ ધરનાનાં મન ચોરાયે, ગમે ન કોઈનું બોલ્યું કાન;
સુધાસમ શિખામણ દેતાં લાગે કડવી ઝેર સમાન
સંપ તણો સંહાર કરીને કરવાં સુઝે છે તોફાન,
અનુભવી અક્કલથી જાણો પડતીનાં છે એજ નિશાનઃ—૦
ઉંઘ આળસના વધે પોટલા, બે દરકારી ઝાઝી થાય,
નિંદા કરવી ગમે જગતની ગાણાં બિભત્સ મુખથી ગાય;
અપશબ્દોના બોજ વાળે વચનો રૂપી દે જે ડામ;
આંખ ઉઘાડી નાની જાણો પડતીનાં છે એજ નિશાનઃ—૦
ધંધો કરવો કંઈ નહિ સૂઝે, દે ડાંપણ વિસારી જ્ઞાન,
ખાવા પીવા ઉડાવવાને દોરાયે દુર્ગુણમાં ધ્યાન;
છીનાળાં કરવાં સૂઝે છે આખર બનવાને હેરાન,
સહુ સજ્જનને કહું છું સાચું પડતીનાં છે એજ નિશાનઃ—૦
સદ્ વિચારો મનમાં ના'વે જન હિતકારી કરવા કામ,
થઇ નવરા ને ગણ્યા કરે છે જ્યાં ત્યાં જઇને જે તે ધામ.
મગરૂરી મનમાં બહુ લાવે ગણે ન મનથી કો ગુણવાન,
ચતુર ચેતો ચિત્તમાં નિત્યે પડતીનાં છે એજ નિશાનઃ—૦
ઘર નારી ઘરમાં હોય રૂડી તદપિ રાખે લુચ્ચી રાંડ,
નર્ક દ્વારમાં લઈ જનારી લુંટારી ધુતી જગ દાંડ

મનથી જાણે તદપિ રાખે બોળીને નિજ કુળનું નામ,
અવલોકન કરશો કોવિદ મન પડતીનાં છે એજ નિશાન:—૦

* * * *

" જમાનો વહી ગયો જૂનો અરે ફૅશન વિના સૂનો:
અમારો શૉખ પ્યારો છે અમારો એ સુધારો છે.
ભલે ઘરમાં નથી ખાવા ભલે બાપા બને બાવા;
નવિન પોશાક પ્યારો છે અમારો એ સુધારો છે.
ગમે ના ઘર માંહી ખાવું સદા હૉટલ વિષે જાવું;
તહાંનો સ્વાદ સારો છે અમારો એ સુધારો છે.
અહાહા બ્રાન્ડી ને બીડી અમારી સ્વર્ગની સીડી:
પીએ ના તે ગમારો છે અમારો એ સુધારો છે.
અમે તો પ્યારમાં ઘેલા ચતુરાના બન્યા ચેલા:
ગુરૂજી એ અમારો છે અમારો એ સુધારો છે
ગમે તે જ્ઞાતિનું ખાવું અરે એઠું જૂઠું કેવું;
ખરે ખોટા વિચારો છે અમારો એ સુધારો છે. "

મણિકાન્ત. "

દેશકાળ જેમ જેમ બદલાય છે તેમ તેમ વ્યવહાર રૂઢી પણ બદલાય છે. જેમ જેમ મનુષ્યોના આચારવિચાર બદલાય છે તેમ તેમ અહાર વિહાર પણ બદલાય છે; અને ધીમે ધીમે જમાનાના પ્રવાહ સાથે સંસ્કાર ભાવના પણ નષ્ટ થઇ નઠોરતા અને કઠોરતા સર્વત્ર વિલોકાય છે. પ્રસ્તુત ધોરણ પ્રમાણે કાન્તા અને કાલુભા ઠાકોરસાહેબના સ્નેહલગ્ને આખા તોરણગઢના સ્ટેટમાં સુધારો પુનઃલગ્ન અને ફૅશનનું વાતાવરણ વિસ્તૃત કરી

દીધું. સમગ્ર પ્રજાવર્ગમાં એક છેડેથી તે છેક બીજા છેડા સુધી ફૅશન અને કેળવણીની ચર્ચા ચોગરદમ ચાલી રહી. રાજ્યનાં તમામ મૂલ્કી ખાતાંઓમાં સ્ત્રી અધિકારીઓથી જગ્યાઓ પૂરાવા લાગી. ઠાકોરસાહેબના ભાયાત વર્ગમાં સર્વત્ર હાહાકાર વરતાઇ રહ્યો. રાજરાણી રૂપાળીબા પણ સ્નેહલગ્નની સમિક્ષાના સંતાપથી પ્રાણ પરહરી પંચત્ત્વને પામી ગયાં. દરબાર સાહેબને હવે મનગમતું કરવાનું પર્વ આવ્યું. વચ્ચેથી પ્રીતિ અંકુશનો કંટક નષ્ટ થવાથી મનમાનતી સ્વતંત્રતા પ્રાપ્ત થઈ. રઘલો ખવાસ પણ દિનમાન ફરવાથી દીવાનથી જાદે દમામ રાખી દમમાં મહાલવા લાગ્યો. સ્ટેટથી દશેક માઇલ દૂર સ્નેહલગ્નની હનીમુન ચંદ્રરજની સારૂ એક ભવ્ય અને દીવ્ય બગીચાના બંગલામાં દરબાર સાહેબનો મુકામ રખાવરાવ્યો. રાત દિવસ દરબાર, રઘલો અને કાન્તા એ ત્રણે જણાં ઋતુ ઋતુના વિવિધ વિહાર કરવા લાગ્યાં. રાજકાજનો ઘણો ખરો કારોબાર કાન્તાએ પોતાની સાહેલી સ્ત્રી અંધીકારીઓના હાથમાં સોંપ્યો. કાન્તાએ પોતાનો પક્ષ જેટલા પ્રમાણમાં વધારી શકાય તેટલા પ્રમાણમાં વધારી મજબુત બનાવ્યો. દરબારને એક પાળેલા પોપટ સમાન ધારી કાન્તા અને રઘલો ખૂબ રંગ ઉડાવવા લાગ્યાં. રઘલા સાથે રંગરાગ માણવાના નિમિષે દરબારને ખૂબ મીઠા શબ્દોના કૃત્રીમ હાવભાવથી હુલાવીફુલાવી તરેહતરેહનાં ફરનીચર, ખાનપાન, વસ્ત્રાભૂષણ, દરદાગીના અને રંગરાગનાં સાધનો દેશ દેશાંતરથી ખરીદ કરાવરાવી બગીચાના બંગલામાં એકઠાં કર્યા. દરબારી ...માં રઘલાએ પણ ખૂબ તરેહથી બેસી ફરવા માંડયું.

પોતાના સાથીઓને પણ સારી રીતે હાથ ભરાવી ન્યાલ કરવા માંડ્યા; કાન્તાએ પણ પોતાની સુધરેલ સહીપણીઓને બંગલામાં એકઠી કરી કરી દરબારસાહેબ પાસેથી પોશાક પારિતોષિકથી તૃપ્ત કરાવી પોતાની બોલબાલા બોલાવરાવવા માંડી. કેટલીક કાન્તાની હાજી હા કરનારી અને રાતદિવસ કાન્તા અને રઘલાની ત્હેનાતમાં રહેનારી સુધરેલી સુંદરીઓના સ્વામીઓને પણ દરબારમાં કેટલાક સારા સારા હોદ્દાઓ દરબાર પાસેથી અપાવરાવ્યા. લાયક અને નાલાયકનો પ્રશ્ન ફૅશન અને સુધારાના આડંબર આગળ દબાઇ જવા લાગ્યો. આ પ્રમાણે સ્નેહલગ્નનું પોલંપોલ વરસ દિવસ સુધી ઠીક ઠીક ચાલવા લાગ્યું. દરબારી તીજોરીનું તળીયું પણ જરાતરા દેખાવા લાગ્યું. કાલુભાના બનેવી સમરસિંહ પરમાર પર કેટલીક નનામી અરજીઓ રાજકન્યાના હીતની જાળવણી સારૂ રૈયત તરફથી લખાઈ લખાઈ જવા લાગી. આખા રાજ્યમાં અંધાધુનીનો કારભાર ચાલવા લાગ્યો. ખુન, બળાત્કાર, ચોરી અને લુંટફાટ દિવસે દિવસે વધવા લાગ્યાં. રૈયત વર્ગમાંથી કેટલાક વિબુધજનો પણ ધીમે ધીમે બીજા સ્ટેટોમાં જઈ વસવા લાગ્યા. અંધાધુનીનો જરા પણ અવાજ કાન્તા અને રઘલાએ દરબારના કાન સુધી આવવા દીધો નહિ. દરબારને રાત ને દિવસ રંગમાં ગુલતાન બનાવી રંગમાંજ લોટાવવા માંડ્યા.

એક દિવસે દરબારના કેટલાક કારકુનો અને રૈયત વર્ગમાંના કેટલાક આગેવાન ગૃહસ્થો આંધળીઆં કરી બગીચાના બંગલામાં જબરજસ્તીથી આવ્યા. રઘલા અને કાન્તાએ

તેટલા પ્રયાસો કરી આગેવાનોની વાત ઉડાવવા માંડી અને બિલકુલ દરબારસાહેબ સાથે મુલાકાત થવા ન દીધી. આખરે આગેવાનમાંના એક જણે રઘલા અને કાન્તાને ઘણીજ સખત ધમકી દીધી, અને છેવટે તેમના સમક્ષ કટાર ખાઈ મરવાનું સાહસ સુણાવી દરબારસાહેબની મુલાકાત માગવા માંડી. રઘલો બાજી છેક હાથથી બગડતી જોઈને દરબાર પાસે આગેવાનમાં-ના થોડાક જણને લઇ ગયો. કાન્તા પણ બાણીઠાણી દરબાર પાસે બેસી દરબારને ઉશ્કેરવા લાગી. દરબાર પણ છાંટા પાણીના છંટકાવમાં જેમ આવે તેમ તેઓને ધમકાવવા લાગ્યા.

" કહો તમારે શું કહેવું છે ? બાળા અત્યારે પણ મારા રંગમાં ભંગ પડાવવા કેમ આવ્યા છો ? "

" સાહેબ એક અગત્યનો મુકરદમો આપને સંભળાવવાનો છે ! "

" અત્યારે અમે તમારા મુકરદમા સાંભળવાને નવરા નથી સમજ્યા ? જે કાંઇ હોય તે આ મારી કાન્તા રાણીને કહો ! "

" અરે પણ સાહેબ આતો તમારે ખાસ સાંભળવા જેવો છે ! "

" અરે જે કાંઈ હોય તે લખીત જણાવો ! મોંની વાત કાંઈ કામમાં ન આવે. તમે તમારે અરજીઓના થોકડા મૂકી ચાલતા થાઓ ! કાગળમાં લખાણું તેજ વંચાણું સમજ્યા ! "

" અરે પણ બાપુ આમાં નિર્દોષ માર્યો જાય છે ! "

" ત્યારે મરવા દો ! રાજ્યમાં કયાં નવા જન્મની ખોટ

થવાની છે ? ”

“ અરે ભગવાન ! ”

“ જાઓ અહીંથી રસ્તો પકડો ! ભગવાન આભલામાં બિરાજે છે ! ”

“ કહો ત્રીકમલાલ તમારે શું છે ? ”

“ સાહેબ એક ખૂનનો કેસ છે ! ”

“ ખૂન ! ખૂન તે વળી મારા રાજ્યમાં ! થવા દો ! તેમાં પ્રભુનો હાથ હશે. મરનારનો જો કાળ આવ્યો હશે અને ઈશ્વરને તેની જરૂર હશે માટેજ ખૂન થયું હશે ! એનું મોત નિરમાણ થયું ત્યાં આપણે શું કરીએ ? કેમ રઘા ખરૂં છેને ? ! ”

“ જી હા, જી હા; બાપુ પ્રભુની મરજી સિવાય એક પાંદડું પણ હાલતું નથી ! ”

“ કહો તમારે શું છે ? ”

“ સાહેબ એક વ્યભિચારનો કેસ છે અને તેના ઉપર ખુદ આપ સાહેબને અપીલ કરવાની છે ! ”

“ અરે વ્યભિચાર ! શું મારા રાજ્યમાં વ્યભિચાર ! છટ્ એવું કદી બનેજ નહિ. બાઇનો ધણી બાઇ ઉપર ખૂબ જુલમ ગુજારતો હોવો જોઇએ. તેથી બિચારી બાઈ કાંઈ આઘીપાછી થતાં તરકટી લોકોએ અને સુધારાના શત્રુઓએ વ્યભિચારનું તહોમત મૂકી દેવડીમાં દોરી હોવી જોઇએ ! પ્રેમના બજારમાં વ્યભિચાર હોયજ નહિ ! કેમ કાન્તારાણી હું ખોટું કહુંછું ? ”

નહિજી ! અક્ષરે અક્ષર સત્ય કહો છો ! ગરીબ બિચારી સ્ત્રીઓ ઉપર સુધારાના વિરોધીઓને સત્તા બજાવવી છે, અરે

તેમને ગુલામડી ગણી રાત દિવસ કામ લેવું છે; તે શી રીતે લેવાઈ શકાય ? આ તો દુઃખે છે પેટ અને કુટે છે છાતી! જ્યાં ત્યાં .સ્ત્રીઓને સંસારમાંથી કલંકિત કરી ઉતારી મૂકવાની બાજીજ રચી બેઠા છે ! ”

“ બરાબર બરાબર તમારૂં કહેવું વાસ્તવિક છે! માળો એ બાઇનો ધણીજ બેવકુફ હોવો જોઈએ ! તેનામાં એવા શા રામ કે તેને મૂકી બાઇને બહાર જવાની વખત આવે ! ચલાવો તે કેસ અપીલમાંથી કાઢી નાંખો ! માળા આવા આવા અક્ લના અરી માથું ફોડાવવા શીદ આવતા હશે ! ”

“ સાહેબ એક રેવન્યુખાતામાં રૂશવતનો ઘણોજ જ-રૂરી કેસ છે. ”

“ શું રૂશવત ! અને તે વળી મારા સ્ટેટમાં !? અરે જાઓ ભાઈ જાઓ એવું કદી બનેજ નહિ; અને તેમ છતાં ધારો કે બન્યું તો આપનારના નસિબમાંથી જવાનું હશે અને લેનારના નસિબમાં એટલું ધન પ્રાપ્ત થવાનું હશે તેમાં નાહકના દરબાર ચડી શું કામ લોકો પૈસો બગાડતા હશે ? માળા મુર્ખા એટલું પણ સમજતા નથી કે ‘ જે જાય દરબાર તેનાં જાય ઘર-બાર ’ કેમ રઘલા ખરૂં છે ને ? ”

“ જી, જી, જી, જી હા, હા. બાપુનું કહેવું કદી ખોટું હોય ? ”

“ કહો કેશવલાલ તમારે શું છે ? ”

“ સાહેબ પેલા વાળો કેસ ! ”

“ કીયો ? પેલામાં હું કાંઇ સમજતી નથી ! ”

" આપની બ્હેનપણીના મામાજીનો ! પેલા વિવાહ ભંગનો ! "

" ઠીક ઠીક જાઓ તમે એ કેસના દરકારીઓની જુબાનીઓ પુરાવા વગેરે લઈ કેસ કરી સહી માટે રજુ કરજો ! "

" પણ બાસાહેબ હું એકલા હાથે કેટલું કામ બજાવું ? "

" અરે તમે તો કેવળ ગધેડા જેવા છો ! નકામું માથું ફોડાવો છો; આમ ઉમ્મરમાં વધ્યા જણાઓ છો પણ અક્કલમાં ભમરડા જેવા છો ! "

" અરે પણ બાપુ મારૂં પોતાનું કામ પણ એટલું બધું છે કે તે પણ હું માંડમાંડ પૂરૂં કરૂં છું. મારી મદદમાં કોઇ કારકુન પણ હાલ નથી; તમારી બ્હેનપણીનો વર પેલો પ્રાણલાલ તેને પણ તમે આઘો કાઢયો ! "

" કામ કરનાર કોઈ ન હોય તો જાઓ ધરામાં પડો ! રાજીનામું લખી આપો કાં તો રજાનો રીપોર્ટ દઇ ઘર ભેળા થઈ જાઓ ! "

" થઇ રહ્યું ! બાપુ પતી ચૂકયું ! નેવનાં પાણી મોભે ચઢયાં ! તન તોડી તોડાવીને જાનને જોખમે હરિની નજરે કામ કરતાં આ વાળ ધોળા થઈ ગયા, અરે ડાચાં બેસી ગયાં, અને છેવટે અમારૂં સર્વસ્વ તમારી ત્હેનાતમાં સોંપ્યું તેના બદલામાં ગધેડાનો ચાંદ મળ્યો ! વાહ નસિબ વાહ ! "

" અરે જાઓને મારા ભાઈ ' જે કરતા હો તે કરો અને છાશની દોણી ભરો ' નોકરીઆત માણસને વળી જીભ હલાવવાની વેળા આવતી હશે ! માળુ આ સુધારાના જમાનામાં શરીર-

બાઝને બદલે ડાચાગળ બહુ વધી ગયું !"

"અરે બાપુ તમારા શુકન હું માથે ચઢાવું છું; પણ સાહેબ આપ આમ ભગવાનને આધીન રહી આંખ આડા કાન કરો એ ઠીક નહિ!"

"અરે માળા મૂરખ! આમ ભગવાનને આધીન ના રહીએ તો કયાં જઇએ! હરિ અને ભગવાન કાંઇ જુદા છે? એ તો જ્યાં આંખ આડા કાન કરવા પડતા હોય ત્યાં કરવા પણ પડે! હરિના અખાડામાં રણશીંગડુ કયા પુંકાય છે તેની કોને ખબર પડે?"

"અરે પણ બાપુ મને એક મદદગાર આપો એટલે ઝટ કામ પુરૂં થશે! પણ બાપુ કીરપા કરી કોઇ મરદ કારકુન સોંપાવજો! ભણેલી મહેનીઓ કચેરીમા ન ઘાલશો! બાપા ભણેલીથી ચરમુ તોબા!"

"એ તે સાળુ શી રીતે બને? તમારૂં કામ કરી શકે એવો બીજો કાયો કારકુન છે? જોઇએ તો આપણા લાંબા ઉમરખાનને લઇ જાઓ! એ કેસ ઠીક ચલાવશે!"

"બાપુ એ વાત પણ બનવી અશકય છે. મીઠું મીઠું હશે તે આપ ખાશો અને કડવું કડવું હશે તે ઉમરખાનભાઇને મોકલશો એ કેમ બનશે? માટે એમને મોકલશો તો કામ પાછાં ધકેલાશે અને નાહક આગરૂના કાંકરા થશે! એ લાંબામાં કામ કરવાની આવડત નથી અને નાહક મિજાજ ભારે છે; માળો મોંનો બહુજ મીઠો છે; જેને તેને કુવામાં ઉતારી હાથ મૂકાવશે પણ વખત આવે દરબારી મોટરનું પૈડું ફરે તેમ ફરી જશે!"

" અરે જહાન્નમમાં જાય સાળુ આ તમારૂં ખાતું ! અરે ઉંધ્યાં તેનાં કામે ! મારા તો જવાબ દઇને દઇને લમણા દુખવા આવ્યા. રઘલા ચડ હાલ્ય મેડીમાં ! લાવ જરા રંગનો જામ ! રઘલા જરા થવા દે ! "

" ખમા બાપુને ખમા ! થવા દો ! રંગ વગર રંગ આવેજ નહિ. "

" તો ચાલો હવે મહેલાતમાં ! માળુ હાળુ બે ઘડી નવરા બેઠા કે આ આવી જીવ ખાધો ! શું દરબાર થયા તે કાંઇ ગુનેહગારી કીધી ! "

" અરે નારે બાપુ ! જેને હાથ દુનિયાની સરદારી તેજ દરબાર ! જેને માથે આખા અમારા જેવા રાંકની જવાબદારી તેજ દરબાર ! અને જેના હાથમાં આવાં ભણેલાં ગણેલાં સુધરેલાં મનગમતાં કાન્તા રાણીસાહેબની મુખત્યારી તેજ દરબાર ! "

" અરે દરબાર એટલે શું ? તો આખા જગતના એક બીજા કીરતાર ! તેને કોની દરકાર ! તે તો દરેકના સરકાર ! ફાવે તેમ કરવાના એજ એકલા મુખત્યાર ! દરબારના તે વાદ હોય ! તે જે કરે તે સારૂંજ કરે ! માળા આ સ્ટેટના લોકોજ બેવકુફ છે કે જે દરબારના કામ પર ટીકા કરે છે ! એવા ટીકા કરનારાઓને તો અવળી ઘાણીમાં પીલી નંખાવવા જોઇએ ! "

" ત્યારે રઘા હવેથી આવા મુકરદમા તો તારેજ ચુકવી નાખવા ! અપીલ બપીલ જે કાંઇ થાય તે તમામનો ફેંસલો

કાન્તા રાણીએ કરી નાંખવો ! મહેતી આવાં કામ તમે કાં નથી કરતાં ? ”

“ બહુ સારૂ સાહેબ ! હવેથી તમારા સુધી કાંઇ પણ કામ નહિ આવવા દઇએ ! ”

“ ભાઈ જાઓ હવે ! નાહક જમીન ભારે ન કરો ! આજ તો આવ્યા તો આવ્યા પણ હવે પછી આવ્યા તો જાનથી જશો, માટે જાઓ ઝટ ઘર ભેળા થઇ જાઓ ! ”

આગેવાનો અને કારકુનો ફીકાફચ પડી મોં વીલાં કરી પસ્તાતા પસ્તાતા રસ્તે પડયા; કપાળે હાથ ઘસી,

“ પુરી એક અંધેરી ને ગંડુ રાજન,
ટકે શેર ભાજી ટકે શેર ખાજન;
બધી ચીજ વેચાય ત્યાં ભાવ એકે,
નહિ હોય શિક્ષા ગુનાની વિવેકે. ”

એ કાવ્ય યાદ કરી બોલતા બોલતા નગર ભણી વળ્યા. દરબાર અને રઘલો ઝરૂખે ગયા; રંગ પાણી ઉડવા લાગ્યાં, અને હાજીડામાં બાપુ ખમા ખમા થઇ તરવા લાગ્યા. કાન્તાએ રઘલા ખવાસને કુંજભુવનમાં વિલાસ સાહિત્ય તૈયાર કરવાની આજ્ઞા કરી !

“ દરબારસાહેબ, આજરોજ આપની પ્રસન્નતાને વાસ્તે એક નવીન પ્રકારની સંગીન યોજના તૈયાર કરી છે ! ”

“ વાહ વાહ કાન્તારાણી વાહવાહ ! તમે જે નહિ કરો તે ઓછું ! માળાં ભણેલાં સુધરેલાં અને વળી ફૅશનમાં ફૂલેલાં પછી શું બાકી રહે ? ”

" સાહેબ આજ રોજ મારી પચીસ બ્હેનપણીઓ મને મળવાને અહીં આવવાની છે! તેઓ ગાવા બજાવવામાં ઘણીજ પ્રવીણ છે; વળી સુધરેલી અને ફૅશનેબલ સુંદર છે."

" વાહ વાહ ત્યારે તો સંગીતની સારી ગમ્મત થશે! નવા નવા ફુલોનો નવી નવી સુગંધી લેવાશે!"

" જે કાંઈ થશે તે તમામ તમારા આનંદ સારૂજ થશે! મારે તો હરકોઇ રસ્તે તમને પ્રસન્ન કરવા તે કરવાજ!"

" ત્યારે થવા દો રાણીજી થવા દો!" દરબાર રંગની લ્હેરમાં ચકચુર થઈ એક કૅાચ પર પડયા! કાન્તાએ કુંજભુવનમાં જઇ રઘલા સાથે સર્વ તૈયારી કરાવવા માંડી. કુંજભુવનમાં એક નાનો સરખો હોજ હતો તે હોજમાં રઘલાએ ગુલાબજળ ભરાવ્યું, અને આસપાસ નાના નાના સુંદર બીલોરી કાચનાં પાત્રમાં સારી રીતે સુગંધીદાર અત્તરો ભરાવ્યાં. વચ્ચોવચ ટેબલ, કૅાચ, ખુરસીઓ વગેરે ગોઠવી દીધાં. વિવિધ પ્રકારનાં હાઇકલાસ ઉંચાં મઘાં પણ મૂકી દીધાં. કુસુમના ગજરા અને હાર પણ છાબ ભરી ભરી ગોઠવી દીધા. ઇનામ પોશાકના ગાંસડા પણ મનમાનતી ગોઠવણ કરી તૈયાર કરાવી દીધા. આ અરસામાં કાન્તાની મુખ્ય બ્હેનપણીનો વર એકદમ ઓચિન્તો એરંડીઆનો જુલાબ લીધા જેવું મ્હોં કરી આવ્યો!

" કેમ ભાઈલાલ આજ આવું મોઢું કેમ કર્યું છે? શું તબિયત સારી નથી કે ગજરાબ્હેનના સંબંધમાં કાંઇ કલેશ થયો છે?"

" ના ના એમાંનું કંઇજ નથી. મને તમે હજુરનો

આસીસ્ટંટ નીમ્યો તેની બહુ પંચાત થઇ પડી છે. પેલા સાળા કારકુનો કંઇ કામ કરતાજ નથી. હુકમ માનતા નથી. હું તો એ ખાતામાના શબ્દોજ સાળા સમજતો નથી. ત્યાં કામ કેવી રીતે કરવું ? અહીંનું કરવું, ત્યાંનું કરવું અને તેમાંયે વળી તમારી બ્હેનપણીની અને તમારી તબિયત ઉઠાવવી એ તે મારૂં બેઠું શી રીતે બને ? વળી રઘલાભાઈના ગામમાં દર શુક્રવારે રઘલાભાઈની ટપાલ લઇને જવું ! અરે મૂર્ખ આ નોકરી અને બળ્યું આ જીવતર! મારા કયાં ભોગ લાગ્યા કે મેં રાંડને ભણાવી ગણાવી નોકરી કરતી કરી ?"

"ભાઇલાલ તું તો જન્મનો જ ગમાર રહ્યો ! જેમ આવે તેમ બકે જાય છે ! બસ ખાવું તેવું બોલવું ! મેં તને સો વાર કહ્યું કે તું આકળો ન થા. ધીરે ધીરે સૌ સારૂં થશે હમણાં તો જેમ તેમ નભાવો ! કારકુનોને સમજાવી પટાવી અને ચઢાવી ચઢાવીને કામ લ્યો ! મારી જીભના કુચા થઈ ગયા. માખણીઆ કારકુનોને કબજામાં રાખવા એ તે શી વિશાત છે ! હું સ્ત્રી જાત છું અને આખા દરબારસાહેબ અને સ્ટેટને કબજામાં રાખી શકું છું સમજ્યો !"

"બાઈ 'જેણે મૂકી લાજ તેને ઘેર નાનું સરખુ રાજ !' આ જમાનામાં તમે ભણેલી ભામનીઓ જેટલા વેશ કાઢો તેટલા થોડા! તમારી આંખે ત્રિભુવન ડોલે તો પછી દરબારને ડોલાવવા એ શી વિસાત છે ? અમે તો ભાયડા રહ્યા ! અમારાથી કાંઇ ન વળે ! આજ કાલ તમારા જેવાં સુધરેલાં ભણેલાં અને ફૅશનવંતાંને જોઇને સૌ કોઈ અંજાઈ જાય અને મારા જેવાને

લઠ્ઠ લઈ સામા થાય; સમજ્યાં ! મારી તમારી સરખામણી શી?"

"અરે પણ તને તો પહેલેથીજ રાખવાની દરબારસાહેબે ના કહી હતી, છતાં પણ મેં જેમ તેમ અક્રમસક્રમ સમજાવી આજે રખાવ્યો છે. ઘણાંખરાં કામ તો તારી સહીથી ચલાવવા પાવર અપાવરાવ્યો છે; હવે જ્યારે તારામાં રામ ન હોય તો પછી હું શું કરૂં ?"

"અરે પણ બાઈ કચેરીમાં રામને શું કરવા ? રામ તો રણમાં કામ આવે કે મર્ણમાં કામ આવે ! મારા વ્હાલા પેલા કાઠીયાવાડી કારકુનો મારો હુકમજ ક્યાં માને છે ? તે તો કહે છે કે તમને અમારા પર હુકમ કરવાનો શો અખત્યાર છે ? જાઓ જઈ નિશાળની છોકરીઓ સમજાવો ! મહેતાપણું અહીં ન ચાલે ! મારા એકલા હાથે આખા ખાતાનું કામ શી રીતે થઈ શકે ? ખરૂં પુછાવો તો હું તો હવે કામ કરવાને ખુશી પણ નથી. જોઈએ તો તમારી બ્હેનપણીને ત્યાં રાખો પણ મને મુક્ત કરો !"

"બેવકુફ ગધેડા આના કરતાં તો તું નારી થયો હોત તો હજાર દરજ્જે સારૂં થાત !"

"હું પણ કહું છું કે ભાયડા કરતાં બાયડી થયો હોત તો આખા સ્ટેટમાં તમારી માફક ઘુમત ! આજકાલ જમાનામાં હવે બાઇડીઓનાંજ માન રહ્યાં છે. રાજરમતમાં બૈરાંની મારફત જેટલાં કામ થાય છે તેટલાં કામ આદમીની મારફત થતાં નથી. જેના ઘરમાં સારી અને સુધરેલી નારી તેજ આ સ્ટેટમાં જબરો અધિકારી સમજવો !"

"ઠીક હવે તારી લાયરી જવાદે; જા જલ્દી જઇને ગજરા

બ્હેનને મોકલ."

"બહુ સારૂ આ ચાલ્યો ! આ બધો ઘોટાળોજ ગજરીએ કર્યો જણાય છે."

ભાઇલાલ બડબડતો બડબડતો રસ્તે પડ્યો. કાન્તા અને રઘલો રાસ રંગની વ્યવસ્થામાં રોકાયાં. ધીમે ધીમે કાન્તાની બ્હેનપણીઓ એક પછી એક આવવા લાગી. આમ રઘલો ખવાસ પણ અવનવાં કપડાં પહેરી દરબારથી જાદે દમામમાં મુંછે તાર દેતો હરવા ફરવા લાગ્યો. કાન્તા પણ મનગમતો મોહક ડ્રેસ સજ્જ કરવા લાગી. દરબાર પણ ખુંખારાપર ખુંખારા કરી શોભીઆ સમારતા કમરકસી જુવાનીના રંગમાં રંગાવા લાગ્યા. સાહેલી મંડળ તમામ આવી ગયું. રઘલો પણ કુંજભુવનમાં દાખલ થઇ ગયો ફક્ત દરબાર અને કાન્તાજ આવવાનાં બાકી રહ્યાં. રઘલાએ વિવિધ પ્રકારનાં સાજસંગીત દરેકની પ્રવીણતા જોઇ લાયકાત પ્રમાણે વગાડવા આપ્યાં. બરાબર નિર્માણ કરેલા ટાઇમના ટકોરે થતાંજ દરબાર અને કાન્તા સ્નેહલગ્નના રાજવી ઠાઠમાઠમાં ઝળકતા ઝળકતા અને ફૅશનમાં ચમકતા ચમકતા લટકે મટકેથી લલિત ચાલમાં ચરણ ભરતાં ભરતાં કુંજભુવનમાં દાખલ થયાં. રઘલાએ બે મોટા કુસુમના હારગજરા સ્મિતહાસ્યે ખમ્મા ઉચ્ચારી બંનેને પહેરાવ્યા સુધરેલા સાહેલી મંડળે કુસુમની વૃષ્ટિ કરી દરબારસાહેબને વધાવ્યા

"પધારો સ્નેહના રાજા, પધારો સ્નેહની રાણી;
વધાવે વ્હાલથી દાપી ઉરે આનંદને આણી."

"બલિહારી મારી પ્રેમની પટરાણી કાન્તા, લ્યો આ ફૂલની

માળા, પહેરાવો દરબારને, અને બોલાવો સુધારાની બોલબાલા!"

"વધાવે વ્હાલથી વસંત, વધાવે કોકીલા કાળી:
વધાવે પુષ્પ કુંજોનાં, વધાવે ભાવથી વ્હાલી!"

"ખમ્મા મારી શાણી સજની ખમ્મા તમને! લ્યો આ ગુલાબની છડી અને રીઝાવો રાજવીને ઘડી ઘડી!"

"ઓહો મંગલ ઘડી આજે, સુગંધી હેમમાં રાજે;
મૃદંગો કામની વાજે, શશિ રૂપ નીરખી લાજે."

"પધારો રતિ રસરાજના અવતાર પધારો! બ્હેન લ્યો આ કુસુમ, ને રાજવીને અમારી વતી સ્નેહથી વધાવો!"

"ઉગ્યો છે પ્રેમનો ભાનુ, કમળ આનંદથી ખીલ્યાં;
મધુ રસ રાગને કાજે, મધુકર પ્રેમથી આવો."

"પધારો રસિલા કમળ ભમર પધારો! રસિલી કાન્તા લે આ ચંબેલી ને વધાવ તારા ચંપકને!"

"જીવનના સુખનો લ્હાવો, રસિલી રંગમાં લેજો:
ભિતરના ભાવથી ભેટી, રસિલા રંગમાં રહેજો.

"કાન્તા અહો ભાગ્યે પ્રાપ્ત થએલા રસિલા રાજવીને જુગ્તીથી રીઝાવી લેજે! જોજે જરા પણ પ્રેમમાં કચાસ રાખતી!"

"વરસાવો પ્રેમની ધારા, ઉમંગે પ્રેમ કયારામાં:
હૃદયને રાગથી સાંધી, નયનને લક્ષ ઈશારામાં.

"સુખી રહો, સુખી રહો, પ્રેમી જોડુ સદા અવિચળ સુખી રહો!"

"કાન્તા અને દરબારસાહેબ આનંદદાયક આવકારથી

ઘણુંજ ખુશી થઈ ગયા. રઘલાએ પણ ખુશામતની ખુબ તાલ-મેલ કરવા માંડી. કાન્તાએ પોતાની સાહેલીઓની દરબારસાહેબને ધીમે ધીમે વારાફરતી ઓળખાણ આપવા માંડી. દરબાર સાહેબને પ્રસન્ન કરવા સારૂ એક રાસ મધુરા સંગીતના આલાપ સાથે ડાંડીઆ સહિત લેવરાવી ગુંથણ વિદ્યાનો નૌતમ નમુનો દેખાડવો શરૂ કર્યો. દરબારસાહેબ વચ્ચોવચ્ચ એક આરામ-ચેરમાં બિરાજ્યા. રઘલો દરબારને ચમ્મર કરવા લાગ્યો. કાન્તા રાસ રંગ મધુરો મધુરો વિલાસ દરબારને કરાવવા લાગી. સંગીતના આલાપમાં દરબાર તન્મય થઈ ડોલવા લાગ્યા. રઘલાએ પણ તક વિચારી રંગના જામ ઉપર જામ ભરાવી દરબારને પાવરાવવા માંડયા. કાન્તા દરબારને લઈ રાસની વચ્ચે ફરવા લાગી. દરબાર પણ નાજુક નાજુક સુંદરીઓના સુંદર કમળ વદનને નાજુક હાથોથી નાજુક નાજુક સ્પર્શ કરી નાજુકાઈમાં નાચવા લાગ્યા. રઘલો પણ રંગમાં ભાન ભૂલી નાજુકાઈનો લ્હાવો લેવા મંડયો; બાંધી દડીના ગેંડા જેવા દરબાર બાપુ પણ ઘુમવા લાગ્યા. કાન્તા પીયાનો વગાડવા લાગી. કુંજભુવનમાં રાસ સંગીતની ખૂબ ધુન મચી રહી. ખમા ખમા, ઘણું જીવો, બલિહારી, વારી વારીના મીઠા શબ્દોના પોકાર થઈ રહ્યા.

અવિનાશીની કળા અકળ છે. મન ધારેછે કાંઈ અને થાય છે કાંઈ હું કરૂં કહેતાં હરિ હુભાય છે; અને તું ત્યાં કરતાં મનની ધારણા જોતજોતામાં ધારી ધુળ મળી જાય છે. એક બાજુ અનાચારીઓ અનાચારમાં પ્રવર્ત થયા, ત્યારે બીજી બાજુથી કાંઈક પ્રભુ ચમત્કારના પરચા રૂપે સમરસિંહ પરમાર એકાએક તોર-

ણુગઢમાં આવી પહોંચ્યા. પ્રજાના આગેવાનોની અસંખ્ય અરજી- એથી, કુદરતની પ્રેરણાથી, અગર વિધીના નિર્માણથી, અગર પ્રજાના સદ્ભાગ્યે કે કુત્તરીના ભાગ્યબળે એકાએક આ બનાવ બન્યો. કચેરીના તમામ જુના કારકુનો અધિકારીઓ અને અન્ય પરિજન વર્ગ જે કાન્તાના કારભારમાં બરતરફ થએલ હતો; તે તમામ વર્ગે એકત્ર થઈ સમરસિંહ પરમારને કાન્તા અને રઘલા ખવાસના અત્યાચારથી વાકેફ કર્યા; અને જે નવીન સ્ત્રી અધિકારી વર્ગ હતો; તથા માખણીઓ કારકુન વર્ગ હતો તે તમામ એકીશ્વાસે જીવ લઈ મુઠીઓ વાળી દરબારસાહેબના સ્ટેટ બહારના બંગલા ભણી દોડયો. સમરસિંહ પરમાર અંધાધુનીનો કારભાર અવલોકી ઘણા દીલગીર થયા અને પોતાની બેન મરતાં બનેવીની અવદશા થએલી જોઈ ક્રોધાતુર પણ પાર વિનાના થયા. આગેવાનોમાંના મુખ્ય માણસોને તથા કારકુનોને લઈ ગારોબાર દરબારના બંગલા ભણી ઉપડયા. બગીચાના કુંજભુવનમાં જ્યાં રાસ રમાઈ રહ્યો હતો ત્યાં નવીન અધિકારી વર્ગ આવી પહોંચ્યો અને દરબારને સમરસિંહ પરમારના આવાગમનની ખબર આપી. દરેક જણ રંગમાં ચકચુર હોવાથી પરમારના આવાગમનની દરકાર પણ કરી નહિ; અને તેમને ભાગ્યા તુટયા જવાબ આપી ભુવન બહાર રાસ ખલાસ થાય ત્યાં સુધી બેસવાને કહ્યું. સમરસિંહ પરમાર જુના અધિકારી વર્ગ તથા પોલીસ વર્ગને લઇ બગીચામાં દાખલ થયા. દરવાને પરમારને રજા સારૂ રોકતાંજ દરવાનનું ડોકુ પરમારની તલવારથી ધડથી જુદુ થયું. જ્યાં આગળ રાસ સંગી- તના ડાંડીઆનો અવાજ આવતો હતો; ત્યાં તરતજ પરમાર જઇ

પહોંચ્યા. ગોપીઓમાં કા'ન મ્હાલે તેમ યુવતીઓના ટોળામાં દરબારને મ્હાલતા જોઈ પરમારના ડોળા નીકળી પડયા. રઘલાને રંગમાં ગુલતાન જોઈ તથા કાન્તાને પણ બેભાન અવસ્થામાં જોઈ પરમાર દીગમુઢ બની ગયા. દરબારને ભાનમાં આણવા સારૂ ઉપરા ઉપરી બંદુકના અવાજ કરાવ્યા. બંદુક ફુટતાની સાથેજ રઘલાનો નિશો ઉતરી ગયો અને કાન્તા બુમ પાડી ચમકી ઉઠી; માંખણીઓ કારકુન વર્ગ બૂમ ઉપર બૂમ પાડી મદદ માગવા સારૂ પોકાર કરી રહ્યો. સ્ટેટની પોલીસે તમામને બેડી પહેરાવી કેદ કર્યા: પરમારે દરબારને પકડી લીધા; અને રઘલાને પકડવા જતાં રઘલો પરમારને કટાર મારી સટકી ગયો; કાન્તા પણ તરતજ વાઘણ સમાન તલપ મારી રઘલાની પાછળ દોડી; પરમારે તમંચો તાકી ફોડયો, પણ કમનસિબે ગોળી નિષ્ફળ ગઈ; રઘલો દરબારી મોટરમાં બેસી કાન્તાને લઈ બગીચાના બીજા ઝાંપેથી જંગલમાં નાઠો; દરબારે રંગના નિશામાં જેમ આવે તેમ બકવા માંડયું ! માંખણીઆ અધિકારી વર્ગે પરમાર સમરસિંહની ક્ષમા માગવા માંડી; અને મહેતીજીઓએ રોઇ રોઈ ધમરાણ મચાવી દીધું. સમરસિંહે દરબારને પકડી બબ ધમકાવ્યા, ઢંઢોળ્યા અને હલાવ્યા પણ નિશો ઉતર્યો નહિ. તે તો રંગમાં ગુલતાન બની જેમ આવે તેમ હસવા લાગ્યા; અને વખતે ગાળો ભાંડવા લાગ્યા ! માંખણીઆ અધિકારી વર્ગે બે હાથે ટાબેટા પાડી બહુચરાજીની સ્તુતિ કરવા માંડી, અને તેમાં દરબારસાહેબ પણ બે હાથે તાળીઓ પાડી હસવા લાગ્યા ! સમરસિંહ પરમાર આ અધિકારીઓની સત્તા અને રાજનો

બગડેલો મામલો જોઇ અચંબામાં પડી ગયો! માંખણીઆ કારકુનોએ દરબારની કુળદેવીને યાદ કરવા માંડી!

"હે આશાપુરી અંબામા સાહ્ય થા! અમારા કયાં ભોગ લાગ્યા કે અમે સરકારી નોકરીઓ મૂકી બેવડા લાભ સારૂ તોરણ-ગઢમાં આવી ભરાણા! હે મારી મા હેમખેમ રાજનગર ભેગા કરીદે!"

"હે બહુચરમા અમારાં કયાં પાપ પ્રકટ થયાં કે અમે આ ત્રિયારાજમાં આવી ફસાણા! હે માવડી સાહ્ય થા!"

"હે જગતજનુની આતો સ્ટેટને લુંટતાં અમે લુંટાઈ ગયા. ઘર ભરતાં ગાત્ર ભરાઈ ગયાં. હાલહવાલ થયા. માવડી ખાધેલું ઓકવાનો સમય આવ્યોરે બાપલીઆ!"

હે દયાની દેવી સાહ્ય થા, એકવાર રાજનગર ભેગા કર, પછી રજવાડાનું મરતાંએ નામ નહિ દઇએ એ મારી મા!"

"હે માવડી સ્ટેટને લુંટી લુંટી અમદાવાદમાં હવેલીઓ ઉંચી કરી ભોગવવા ના રહ્યા મારી મા! હવે મરતાં જીવતાં બૈરી છોકરાંનાં મોં જોવા સારૂ ઘર ભેગા કર મારી મા!"

* * * *

"હે તુજ શરણે આવ્યા માત બાળી બહુચરાજી મા.
હે તું સાહ્ય થજે દિન રાત બાળી બહુચરાજી મા;
તારા સેવક બ્યંડળ સર્વ બાળી બહુચરાજી મા,
તુજને ભજીએ તજીને ગર્વ બાળી બહુચરાજી મા.
માથે ચુંદડી ધરી લાલ બાળી બહુચરાજી મા,
હાથે ચુડી અમ રખવાળ બાળી બહુચરાજી મા;

અમારો હીજડીઓ છે પંથ બાળી બહુચરાજી મા,
અમારા કાંચળીઆ છે કંથ બાળી બહુચરાજી મા.
લાખો રૂપીઆ લુંટયા માત બાળી બહુચરાજી મા.
એમે જઇ વસીએ ગુજરાત બાળી બહુચરાજી મા;
એવું દેજે દેવી આપ બાળી બહુચરાજી મા,
તેથી વધશે તુજ પ્રતાપ બાળી બહુચરાજી મા.
દેજે સુખ મંગળ સૌ કાળ બાળી બહુચરાજી મા,
છીએ સર્વે તમામ બાળ બાળી બહુચરાજી મા. ”

“ જય જય જગતજનુની સ્હાય થા ! હે મા, તારે પાને આવેલાને ઉગાર ! ”

“ હર હર હર શંભો ! આ શો જુલમ ? લાખોને ધ્રુજાવે તેવા બહાદુર વીર કાલુભા તેની આ દશા ! તેની આસપાસ આવો કાંચળીઓ વર્ગ ! અરે શું જોઈ રહ્યા છો ? પકડો દરેકને ! એકદમ જંજીર પહેરાવી તેમને નજર કેદ કરો. પેલા હરામખોર રઘલાની પુંઠ પકડો અને પેલી કાન્તાને પણ પકડી અહીં હાજર કરો. ”

“ પરમારના મ્હોંમાંથી શબ્દ નીકળતા પહેલાંજ કેટલાક ઘોડેસ્વારો રઘલાની પાછળ પડયા હતા; અને આ વખતના વધારાના હુકમથી પણ કેટલાક રજપૂત ઘોડેસ્વારો રઘલાની પાછળ દોડયા. રઘલો કાન્તાને લઈ મોટર દોડાવી કયારનો રસ્તે પડી ગયો હતો; ઘોડેસ્વાર અને મોટર તેની વચ્ચે હાલમાં ઘણુંજ અંતર પડી ગયું. મોટર ધમધમાટ જેટલી પાવરથી જલ્દી ચલાવાય તેટલી જલ્દી રઘલાએ ચલાવવા માંડી અને પાછળ

રજપૂત સરદારોએ જેટલા ઘોડાને મારી મૂકાય તેટલી પુર ઝડપે ઘોડાને મારી મૂકયા; છેવટે ઘોડા ઠોકર ખાઈ ખાઇ રસ્તામાં અધવચ ઢળી પડયા; કેટલાક સરદારો લોહી લુહાણુ ભોંયભેગા થઈ ગયા, અને કેટલાક થાકી કંટાળી કેડો મૂકી રસ્તામાં અધવચ કાયર બની વિચારમાં ઉભા રહ્યા; છેવટે ચાર પાંચ સરદારો મરણીઆ થઈ મોટરની પાછળ દોડવા મંડયા; દોડતાં દોડતાં ઘણા વિલંબે મોટરની પૂંઠ તેમણે પકડી પાડી; આમ મોટર પેટ્રોલ ખુટવાથી ધીમી ચાલવા લાગી; રઘલાએ ઘણીજ તનતોડ મહેનત કરી પણ મોટર બહુજ ધીમી પડી ગઇ; વળી અધુરામાં પુરૂં તેના કમનસિબે મોટરના આગલા વ્હીલમાં પંકચર પડી ગયું; વધારાનું વ્હીલ ચઢાવી મોટર રઘલાએ ઘણી સુશીબતથી ચલાવવા માંડી પણ મોટર તેના કમનસિબે અચકી પડી; પાછળ પૂર વેગથી ઘોડેસવારોને આવતા જોઈ રઘલાએ મોટર અધવચ રસ્તામાં પડતી મૂકી કાન્તાને લઈ પગ પાળે જીવ લઇ નાસવા માંડયું. ઘોડેસવારો લગભગ રઘલાની નજીકમાં આવી પહોંચ્યા; રઘલાએ જીવ ઉપર આવી તમંચાથી ઘોડેસવારો સામે લઢવા માંડયું. ઘોડેસવારોમાંના ચાર જણા રઘલાની ગોળીના ભોગ થઇ પડયા; એક બહાદુર સરદારે રઘલાને છાતીમાં ભાલો મારી જમીન પર ગબડાવી પાડયો. રઘલાએ પડતાં પણ સવારની છાતી ગોળીથી વીંધી નાંખી; સવારે મરણીઆ થઇ રઘલાને કટારથી ચીરી નાંખ્યો; અને કાન્તાને જીવતી પકડી દોરડાથી બાંધવા માંડી ! કાન્તા પણ બળ કરી સવારની સામે થઈ; છેવટે બાથંબાથાના યુદ્ધમાં સવાર જમીનપર ઢળી પડયો;

પડતાં પડતાં પણ કાન્તાનું નાક કટારથી કાપી લઇને પડયો; કાન્તાએ પણ જમીનપર પડેલો ભાલો લઇ સવારની છાતી. વીંધી નાંખી અને તેને પ્રાણરહીત કરી દીધો. રઘલો ઘણાં તરફડીઆં મારી પ્રાણ મૂકવા લાગ્યો; કાન્તા રઘલાની અવદશા જોઈ ધીરજને પરહરી રડી પડી. રઘલો બે હાથ ઘસી ઘસી આકાશ ભણી ઉંચું જોઈ બહુજ તરફડીઆં મારવા લાગ્યો; છેવટે છેલ્લીવારને વાસ્તે કાન્તા પાસે પાણી માગ્યું; કાન્તાને ભર જંગલની વાટ હોવાથી તથા તદ્દન રસ્તાની અજાણ હોવાથી પાણી કયાંથી આપવું તેની સૂજ ન પડી; છેવટે હારી રઘલાના મુખ સામું જોઇ રડવા લાગી. રઘલો પણ કરેલાં કાર્યનો પસ્તાવો કરતો કરતો ક્રોધથી દાંત પીસતો પીસતો અને લાચારીથી હાથ ઘસતો ઘસતો હાયવૉય કરી કાન્તા સમક્ષ અત્યંત કષ્ટ પામી મરણ પામ્યો!

ભર જંગલમાં કાન્તા નોંધારી પડવાથી ઘણીજ ગભરાઇ ગઈ. આસપાસ ઘોડેસવારોના તથા રઘલાના શબને જોઈ ચમકવા લાગી; તેની આંખમાંથી ખૂનનો નિશો ઉતરતાંજ તે ઝંખવાણી પડી ગઇ; હવે શું કરવું તેની મૂંઝવણમાં મૂંઝાઇ ગઇ. ચોગરદમ લોહીનાં ભરેલાં ખાબોચીઆં જોઇ તે કંપવા લાગી. હવે તેનું શું થશે તેની ફીકર તેને થવા લાગી. થોડીકવાર સુધી તેણે ચોગરદમ નજર નાંખવા માંડી; છેવટનાં દરેક શબનાં મ્હોં જોઈ લીધાં; અને બે હાથે કપાળ કૂટી નાક પર લૂગડાનો પાટો બાંધી, હાય મારી–ચીસ પાડી જીવ લઈ જેમ નસાય તેમ નાસવા માંડયું. આમ જયાં આગળ દરેકનાં શબ પડયાં

હતાં ત્યાં પાછળ રહેલા ઘોડેસવારમાંના કેટલાક જણા આવી ચઢયા. રઘલાને મુએલો જોઇ દરેક જણ ત્યાં ખમચાઈ ઉભા રહ્યા; અને કાન્તા કયાં છે તેની જંગલમાં શોધ કરવા લાગ્યા; શોધતાં શોધતાં કાન્તાનો પત્તો નહિ લાગવાથી છેવટે કંટાળી આગળ શોધ કરવી માંડી વાળી, રઘલાના શબને લઇ જવાના નિશ્ચય પર આવ્યા. બે જણા મોટરને રઘલાના શબ આગળ હાથથી ઘસડી લાવ્યા. રઘલા તથા ઘોડેસવારની લાશો ઉંચકી ઉંચકી મોટરમાં નાંખી અને માથાના ફેંડા મોટર જોડે બાંધી ઘોડા ઉપર બેસી મોટરને ઘસડી લઈ જવા લાગ્યા; આ પ્રમાણે અનાચારીઓનો અંત આવ્યો; વ્હાલા વાંચકો કાન્તાનાં પાપ વધારે હોવાથી પરમાત્માએ તેને વધારે રીબાવવા સારૂ જીવતી રાખી; તો ભલે તેને જીવતીને જીવતી જીવ લઈ જંગલમાં નાસવા દો. પાપનો ઘડો જયારે પૂરો ભરાય છે ત્યારેજ આપો આપ ફુટે છે; તે પ્રમાણે રઘલાનો અંત આવી ગયો. વાંચકો આ પાપણી કાન્તાને આપણે સુધારાની સલા' કહેવી કે ફૅશનની બલા કહેવી ? શું કહેવું ? બોલો ત્યારે વિચાર કરી કહી દો કે તે 'સુધારાની શલ્યા હતી અને ફૅશનની બલા હતી; અફસોસ ! આ તે " સુધારાની સલા ' કે ફૅશનની બલા ! "



# પ્રકરણ ૫ મું.

## પ્રીતિનો ભોગ કે નસિબનો યોગ ?

દોહરો.

પ્રેમ કુંડ પાવક ભર્યો, મન માને અનુમાન;
પર પર કહે પામીઓ, પડ પડ કહે છે પ્રાણ.

મેઘની ધારા જોડે જેમ ચપળાની કળા વધે છે, નીર-જળ વધવાની જોડે જેમ કુમુદ પોયણીની ડાંડી વધે છે. સર્પના ખોરાક ખાવાની જોડે જેમ તેના મુખમાંનું વિષ-બળ વધે છે, પવનની પ્રચંડ ગતિ જોડે જેમ તેની પરિમળ સુગંધ શક્તિ વધે છે, હુતાસનના અગ્નિના વધારા જોડે જેમ ધુમાડાનો વિસ્તાર વધે છે, તેમ સ્નેહ પ્રીતિના વધારા જોડે વિરહનો પણ વિસ્તાર વધે છે.

સ્વામિ શશિ નહિ મળે કુમુદી સૂકાયે ભાનુ વિના કમળને બહુ દુઃખ થાયે;
જીવે નહિ મિન કદી નહી હોય વારી, ચાહે ચકોર શશિને દ્રગ એક ધારી.
પ્રેમી પતંગ નિજ અંગ દીવે દઝાવે, પ્રેમાન્ધ સારસ તણો કદી દેહ જાવે;
ખેંચાય લોહચમકે ત્યમ પ્રેમી પ્યારી, છે પ્રેમની ગતિ અતિ સર્વેથી ન્યારી

ચિંતારૂપી પત્થર, સંકોચરૂપી અરણ્ય, મોહરૂપી સિંહણ પ્રેમરૂપી દાવાનળનું બળવું, અર્થાત્ ક્ષુધા પ્યાસ સાંખીને ચાલવું, દુઃખ રૂપી ખોહ, ચાલવાનો માર્ગ તેડો અર્થાત્ વાંકો ચુકો, મિત્રના ધ્યાન રૂપી પક્ષીઓનું બોલવું, વિરહરૂપી મછવાઓના ઝોલા ઝુલી રહ્યા છે, લજ્જારૂપી ગંગા પાર ઉતરવી, ભયનું ખંડન, અર્થાત્ નિર્ભય થઈને ચાલવું; ઇત્યાદી ઉપાધીઓ જેમ કેદાર પંથમાં દૃષ્ટિગોચર થાય છે; તેથી અધીક બલકે લાખો ઉપાધીઓ પ્રેમના પંથમાં ડગલે ડગલે વિલોકાય છે.

* * * *

" અરે ઓ પ્રેમ તારા નેમ નવાઇ તો પમાડે છે,
મહા રાજેન્દ્રને પણ તું રમકડા સમ રમાડે છે;
રખડતા કંઈક થયા રાને દીવાના કારણે તારે,
પડયા યાહોમ કરી રણમાં ખાંધા ખાંડા તણી ધારે.
કરીને પ્રાણ પરવશ તું મીઠી નિંદ્રા બધી ટાળે
ચિતા ચિંતાની સળગાવી અહો રાત્રી બદન બાળે;
કરીને ફેફમાં ગુલતાન બહુ બુરું બકાવે છે,
ભલે ભુંડે સ્થળે પાડી ખરે તું ધુળ ફકાવે છે.
કરાવે તું પરાયું કામ રડાવીને હસાવે તું,
ક્ષુધાને તાપથી તાવે નીચા સંગે ફસાવે તું;
મરે મારું કરી મૂરખા છતાં નેત્ર બનો અંધા,
ભૂલીને ભાન માન વિના ઉંધા સૌ આદરે ધંધા. "

* * * *

" કીધી જેણે ગુણી જનની કદર તેણે બધું કીધું,
લીધી જેણે ગરીબોની ખબર તેણે બધું કીધું;

બજારોમાં નથી મળતી રહમ કીંવા કદરદાની,
જીગરનું નૂર છે એ તો નથી વસ્તુ તમાસાની.
• નથી શું મોતી ને હીરા ખલ્કક કેરા ખજાનામાં,
પરન્તુ આબ જોતામાં જરૂર તેની જમાનામાં;
તવારીખો ઘણી વાંચી અમીરો બાદશાહોની,
રહી ગઇ લીટીઓ જેની ખરા ખોટા ખીયાલોની.
સુવાસિત પુષ્પની ખુશબો નથી છાનીજ રહેવાની,
વિવિધ સ્થાને પવન દ્વારા હરી એતો પસરવાની:
હૃદયનો હાથ લઇ ઝાનો નમાવે પાત્ર જે પુન્યનું,
વિવેચન શું પછી કરવું હરિ એના મહદ્ ગુણનું. ”



“ હીરાલાલ, મનુષ્ય માત્રની ફરજ છે કે એક બીજાને વ્યવહારમાં ઉપયોગી થવું. અન્યોઅન્યના સુખ દુઃખોમાં સ્હાય કરવી અને નજરે પડતા દુઃખી જનોને દુઃખમાં મદદ કરવી. આપ જેવા ગુણવાન વિદ્વાન અને ધર્મપરાયણ મનુષ્યને મારાથી યથાશક્તિ જે કાંઇ મદદ થઇ શકી તેથી હું મારૂં અહોભાગ્ય ગણું છુ. ઇશ્વરનો ઘણો ઘણો ઉપકાર માનું છુ. દુનિયામાં જન્મ લઇને જો પારકાનુ કલ્યાણ કરી શકાય તોજ માનવ જીવનની સાર્થકતા છે; અરે જન્મ ધર્યાનું જનની જઠર પ્રમાણ છે. ”

“ જયરામ શેઠ હું આપનો જીવન પર્યંત ઋણી છું. આપે તથા આપની પુત્રી ભગવતિ ભાગીરથી અને મારી માતાજી જમનાંએ જે સેવા ચાકરી અને બરદાશ કરી છે તે આ જન્મારામાં ભૂલાય તેવી નથી. અરે મારી ચામડીના જોડા બનાવી

આપને પહેરાવું તો પણ તે અલ્પ છે, આપના કુટુંબ તથા સ્નેહીનો મારા ઉપર અદ્વૈત પ્રેમ છે. હું આજથી નવી દુનિયામાં આવ્યો છું. 'બહુ રત્નાની વસુન્ધરા' એ સૂત્રાનુંસાર આર્યભૂમિમાં આપના જેવા પરોપકારી પુરૂષ નિહાળી હું ઘણોજ આનંદ પામ્યો છું. ધન્ય છે તમારા પ્રેમને ! ધન્ય છે તમારા જીવતરને ! ધન્ય છે તમારી લક્ષ્મીને અને ધન્ય છે તમારા કુટુંબને ! આર્યભૂમિમાં આપ કોઇ અવતારી મહાત્મા છો !"

"હીરાલાલ જગતમાં સારા જનો બીજાને સારાજ જુએ છે. દરેક ઠેકાણે મનનું પ્રતિબિંબ પડે છે. આ વિશ્વમાં દરેક વસ્તુનો દરેક વસ્તુને આધાર છે. આધાર વિના કાંઇ નથી. જન્મધારી જીવોને જન્મારામા અન્યોઅન્યનો આધાર લઇનેજ જીવવું પડે છે. જડ અને ચૈતન્યને પણ એક બીજાનો આધાર લેવો પડે છે. આધારે આ અવની અંદર રહેલી છે. આધાર વિના એકલું આ જગતમાં અવિનાશી સિવાય બીજું કાંઇ નથી. મનુષ્ય મનુષ્યના મદદનો ટેકો ન કરે તો પછી જગત ચાલે કેમ ? દુનિયા દંભને વાસ્તે નથી પણ દયાને વાસ્તે છે. દયા ધર્મને વાસ્તે છે અને ધર્મ જીવનને વાસ્તે છે."

"વિશ્વમાં સ્વફરજને સમજનાર વિરલાજ હોય છે. દાંભિક જનો દયાનો ઉપયોગ માનને વાસ્તે કરે છે. ધર્મનું રહસ્ય વદનની વાચામાં ધર્મ શબ્દને બોલીનેજ સાચવી જાણે છે. રહેણી કરી બતાવનારા કરતાં કહેણી કહી બતાવનારા ઘણા હોય છે. નમ્રતા અને વિનયમાં વીંટાળી દયા બતાવનારા દયાળુ કોકજ દૃષ્ટિગોચર થાય છે. ધર્મ અને દયા એનાં સ્વરૂપો અંતરમાં

સત્યતાથી સમજી વ્યવહાર માર્ગમાં વાસ્તવિક રીતે વાપરનારા કોઈ ભાગ્યેજ નિરખવામાં આવે છે. આપ જેવા ધનવાનને નમ્રતાના નિચાણમાં પડેલા જોઈ હું ઘણોજ આનંદ પામું છું."

"હીરાલાલ તમારા જેવા વિદ્વાન વિપ્રવર્યની સેવા તો કપુરનું વેતરૂ છે. બ્રાહ્મણોનું સન્માન એજ ધનવાનનું ખરૂં માન છે. નિરાધારને આધાર આપવો એજ અવનિમાં ઉપકાર છે. આજ રોજ આપને શાંતિ અને સુખમાં નિહાળી હું ઘણોજ ખુશી થયો છું. આપના શરીરે દિનપરદિન અધિક આરામ થતો જોઇ હું ઈશ્વરનો આભાર માનું છું. આપ હવે જરા આરામ લ્યો ! વધારે બોલશો તો વળી પ્રકૃતિ કાંક બગડી આવશે. વૈદ મૌનમાંજ શાંતિ જણાવે છે તો આપ થોડીક વાર સુખાળા થાઓ!"

"મારા ધર્મના પિતા સાચા માલીક આ તમારા ઉપકારનો બદલો હું ક્યારે વાળીશ ? રહેવા દો વડીલ રહેવાદો ! અઘટિત થાય છે. મારૂં બિછાનું સાફ છે. આપ ખંખેરશો નહિ. આપના જેવા ધનાઢ્યને આવું કરવું ન છાજે !"

"હાં હાં હીરાલાલ આ શું કરો છો ? મને ખંખેરવા દો. જોજો એકદમ બિછાનામાંથી ઉભા થઈ જતા !"

"ત્યારે રહેવા દો ! લ્યો હું આ સૂઇ જાઉં ! આપ તસ્દી ન લેશો ! આપને કામ કરતા જોઇ મારૂં મન કચવાય છે ? !"

"લ્યો ઠીક ત્યારે આપ સૂઈ જાઓ. હું જરા બહાર બજારમાં આંટો મારી આવું છું."

"હા પધારો ! દુકાનમાં હવે જરા વધારે ધ્યાન રાખો. આપ જેવા ધર્મીષ્ઠ ધનવાનના પવિત્ર અન્નપાનથી મને નવું

જીવન પ્રાપ્ત થયું છે; મુરબ્બી હવે મારી ચિન્તા મૂકી દ્યો!"

મંદારગઢનો લક્ષાધીપતિ ધનવાન જયરામ શેઠ હીરાલાલની ખબર અંતર પૂછી બજારના કામ સારૂ બહાર ગયો. હીરાલાલ પણ વાતચીતથી થએલા શ્રમથી વધારે શ્રમીત થઇ આંખ મીંચી નિદ્રાધીન થઈ ગયો. શેઠની વિધવા દીકરી ભાગીરથી હીરાલાલની સેવા ચાકરી ઘણાજ ઉમંગથી અને પ્રેમથી કરતી હતી. શેઠાણી જમના પણ હીરાલાલની સારવાર કરવામાં કાંઈ મણા રાખતાં નહોતાં. હીરાલાલના ઘરમાં આવવા પછી જયરામ શેઠને જોતજોતામાં અઢળક ધન પ્રાપ્ત થયું હતું. શેઠને સંતાનમાં ફક્ત લાડકી પુત્રી ભાગીરથીજ સંતાન રત્ન હતું. શેઠાણી જમના પણ સાધ્વી પતિપરાયણ સ્ત્રી હતી; ભાગીરથીને વૈધવ્ય પ્રાપ્ત થયા કેડે શેઠ શેઠાણીની મમતા ઘણી ખરી સંસાર ઉપરથી ઉતરી ગઈ હતી. શેઠ પણ ઉદાર હાથે પુન્ય માર્ગમાં પૈસો વાપરતા. શેઠાણી પણ સદાવ્રત પાછળ સારી રીતે ગરીબ ગરબાંને અન્ન દાનથી સંતોષ આપી ગૃહસ્થાશ્રમની પવિત્ર ફરજ અદા કરતાં હતાં. હીરાલાલની ધર્મપરાયણ વૃત્તિથી શેઠ તથા શેઠાણી ઘણોજ આનંદ પામતાં હતા. જ્યારે જયરામ ઉભયને વ્યવહારિક વિટંબણાથી કલેશ થતો હતો ત્યારે હીરાલાલ તેમને જ્ઞાનામૃતનું પાન કરાવી પરમ શાન્તિ પમાડતો હતો. વખતે વખતે શેઠને દુહિતાના વૈધવ્યથી અનહદ સંતાપ થઈ આવતો હતો; પણ હીરાલાલના સમાગમથી ચિત્ત પરમ સુખને પામતું હતું. ભાગીરથીને પણ હીરાલાલ અપરોક્ષ રીતે ઘણોજ ઉપદેશ આપતો હતો; તેના મનમાં જ્ઞાન માર્ગના ઉંચ

સંસ્કાર સ્થાપતો હતો. આખા ઘરમાં તથા શેઠના તમામ સ્નેહી મંડળમાં હીરાલાલ એક પરમહંસ તરીકે મનાતો હતો. તેની પાસે દરેક વ્યક્તિને ગમે તે વખતે જવાની છૂટ હતી. મંદારગઢના પ્રતિષ્ઠીત પુરૂષો હીરાલાલના વચનામૃતથી પરમ સંતોષ પામી ચકીત થઈ જતા હતા. આખા ગઢમાં જયરામ શેઠના ભાગ્યની બલિહારી બોલાતી હતી. એક વખતે પુત્રીના રંડાપાથી શેઠની ઘણીજ અવદશા થઈ ગઈ હતી; અને આજ કાલ હીરાલાલના ઘરમાં આવવાથી શેઠના નસિબની બારીઓ તમામ ખુલ્લી ગઈ હતી. વ્યાપાર, રોજગાર, વ્યવહાર અને સાંસારિક હરેક પ્રકારના કાર્ય ક્રમમાં શેઠની સોગટી હીરાલાલના ચરણ પ્રભાવ પ્રતાપે આબાદ વાગતી હતી, અર્થાત્ જયરામ શેઠની સંપુર્ણ રીતે હીરાલાલના આવવાથી જોતજોતામાં ચઢતી થઇ ગઈ હતી. શેઠ સ્વસ્થિતિના ઉદયકાળથી ઘણાજ નમ્ર વિવેકી અને પુન્યશાળી બની રહ્યા હતા હીરાલાલની મન વચન અને કર્મે કરીને સેવા ચાકરી કરતા હતા શેઠ જ્ઞાતે વણીક કોમના હતા; અને હીરાલાલ પવિત્ર બ્રાહ્મણ કોમનો હતો; એટલે શેઠને સોનામાં સુગંધી ભળી અને શેઠાણીને ગરીબને ઘેર ગંગા વળી અને ભાગીરથીને દુધમાં સાકર મળી એ પ્રમાણે થઈ રહ્યું હતું.

અત્યારે હીરાલાલ નિદ્રાધીન છે. શેઠ બહાર બજારમાં ગએલ છે. શેઠાણી પણ કોઇ કાર્ય પ્રસંગે બહાર સીધાવ્યાં છે. આખા ઘરમાં હીરાલાલ અને શેઠની વિધવા દીકરી ભાગીરથી બંને જણાંજ છે. એક નિદ્રાવસ્થામાં છે; ત્યારે બીજું જાગ્રતાવસ્થામાં છે; ભાગીરથી શેઠની લાડકી દીકરી, શ્રીમંતાઈના તેજથી

જળહળીત, બાલવિધવા, ભર યુવાનીમાં ઝગકતી મસ્ત મનો-વેગી ચપળા, અરે એકવાર અવિચારી સાહસિક અબળા અરે તરંગોમાં તણાતી પ્રબળા ભાગીરથી અત્યારે મહા વિચારસાગરના ઝોલે ચઢતી બેઠી છે. હીરાલાલ તરફથી થએલ તમામ જ્ઞાનોપદેશ અત્યારે ભુલી જવાની તૈયારીમાં છે. પોતે કેવી સ્થિતિમાં છે અને કોની પુત્રી છે તે પણ ક્ષણવાર વિસારી અનર્થ આદરવા તૈયાર થએલ છે. અત્યારે ભાગીરથીને કોણ જાણે કેવાએ વિચિત્ર પ્રકારના વિચારો આવવાથી તે તદ્દન બદલાઇ જઇ અવિચારી નારીરૂપ ધારણ કરી અર્થાત્ આજ રોજ નિત્યના કરતાં નિરા-ળાજ વધારે નવીન પ્રકારના ઠાઠમાઠમાં આવી બણી ઠણી રૂમઝુમ લટક મટક કરતી ફક્ત નિમિષ રૂપે વૈધવ્ય અવસ્થાના નામ ધારી શુન્ય ચિન્હ તરીકે હાથે ફક્ત કુંદનની બંગડીઓ રાખી હાવભાવમાં હીલોળાતી હીલોળાતી હીરાલાલના ખંડનાં દાખલ થઇ. હીરાલાલને નિદ્રાધીન નિહાળી પળવાર સુધી વિચારમાં ખચકાઇ જડવત્ કમાડ ઝાલી ઉભીને ઉભીજ રહી. છેવટે મન સાથે કાંઈક નિરાળો વિચાર કરી નયનને નવીન આશામાં પલકાવતી અધરને દંતથી દાબતી અને ઠમામમમાં ચરણને એડી પ્રહારથી ધરણી પર ચાંપતી હીરાલાલના ઓશીકા આગળ બેઠી. થોડીકવાર સુધી ઘણાજ પ્રેમના ઉમળકાથી હીરાલાલનું વદનકમળ નિહાળી રહી. તેના અંતરમાં હેતના ઉમળકા ઉપર ઉમળકા આવવા લાગ્યા. આખું શરીર અનંગના ચમકારથી પુલકાયમાન થઇ રહ્યું. મનડું મદનના મનોવેગમાં થનક થનક થનકારા મારી રહ્યું. તેણે ઘણાજ પ્રેમથી નીચી વળી હીરાલાલના કપોલ પ્રદેશ

પર પ્રેમનું ચુંબન કરવાનું સાહસ આદરવા માંડ્યું. જેવી ચુંબન કરવા જાય છે તેવુંજ હીરાલાલને ઉધરસનું ઠુસકું આવ્યું. ભાગીરથી તરતજ ઉધરસના ઠુંસકાથી પાછી પડી; પાછી પડતાની સાથેજ હું શું કરૂં છું તેનું સહજ સહજ ભાન આવ્યું; ભાનની સાથેજ પાછી વિચારમાળામાં પડી ટગર ટગર હીરાલાલના મુખને જોવા લાગી. હીરાલાલ અત્યારે સ્વપ્નાવસ્થા ભોગવતો હતો. તેની અંતરદૃષ્ટિ સમક્ષ કુંદન રમી રહી હતી. ઘડી ઘડી પ્રેમથી કુંદનને વિનવતો હતો અને ઘડી ઘડી ક્રોધ ભરી દ્રષ્ટિથી ઉપાલમ્ભ આપતો હતો; વળી વળી પ્રેમતત્વનો બારિક વિચાર કરી તત્વ-જ્ઞાનમાં પણ તલ્લીન થતો હતો; અર્થાત્ સાંસારિક ભાવનાના જે જે અવતરણ તેના વાતાવરણમાં રમતા હતા, તે તે પ્રકારની અજબ દશા અનુભવતો હતો.

"કુંદન, રસીલી કુંદન તું કયાં! તારા વિના હું પણ સૂનો! શૂન્યકારમાં એક તારી આશાનોજ રણકાર મારા કરણ પટ પર આવે છે."

* * * *

દીલ તખ્તે જગો તારી કોઇએ પૂરી નહીં,
હરદમ તથા પધારી દીલમાં સની નહીં;
દુનિયા પ્રીતિ ભરી ભલે, ઝીલે સુભાગી જન,
હો ભલે એ સો ગણી, આ દીલને પૂરી નહીં.
ભાવે રમાડું તુજને બેસાડું સાને પાસ,
ભેટવા હું જાઉં ત્યાં મૂર્તિ દીઠી નહીં;
મૂર્તિને હું ન માનું કામ શું તે સાથ,

એજ નયનોની મઝા મુજને અધુરી નહિં.
તું મળી હતી મુજને રહી એક બે પળવાર,
ઘા કરી દીલ કારી ગઇ રંગમાં પુરી નહીં.
એ ખૂનને ટીંપે ટીંપે ગાઉં હું તારૂં નામ,
તું વીના કીરતારની ખુબી મને પૂરી નહીં;
આવ કે ના આવતું તું તુજ આડે જામ,
હું તું એ ખુવારીમાં મને સબુરી નહિ. "મળી"

આહા પ્રેમ ઉચ્છવાસ નથી, એ શક્તિ વિક્રમ છે. સર્વ સત્વનો, બધા ચારિત્રની બળવતી અભિવ્યક્તિ છે. એજ જીવની શક્તિ છે. વિદ્વાન લેખક બ્રાઉનીંગ જણાવે છે કે, Love is the energy of life નાના મોટા જ્ઞાની, મૂર્ખ, રાજા, પ્રજા, પશુ, પક્ષી, દેવ માનવ બધાજ સમાજમાં પ્રવેશ અને આદર મેળવવાનો પ્રેમજ જાણે અનુમતિ પત્ર પરવાનો હોય તેમ લાગે છે. જર્મન કવિ ગેટે કવે છે કે,

Love whose perfect type is woman,
The divine and human blending:
Love for ever and for ever,
Wins us on ward still ascending.

નારીજ પ્રેમનો શ્રેષ્ટ આદર્શ છે. તેમાં સ્વર્ગીય અને માનવીય ભાવનાનો સુંદર મેળાપ થાય છે. આ પ્રેમજ નિત્યકાલ આપણને ક્રમોર્દ્ધગામી કરીને ઉચ્ચથી ઉચ્ચતર ત્રિદિવમાં લઈ જાય છે. સંસાર ક્રીડાભૂમિ નથી, પણ એક વિદ્યાલય છે. અહીં પ્રેમશિક્ષા પ્રેમાનુશીલન કરવું પડે છે. માનવના આ છાત્ર

જીવનમાં અવકાશ કાલ નથી. એક અનંતપાઠ અનંતકાલ સુધી અભ્યાસ કરવો પડે છે, એક શમસ્યાનો ઉદ્દભેદ કરવો પડે છે, તે આ છે, "શી રીતે પ્રેમ લાભ કરાય ? શી રીતે પ્રેમીક થવાય !" હૃદયના અનુશીલ નથી, અનુશિલ દ્વારા શિલ્પ, સંગીત, સ્થપતિ વિદ્યા વગેરેમાં ચઢતી કરાય છે. શિલ્પ વિજ્ઞાનનાદિના પ્રમાણે એનો પણ નિત્યશિક્ષા અને અભ્યાસ કરવો જોઈએ. કંઠનું અનુશિલન નહિ, આંગળીનું અનુશિલન નહિ, હાથની કસરત નહિ પણ એ આત્માનું અનુશિલન અધ્યાત્મ કસરત છે. આપણે સમાજમાંજ જીવનસગ્રામમાં રહેવું જોઈએ; કારણ કે, Telent develeps itself in solitude: character in the stream of life એકાંતમાં લોકાલયથી દૂર માનસિક શક્તિયો વિકસીત થાય છે; પણ સંસાર સાગરમાં ડૂબતાં ડૂબતાં ચારિત્રનો વિકાસ થાય છે. અરે અંગ્રેજ પ્રેમશિક્ષણ માગે છે. પ્રેમજ ધર્મ છે. ધર્મ તનદુરસ્ત આત્માનું સ્વભાવિક કાર્ય છે. પ્રાણીના શ્વાસોશ્વાસની જોડે ફેફસાના સંકોચાવવા તથા વિસ્તૃત થવાના વિના બીજું કાંઈજ નથી. આન્તરીક પ્રકૃતિનો સ્વભાવિક સ્ફોટનજ ધર્મ છે. પ્રેમ પ્રિય વસ્તુને આનંદ આપવા ચાહે છે, એટલા માટે જે કામ કર્યાથી તે ઉદ્દેશ સિદ્ધ થાય તે પણ કરવા ચાહે છે. પ્રેમના વેગ અનુસારે તે કાર્ય કરવાની પ્રવૃત્તિ પણ બળવતી થાય છે. પ્રીતિ પ્રિય કાર્ય કરવામાં તત્પર હોય છે. જીવની સેવામાંજ સત્યજ્ઞાન તથા પવિત્રતાની ઉપાસનામાં ભગવાન પ્રસન્ન છે; તે કારણથી પરમાત્મામાં જેની પ્રીતિ છે તે સત્યાનુરાગી છે, સત્યવાદી

જ્ઞાનાનુરાગી, સંયતેન્દ્રિય તથા વિશુદ્ધ સ્વભાવ છે. જેમાં ભગવાન ખુશી થાય તે વિષયમાંજ પ્રેમિક ઉપાશક નિરંતર તેમાંજ આંખ ફેંકે છે. પ્રેમીકના જે જે નેત્ર પર પડે છે, તે પ્રેમ રૂપથી જુએ છે. વૃક્ષની ઓળખાણ ફળથી થાય છે. ધર્મની ઓળખાણ પ્રેમથી થાય છે. પ્રેમજ જીવનની સફળતા છે. જીવાત્માથી પરમાત્માની પાસે પહોંચાવાય છે. જીવાત્માની ઉપર પ્રેમજ આપણને પરમાત્માની પાસે લઈ જાય છે. તેના ઉપર અથવા તેના પ્રિયજીવને ચાહવું એ એક સરખું છે. મહાત્મા બિપિનચંદ્ર પાલના શબ્દોમાં કહીએ તો He that loveth another hath fulfilled the law' જે માણસ એક જણને ચાહે છે તે પ્રિય પરિજનની પેઠે, પતિવ્રતા સતીની પેઠે, ઇચ્છાપ્રકાશ કરવાની પહેલાંજ પ્રભુની મતલબ જાણીને ભગવાનનાં પ્રિય કાર્ય કરે છે, ભગવત્ વિધી પાલન કરે છે, પ્રેમ અનુજ્ઞાનો ગુલામ છે. ગુલામ શેઠની ઈશારતથીજ મતલબ સમજી શકે છે, તે ત્વરાથી તેને લગતાં કામ કરવાને તત્પર થાય છે, તે શા ઈરાદાથી કામ કરે છે? ભય તથા શરમથી નહિ, પ્રેમથી તેને માટે ભવાં ચઢાવવાં માર મારવો, અથવા સજાનો ધારો બનાવવો પડતો નથી. એક જણના ઉપર ચહા રાખવો અને ઇશ્વરનો નિયમ પાળવો એ એકજ છે. પ્રેમ પંડિત જોન કહે છે કે, This is love that we walk after his commandments આપણે તેની આજ્ઞા પાળીએ છીએ એજ પ્રેમ છે; અને એટલા વાસ્તેજ કહેવાય છે કે, Love is the fulfilling of the law વિધી પાલનજ પ્રેમ છે. આ બધા મહા વાક્યના

રહસ્યમાં અગણિત રત્નો સમાએલાં છે.

ઈશ્વર પ્રેમ સ્વરૂપ છે. જે પ્રેમમાં રહે છે, તે પરમાત્મામાં રહે છે અને પરમાત્મા તે પ્રેમીકના અંતરમાં રહે છે. મુક્તિ પ્રીતિની દાસી છે. મુક્તિમાં પ્રેમિકનો અધિકાર છે. પ્રેમિક મુક્ત આત્મા છે કારણ કે તે પ્રવૃત્તિ શૂન્ય છે. પ્રેમજ તે પુષ્પક છે કે જેનાથી જીવ શરીરે સ્વર્ગ ઉપર ચઢે છે, દુનિયામાં જે ચહાતો નથી તે પરમાત્માને પિછાનતો નથી, અર્થાત્ પરમાત્માજ પ્રેમ સ્વરૂપ છે, માટે,

* * * *

" પ્રીતિ પ્રેમ વદુ જય જય જય વાણી ભર્યા પ્રેમ થકી પવન આબ પાણી,
શીતલ પ્રાણુ સ્હાય આપતો સમીર સુરજ ચંદ્ર તણો પ્રેમ શો ગંભીર;
પિતા પુત્ર માત પતિને સંસાર દાસે પ્રેમ વડે દીપતો ઝગાર,
તૂટ્યો પ્રેમ કીટી જાય છે સંસાર પરબ્રહ્મ તણી યોજના અપાર.
પૂરો પ્રેમો અંશ પ્રેમપુંજ અંગ સદા ઝીલતો પ્રીતિ તણા તરંગ,
મળે સાથ કદી લાખમાંથી એક ગહન પ્રેમ અકલ યોજના અભેદ;
મનુષ્ય જીવ મનુષ્ય જીવ શું તણાય પ્રગટ પ્રેમ તારી કલ્પના જણાય,
પ્રિયા પ્રિતમ તણે કંઠ લીન થાય પિતા કંઠ વિંટે બાલકો ભરાય.
ભિન્ન ઠામ ભિન્ન ભિન્ન રૂપ ભાસે બધે પ્રેમ તુજ એકલો પ્રકાસે,
નથી દુઃખ ભેદ પ્રેમ શક્તિ તારી તિમિર દુઃખ પ્રેમ તેજ દે વધારી;
બધે બ્રહ્મરૂપ બ્રહ્મ પ્રેમ જાણું કૃતિ રીતી ગતિ ભિન્ન ના પ્રમાણું. "

મણિઃ—પ્રેમજીવન.

મારી પ્રીતિ પ્રતિમા! સ્નેહની દેવી! અરે પ્રેમની પૂતળી! કુંદન તું ક્યાં? અલબેલી તારી આશામાં તો હું ખુમ

તણાયો ! જેમ જેમ તારી પાછળ તણાઉં છું તેમ તેમ તું વધારેને વધારે દૂર ભાગતી જાય છે. મધુરી, હવે એકવાર તો મને દર્શન આપ ! તારા દર્શન વિના હું ઘેલો થઇ ગયો છું. રસીલી હવે મુખની માગી એકવાર છેલ્લી છેલ્લી ઝાંખી કરાવ !"

હિરાલાલના સ્વપ્નાવસ્થાના પ્રેમોદ્‌ગારથી ભાગીરથી ઘણીજ મુગ્ધ બની ગઇ, અને જે આવેશમાં હતી, એના કરતાં તમણા આવેશમાં તણાવા લાગી. એના અષ્ટાંગે પ્રેમનો તન્મનાટ થઈ રહ્યા; હૃદય ભાવનાઓથી નાચી રહ્યું. યુવાન બાળા મસ્તીએ ચઢી પુનઃ સાહસ કરવા લાગી; હીરાલાલ તરફથી પ્રાપ્ત થએલું તમામ જ્ઞાન વિસારી દીધું, અને એકદમ પ્રેમમાં ઉત્સુક બની નીચી નમી હીરાલાલને ચુંબન કરવા ગઇ; એટલામાં હીરાલાલના મુખમાંથી ઉદ્‌ગાર નીકળ્યા,

" એ પ્રીતિના અધિકારી;
એક ગોપી ગિરધારી:—૦
પાવક પ્રીતિ પરમાણે,
વીતી જેને તે જાણે
ચાતક તો સ્વાદજ માણે,
લઇ લ્હાણુ લ્હાણુ લ્હાણુ:—૦
જ્યાં હૃદય હૃદય ત્યાં જાયે,
લોચન લોચનમાં સમાયે;
જુદા થાતાં દુઃખ થાયે,
જાયે પ્રાણ પ્રાણ પ્રાણ:—૦ "

**કુંદનને સંબોધતાં ભાગીરથી સ્નેહ સંબંધમાં સંબોધાઈ**

ગઈ; અને તરતજ સાહસિક શ્યામાએ સાહસ કરી ચુંબન કરી દીધું. ચુંબનના શીતકારથી હીરાલાલ લાગલોજ જાગૃત થઈ ગયો. ચપળાના ચમત્કારથી ચતુર ચમકી રહ્યા; ભાગીરથી ઝંખવાણી પડી લજવાઇ ગઈ; હીરાલાલ તીરસ્કાર યુક્ત દ્રષ્ટિપાત ભાગીરથી પ્રતિ ફેંકી મનોભાવને વચન પ્રહારમાં ગુંથી મુખભાવને સ્મિતહાસ્યમાં પલટાવી બાલ્યો " ઓહો ભાગીરથી બ્હેન! આજ આટલો બધો આ દીનબંધુ ઉપર પ્રેમનો ભાર! હોય બ્હેન હોય! ભાઈ ઉપર બ્હેન સિવાય આટલું બધુ હેત કોણ દર્શાવી શકે! એક જનુની કે બીજી ભગિની! તમને બ્હેન કહું તોયે થોડું છે અને મા કહું તોયે થોડું છે! આ માંદા અને મરતા હીરાલાલની સારવાર તમે બ્હેન કરતાં પણ અધિક કરી છે; અને મા કરતાં પણ અધિક કરી છે. તમને જોતાં હું બધું ભૂલી જાઉં છું! મારી બ્હેન કહો આ ભાઇને શી આજ્ઞા છે? બ્હેન વિનાના ભાઇને કાલી ઘેલી બ્હેનના પ્રેમચુંબનથી કેવી શાન્તિ થાય છે; તેની મને આજે ખબર પડી. બ્હેન તમારા ચુંબનના મીઠડાથી મારાં બધાં દુ:ખડાં દૂર થઈ ગયાં!" આ વખતે એક દૈવિક ચમત્કાર થયો; શેઠાણી જમનાં અને શેઠ જયરામ હીરાલાલની વિશુદ્ધિ પારખવા સારૂ તેના હૃદયની પવિત્રતાની કસોટી જોવા સારૂ ઇશ્વરી પ્રેરણાથી અચાનક આવીને હીરાલાલના ખંડ પાસેના જાળીઆ આગળ ઉભાં રહ્યાં. શેઠ અને શેઠાણી બંને એક મત થઈ શાંતિ પકડી હીરાલાલ તથા ભાગીરથી શું કરે છે તે ચુપકીથી નિહાળવા લાગ્યાં. શેઠાણી વખતે વખતે ગભરાવ

લાગી કે એકાન્તમાં અનર્થ થશે અને અનર્થથી બન્ને જીવની અધોગતિ થશે; પણ જયરામ જમનાંને ઈશારતથી શાન્ત કરી શું થાય છે તે જોવા વિનવણી કરી ચુપકીથી જોવા લાગ્યો !

" મને માફ કરો ! હું આપની અપરાધી છું ! "

" એમાં અપરાધ પણ નથી અને માફ માગવાની આવશ્યકતા પણ નથી. "

" હું ભૂલી ગઈ, મેં ન કરવાનું કાર્ય કર્યું; મને ક્ષમા કરો ! મન માંકડાએ મને જેમ નચાવી તેમ હું નાચી ! હું મોહમાં આંધળી બની કામવશ થઈ બધું ભૂલી ગઈ; અરે મારા જ્ઞાનમાં પાણી ફરી વળ્યું ! આપે મને જ્ઞાનોપદેશ આપવામાં કાંઈ પણ કચાશ રાખી નથી; વિધવાના ધર્મો સારી રીતે સમજાવ્યા છે; છતાંપણ બધું પત્થર ઉપર પાણી થઈ ગયું.

અરે મહાવીર હું તો બધું ભૂલી ગઈ. પાપમાં ડુબી ગઈ ! સાત સમુદ્રના જળથી પણ મારા મનની વિશુદ્ધિ હવે થશે નહિ. હું શું કરૂં ? કયાં જાઉં ? મારા પાપનું પ્રાયાશ્ચત શી રીતે કરી પાવન થાઉં ! હવે મને કાંઈ સૂઝતું નથી. જેમ જેમ ઘડી ઉપર ઘડી વ્યતિત થાય છે તેમ તેમ મને મારા સાહસ કર્મની ભયંકરતા વધારે ને વધારે ભયંકર જણાય છે. હું કોણ? મે શું કર્યું ? આપના જેવા પરમ ભગવતિ વીર સંગાથે મેં મારા હૃદયની શ્યામતા ઘસી ! હરિ હરિ હરિ હવે મારી શી ગતિ થશે ? "

" બ્હેન હવે પરિતાપ કરશો નહિ. પશ્ચાત્તાપ છે તે એક પુનરૂજીવન છે, પાપનું પ્રાયશ્ચિત છે. પ્રેમનો પંથ વિષમ છે,

કઇ કંઈ જ્ઞાનીઓ તેમાં ગોથાં ખાય છે. મનને હંમેશાં અંકુશમાં રાખવું જોઇએ; નિરંકુશ મન સદાને વાસ્તે માર ખવરાવે છે. પ્રેમ મન અને કામ એ ત્રણે વસ્તુ નિરાળી છે. અજ્ઞાની અને સાહસિક એ ત્રણ વસ્તુને એક વસ્તુ માની કેટલીકવાર પ્રીતિના નામને કલંકીત કરે છે, મનને બહેકાવી નાંખી ન કરવાનાં કાર્ય કરે છે, અને છેવટે વિમાસણના સાગરમા પડી સાહસિક મન સાથે બુડી મરે છે. ચ્હાવું અનુભવવું અને સ્હેવું એ કોઇ વિરલાથીજ બની શકે છે. મનને નિરંકુશ કરી કામના વાતાવરણમાં વાયરે ચઢેલા કઈક વેવલાઓ પ્રેમ પ્રેમ કહી પોતે અનાચાર આદરી અનીતિમાં ડુબી મરે છે અને બીજાને ડુબાવી મારે છે. પ્રીતિ આ દુનિયાની વસ્તુ નથી, પણ સ્વર્ગની અમૂલ્ય વસ્તુ છે, પ્રભુની પ્રભુતાની પ્રતિમા છે. હૃદયની વિશુદ્ધતાનું પ્રતિબિંબ છે, અમૃતનું બિન્દુ છે, સત્ય સુખનો મહા સિંધુ છે. જુવાની એ એક વિકાર ઉત્પન્ન થવાથી દીવાની અવસ્થા છે. એ દીવાની અવસ્થાને ધર્મ અને જ્ઞાનના સંસ્કાર, વિચાર અને આધારે કરી સુખમય શાંતિની અવસ્થા બનાવી શકાય છે. સ્વતંત્ર અને નિરંકુશ મનના વાતાવરણના સારા નરસા વિચારોનાં ફળ આ અવસ્થામાં સ્હેલાઈથી અનહદ પ્રમાણમાં મળી શકે છે; માટે વિબુધજનોએ હમેશાં મન ઉપર ધર્મ અને જ્ઞાનનો અંકુશ રાખવો જોઇએ. જીવનને જેમ બને તેમ ધાર્મિક બનાવવું જોઇએ. બુદ્ધિમાને એકાંત મળતાં મનને જ્ઞાનના વાતાવરણમાં ચઢાવવું જોઇએ. મનની ઉન્નતી નીતિ અને ધાર્મિક વૃત્તિઓથી થઈ શકે છે. બ્હેન હવે ચિંતા નહિ કરતાં મન ફરીથી વિભળ

ન થાય તે સારૂ ખાસ લક્ષ આપશો. ”

“ ભાઈ, આપે આ બ્હેનના કલ્યાણ સારૂ જેટલું કહેવાય તેટલું કહ્યું છે. મારા જીવનમાંજ આવા સાહસ કલંકની કાળાશ લાગવાનું લખ્યું હશે તે પ્રમાણે બન્યું ! હજુ પણ કાંક પાપ કરતાં પાછું વાળી જોયું હશે; તેથી આપનો જ્ઞાનોપદેશ મારા ઉપર નિરંતર અમૃત ઘનની માફક વરસ્યાજ કરે છે. હુ વિકારી થઈ પણ આપ વિકારી નથી થયા એટલું મારૂં પુન્ય છે. મારાં માતપિતાના પુન્યનો પણ ઉદય છે કે આપ જેવા મહાત્મા નરવીરનાં મારા ઘરમાં પગલાં થયાં છે. તમારી જેટલી સેવા ચાકરી કરીએ તેટલી થોડી છે; અરે તમારા ચરણ પખાળીને પાન કરૂં તો પણ થોડું છે. ગુણનીધિ આજે આપે મને તારી છે; અરે મારા પિતાની ઇકોતેર પેઢીને પાપમાં ડુબતાં બચાવી છે. આપના જેવા સયમવાળા અને મનોનિગ્રહવાળા કોક વિરલાજ હશે. સ્ત્રીના ચુંબનથી જો ચળાયમાન ન થયા હો તો તે આપ એકલાજ છો. કળીકાળમાં ભામિનીની ભૂજલતામાંથી મુક્ત થાય તેવા આપ એકજ મહાત્મા છો. આપનાં હુ કીયે મુખે વખાણ કરૂ તે સૂઝતું નથી. હરિ, હરિ, હરિ, મેં પણ આજે મહાભારત અનર્થ આદર્યો છે. મારૂં શું થશે તે હું કળી શકતી નથી ! આ પાપનું પ્રાયશ્ચિત્ત કેવી રીતે કરવું તે પણ મન કલ્પના કરી શકતું નથી. જય જય જગતપિતા પ્રભુ મને માફ કરો હું ઘણીજ અપરાધી છું. ”

“ બ્હેન ઈશ્વર તમને માફ કરશેજ ! કેશવ કરૂણાનીધિ છે. તે હમેશાં પાપીઓને પાપમાંથી તારે છે, તે દરેક જીવધારી ઉપર

નિરંતર દયાજ કરે છે. હવે તમે પાપને સંભાળી સંભાળી પશ્ચાત્તાપ ન કરશો. ભવિષ્યમાં પાપ કરતાં અટકી જવાય તેવાં જ્ઞાન પગલાં ભરશો ! હવે તમારામાં વિકાર રહ્યા નથી. તમે શુદ્ધ છો; મગજમાંથી મલીન વાસના દૂર કરી દો ! દિનબન્ધુ હમેશ દીન ઉપર અમીદ્રષ્ટિજ કરશે. દયાસિંધુ દયા વરસાવશેજ !"

"આપ જેવા ધર્મવીરના સમાગમમાં છતાં પણ પાપ કરવાને તૈયાર થઇ ! અહા એ શું ઓછો ગજબ છે આપના કમળવદન પર ચુંબન કરવાને આ પાપી મુખ લલચાયું તો તેને તો શિક્ષા અવશ્ય કરીને કરવી જોઇએ. પાપી મોંઢાને તમાચા મારવાજ જોઇએ ! મન માંકડા લે લેતો પાપની સજા !"

"અરે હાં હાં બહેન આમ તમાચા મારે પાપ દૂર થાય ! કઢાપો કરે મન ઉલટું બગડી બેસે; વિલાપ અને પશ્ચાત્તાપથી તો એક પાપની નીચ પ્રકારની ઘેલછા ઉત્પન્ન થાય માટે શાંત થાઓ, મોંઢા ઉપર તમાચા મારે મનને શું થાય તેને તો જ્ઞાન નીતિ અને ધર્મના અંકુશથી વશ રાખવું જોઇએ !

"અભાગી જીવ છેવટે તું વિષ્ટા ઉપરજ બેઠો ! પાપી મન છેવટે પાપ કરવાજ તત્પર થયું ! દુષ્ટ મન લે તારા કર્મનાં ફળ !" કહી આવેશમાં આવી માથું હીરાલાલના પલંગના પૈર ઉપર જોરથી અફાળ્યું; હીરાલાલ ગભરાઇ ગયો; જોતજોતામાં ચોગરદમ લોહી લોહી થઈ ગયું. ભાગીરથીનાં માબાપ એકદમ આંધળીયાં કરી ધસી આવ્યાં; ચોગરદમ ગભરાટ અને ગજબ વરતાઈ રહ્યો !"

" દીકરી તેં ન કરવાનું કર્યું પણ અંતે સમજણના ઘરમાં આવી એટલું મારૂં અહો ભાગ્ય છે ! હવે પશ્ચાતાપ કરીશ નહિ ! આ તો ધર્મના અવતાર હીરાલાલ હતા તો સૌ સારૂં થયું; પણ વખતે કોક બીજો હોય તો અમારે કમોત કરી મરવું પડે અને તને પહેલાં વિષ આપી મારવી પડે ! બેટા હવે જ્ઞાનને ગ્રહણ કર. ધર્મ અને નીતિનાં દ્રષ્ટાંતથી સિદ્ધાંત બાંધતી જા અને તારી કાયાને પાવન કર ! "

" બેટા હવે બહુ થયું ! ચિંતા ન કરીશ; આત્મઘાતના વિચાર જવા દે ! તારા હૃદયમા જે વિકાર અને દુષ્ટ ભાવના હતી તેની આજે તેં સારી ઘાત કરી છે. હવે આટલેથી સંતોષ માની નીતિને સંભાળો અને પ્રભુને ભજશો તો ભગવાન તમારૂં ભલું કરશે ! "

" મારાં માત પિતા ! આજે તમને ઘણું કષ્ટ થયું છે તો મને માફ કરશો. બ્હેનને પણ મેં જેટલી શિખામણ દેવાય તેટલી દીધી છે. હોય બચ્ચું છે, અલેતું છે, દુનિયા તેણે જોઇ નથી. તે નિષ્પાપ છે, તેને પ્રભુ ક્ષમા કરશે ! ભોળાના ભગવાન હંમેશાં ભોળાનું ભલુંજ કરશે ! બ્હેન કંચન છે તે કંચનજ રહેશે. કુંદન પર જે પાપની રજ ચોટી હતી તે આજ પશ્ચાત્તાપના અગ્નિથી વિશુદ્ધ થઈ છે ! પ્રભુ તમારા સર્વનું કલ્યાણ કરો ! "

" હીરાલાલ હવે મારૂં મન સંસાર પરથી ઉડી ગયું છે. વિશ્વનો વૈભવ મને અત્યારે અંગારા સમ દુખદ લાગે છે. મને હવે કાંઈ ગમતું નથી. આજથી મારી દુકાન અને પેઢીનો તમામ

વહીવટ હું તમને સોંપું છું. હું તમને મારા પેટના પુત્ર કરતાં પણ અધિક સમજું છું; મને હવે સખત વૈરાગ્ય ઉત્પન્ન થયો છે તો મને વૈરાગ્યમાંજ રમવા દો. આ તમારી ધર્મની માતા અને ધર્મની બ્હેનની તમે સંભાળ રાખો ! એ બંને નિરદોષ હું તમને સોંપું છું. જે કાંઇ મારી સ્થાવર જંગમ મિલકત હોય તે તમામનો પુન્ય માર્ગમાં ઉપયોગ કરજો ! આજથી તમે તેના કુલ મુખત્યાર છો ! તમારૂં જે કોઇ સગું વ્હાલું હોય તેને અહીં બોલાવી તમે રાખો ! મને હવે મારા કલ્યાણનો માર્ગ પકડવા દો ! ”

“ પિતાજી આપ આમ આકળા ન થાઓ ! આવેશમાં ન આવો ! આવેશ હંમેશાં નુકશાનકારક છે. સાહસ અનર્થને ઉત્પન્ન કરવાવાળું છે. આપની વૃત્તિ જો હવે પ્રભુ ભજનમાં વળી હોય તો સુખેથી આપ પ્રભુ ભજન કરો ! આમ એકાએક વૈભવનો ત્યાગ કરી બાવા બની જવામાં દુનિયા તરી શકાતી નથી. ધીમે ધીમે મનને સંસ્કારી કરી વૈરાગ્યમાં રમવાથી ભક્તિની ખરી મઝા માણી શકાય છે. એકદમ રાખ ચોળી બાવા બનનાર કંઇક જણા વિભળ મન થવાથી પાછા સંસારી બન્યા છે; અરે પાપના કીડા બની પાપમાં સડયાજ કરે છે; માટે મન ઉપર જેટલો ભાર તે ખમી શકે તેટલો મૂકો, અને ધીમે ધીમે સંસારની માયા ઓછી કરી કાયાના કલ્યાણમાં મચતા જાઓ!”

“ અરે પણ આજ મને પારાવાર મુંઝવણ થાય છે. મારા મગજમાં કાંઈ ઓરજ પ્રકારની ચિન્તા જામી રહી છે. મારા આખા શરીરમાં ગભરાટ વ્યાપી રહ્યો છે, મને હવે કાંઈ

રૂચતું નથી, અરે મનને કાંઈ પણ ગમતું નથી; હવે આ ભૂમિજ મને ભારે લાગે છે ! ”

“ તો ચાલો હવે થોડાક વખત સારૂ આપણે બધાં જાત્રાએ જઇએ ! કાશીની કલ્યાણ ભૂમિકામાં થોડાક વખત નિવાસ કરો ! ત્યાં તમારા મનને સારી રીતે વિશ્રાંતિ તથા શાન્તિ મળશે ! કેટલીક વખતે ધાર્મિક સ્થળોની યાત્રા પણ મનને મોંઘી ઔષધી માત્રા કરતાં પણ વધારે સુખ અને શાંતિ આપે છે. ”

“ તો તમે પોતે યાત્રા સારૂ બંદોબસ્ત કરો, હું પેઢીના વહીવટની ગોઠવણ કરૂં છું. જેમ બને તેમ તાકીદથી કામથી પર વારી જાઓ ! ”

“ બહુ સારૂ મુરબ્બી આપ હવે થોડીકવાર શીતળ જળથી સ્નાન કરી આરામ લ્યો ! બા અને બ્હેન તમે પણ શીતળ જળથી સ્નાન કરી માળા કરો ! જાઓ પ્રભુ સૌ સારા વાનાં કરશે ! ”

“ હીરાલાલના ઉપદેશથી શેઠ શેઠાણી અને ભાગીરથી દરેકને શાન્તિ વળી. શેઠ લાગલાજ દુકાને જઈ વહીવટની વ્યવસ્થામાં ગુંથાયા; અને શેઠાણી તથા ભાગીરથી સ્નાન કર્મમાં ગુંથાયાં; હીરાલાલ એકલો પલંગમાં પડી પરમાત્માની માયાનો વિચાર કરવા લાગ્યો.”

* * * *

“ ઉર અકળાય મુંઝાય મહા મતિ (૨)
રતિ પણ પામી શકાય ન તુજ કૃતિ;
વાહ વાહ ત્રિશ્વપતિ ! !

શી અદ્ભુત તુજ ગતિ અતિરે,
વાહ વાહ વિશ્વપતિઃ—૦
મન ધારે હું આ કરૂં, શું કરતો કિરતાર;
મારૂં મારૂં કહી મરે, તારૂં નથી તલભારઃ—૦
સારૂં કરૂં તારૂં હુંતો, બોલે કંઇક ગમાર;
હુંપદમાં સારૂ ગયું, થાય ન સારાસારઃ—૦
હરિ માયા છે કારમી, ઘડી ઘડી બદલાય;
માયાને માની લઇ, ભૂલા પડી પસ્તાયઃ—૦

વિબુધ વાંચકો ચાલો હવે હીરાલાલને થોડીક વાર વિચારવા દો અને ભાગીરથીને પણ જ્ઞાન ગંગામાં ન્હાવા દો! આગળ ઉપર સૌ જોવાશે! કહો આતે "પ્રીતિનો ભોગ કે ાસિણનો યોગ!"



# પ્રકરણ ૬ ઠું.

## જુવાનીની લ્હેર કે ફૅશનનો કેર.

દોહરો.

ખાટે સુજશ ખુશામતી, હરી ફરી ચરી ખાય;
જે દિન ને રાત્રી ભણે, તે તેને વશ થાય.

તું જે ખોટું સમજે છે, તે કરવાને કોઇ મોજથી ફસાતો નહિ, નફાથી લલચાતો નહિ, લોભથી બગડતો નહિ, દાખલાથી દોરવાતો નહિ, અને શિખામણ સાંભળતો નહિ, એટલે તું હંમેશ આનંદમાં દહાડા કાઢી શકીશ, કારણ કે ચોખ્ખું અંતઃકરણ એ હંમેશનો આનંદ અને હરિનો વાસ છે.

ખેતી ખુશામતની ખરી ખેતર ખુશામતનું વધે.
ખાંપણ ખુશામતમાં નહિ ડહાપણ ખુશામતનું બધે;
હુંશિયાર હુન્નરી હરિફને હકદાર ખર ખુશામતી,
પુરા ત્રિલોચન વિક્રમી વદનાર હાજી હા અતિ.

વૈભવની શોભા સજ્જનતાથી, સંપત્તિની શોભા સત્પાત્રના દાનથી, વિદ્યાની શોભા વિનયથી, જ્ઞાનની શોભા શમથી, શૌર્યની શોભા સંયમથી, તપની શોભા ક્ષમાથી ને ધર્મની

શોભા નિખાલસતાથી છે; પણ એ બધા કરતાં માનવ જીવનની શોભા શીલથી અધિક છે.

* * * *

મધુરી વાણી છે તારી પ્રેમ વણ પણ છે અધુરી;
વદે છે વાત સાચી પેટમાં પણ જોઉં છુરી.
તને તો ચર્મની છે આંખ પણ દીલની મને છે;
સફાઈ છોડી અહીંથી જા હવે જાણી મધુરી.
મહોબત તારી જોડે મારી લવ ઘટતી ન્હોતી;
અચાનક કોણ જાણે વૃત્તિ તુજ પર કેમ સ્ફુરી.
હતું જે પૂર્વ ભવનું લ્હેણું તેં લીધું બધું તે;
નથી લવ વાસના મારા થઈ ગઈ સાવ તે પૂરી.

* * * *

જગતમાં આંખે જોતાં જૂઠાનો ફેમું ફૂ જય;
સાચાની તો ખરેખરી ખાણીક ખુવારી છે.
વિદ્વાનોને ગરજથી મુરખના જામ તણી;
નજરથી ન્યાળી કહું ઘણે સ્થળે યારી છે.
ગધેડા પૂજાય ગાય મરાય છે કસાઈથી;
ભાવ ન પૂછાય તેનો કેવી વાત ખારી છે.
કવિની કીંમત ગઈ શૂરાની હિમ્મત ગઈ;
લાયકની ગણનામાં વાઘ કારભારી છે.
વાયડા વિદ્વાનો થયા મૂરખ તે ડાહ્યા થયા;
વક્તાની વાત આ જમાને તો લવારી છે.
લુચ્ચાને લફંગા રેઢીઆળ ઢોર હરાયાની;
શાખ સ્થિતિ લાજ વડે સેવા લાભકારી છે.

કહેણી તણા રૂડા લાલ કરણીના કુડા ખ્યાલ;
હાલ આ જમાના માંહી સારી શાહુકારી છે.
હાથ ઘસી હાય હાય કરે નહિ દહાડો વળે;
હરી તણા સમયની એતો બલિહારી છે."

"ચલ જલ્દ અગર કરદે સફર રખના હય!
તું કુચ્છ ભી મઆલકી ખબર રખના હય!
રાહત દુનિયામેં કીસને પાઈ હય અનીસ!
જો સર રખતા હય દરદે સર રખતા હય!"

જો તું જવા માગે છે તો જલ્દી ચાલ, તને કાંઇ પણ તારા અંતરની ખબર છે! હે અનીશ આ વિશ્વમાં કોને વિશ્રાન્તિ મળી છે? જેને માથું છે તેને માથાનું દરદ પણ છે.

દુનિયામેં ઝહીર આકે કયા કયા દેખા,
શાદીઓ મલાલો ઔસ્તો ગમ દેખા;
લાઝીમ હય ન શેબ હરઉલદીકે લીયે,
ઉંચા જો હુવા ઉસીને નીચા દેખા.

હે ઝહીર, આ દુનિયામાં આવીને તેં શું જોયું? ખુશી ગમગીની, બુરાઈ અને ભલાઇ જોઈ! દરેક ચડતીને માટે પડતી લાજમ છે, જે ઉંચો થયો તેને નીચે જોવું પડયું!

અલ્લા આપકુ આબાદ રખ્ખે! બહુન જો કુચ્છ હોવે સો ગરીબ સાંઇકુ દીલાવ!"

"સાંઇ, ટકટક છોડકે ચલાજા, મેરી પાસ કુચ્છભી નહિ!"

"માઇ ગુસ્સા મત કરો, અલ્લાકા ડર દીલમેં ધરો!"

" ચલ યાંસે ભાગ જા. શીર મત ફોડાવ ! "

" અલ્લાએ આપકુ પયસા દીયા હય સો ગરીબોકું સમાલનેકે લીયે ! ન કુચ્છ ડોળા કાઢકે દીનકુ સતાનેકે લીયે ! "

" ગેટ આવે ફ્રોમ હીઅર ! બકબકાટ મુકી ચાલ્યો જા!"

" ઈતના ગુમાન મગજમેં કયોં રખતે હો ? ખુદાએ તુમકુ દીયા હય સો હમ માંગનેકુ આતે હય!" અવાજ સાંભળી ડોળા કાઢતા ધુધવતા રાયજી ઘરમાંથી કેસરનું ઉપરાણું લેતા બહાર આવ્યા, અને દમામમાં હેંકા કરી ફકીરને ધમકાવવા લાગ્યા !

" અરે છાનોમાનો ભસ ભસ કરતો જતો હોય તો જા, નહિ તો ધોલ દેવી પડશે ! "

" અય બુઢ્ઢા અલ્લાએ આપકુ અમીર બનાયા સો ફકીરકું મારનેકે લીયે ? "

ત્યારે સાંઇકુ રૂપા દેનેકે લીયે ! મારા બેટાને માગી ખાવું અને મિજાશ રાખવો ! ચલા જા હ્યાંસે ! "

" મે તો ચલ જાઉંગા મગર તુંહી એક અમર રહેગા કયોં ? ઈતના બુઢ્ઢા હુય, ઘોરમાં જાનેકી તૈયારી કરતા હય, મગર પતરાજી નહિ છોડતા ! દીનકુ એક કોડી બી નહિ દેતા ? "

" હવે છાનોમાનો જતો હોય તો જા, નહિતો ઘોઘરો પકડી ધક્કા મારવા પડશે !

" તું પાગલ હમકુ કયા કરેગા ? હમ તો મરેલે હય ! ખુદાએ હમકુ મારા હય, ફીર તુંહી કયા મારેગા? મેરેકુ મારનેકો તૈયાર હોતા હય, જબ તેરા ગુસ્સાકુ માર; કે જીસને લીયે એ બુઢ્ઢાપન લાજીમ હોતા હય ! "

"યુ મેન ગો આવે એટવન્સ, અધર વાઇઝ આઈ વીલ કીક યુ ડાઉન ! ચાલ્યો જા એકદમ નહિ તો લાત ખાઈશ !" ઘણાજ ક્રોધમાં આવી કેસરે ફકીરને એક સપાટ છુટી લગાવી દીધી; ફકીર પણ હદ બહાર ગુસ્સામાં આવી ગયો; અને સપાટ હાથમાં લઇને ડોળા કાઢી સારી પેઠે રાયજી તથા કેસરને ધમકાવવા લાગ્યો !

"અબે ઓ રંડી કયા તુંહી જુવાનીકે જોરમેં દુનિયાકું તૃનવત સમજતી હય ! સમજ સમજ તેરે પર બી ખુદા હય ! એક દફે તેરેકુંભી મરના હય ! તુંભી એક દફે બુઢ્ઢી હોનેવાલી હય ! અબે ઓ બુઢ્ઢા તેરેકું તો કભી મોત નહિ આનેવાલા હય ! કયોં મેરે જયસે કંગાલકું તુમ જુતી લગાતે હય તો ખુદા તુમકું મુંહમેં ડંડા લગાયગા ! ઈધર મસ્તી કરલો મગર ઉધર જવાબ દેનેકા હય !"

"હવે જતો હોય તો જાને છાનોમાનો ! તું તે કાંઈ ઈનસાન છે કે હેવાન છે !"

"મેં તો હેવાનહુ મગર તુંહી એક ઈનસાન હોકર ઈમાનકું ભૂલ જાતા હય !"

"ચલા જા ગદ્ધા, ઇમાનની દરકાર મને કાંઈ નથી."

"ગદ્ધા તો તુંહી ખુદબખુદ હય કે જીસકુ ઈમાનકી દરકાર નહિ ! પાગલ ઈમાન ગયા જબ ઈનસાનમેં કયા રહા ! જીસમેં ઇમાન નહિ વોહી ઈનસાન ઔર હેવાન દોનું સમાન હય !"

"હવે જાય છે અહીંથી !"

" અબ જાવે કીધર! ઇધરહી ઠેરેંગે! શીર ફોડેંગે ઔર હમેરા ખુન તેરે પર કટોરા ભરકર છાંટેંગે! હમકુ હેવાન કહા જબ તુંહી હેવાનિયતકી ખાસિયત દેખ લે!"

ફકીર રાયજીના મકાન આગળ અડીંગા નાંખીને બેઠો. રાયજી પણ બોલતાંશું બોલી ગયા, પણ ફકીરના ઘુરકતા ડોળા જોઈ તેમના હાંજા ગગડી ગયા; લોક પણ આસપાસથી આવી ભરાઇ ગયાં. સાંઇ અને રાયજીનો ઝઘડો કેવો થાય છે તે જોવા એક પગે આતુર થઇ ગયા! ફકીરે એક ચપ્પુ કમ્મરમાંથી બહાર કાઢયું; અને એક અલ્લાના નામનો હાકોટો કરી છાતીમાં લગાવાની તૈયારી કરી. રાયજીનો એક પાડોશી મિત્ર આ મામલો જોઇ ગભરાઇ ગયો, અને સાંઇને વિનવવા લાગ્યો.

" અરે હાં હાં સાંઈ બાવા, જુલમ મત કરો; લ્યો હું તમને એક પૈસાના ચાર પૈસા આપું. એ ડોસાની તો 'સાઠી બુદ્ધિ નાઠી છે.' એમના બોલવા પર ગુસ્સો મત કરો!"

" નહિ બાવા માફ કરો. તુંમ તુમારે રસ્તે ચલે જાઓ! મેરેકું યહ હેવાન બોલા; મેં હેવાન બનકર ઉનકું હેવાનિયત શીખલાઉંગા!"

" અરે માફ કરો સાંઇ! જાને દો! અમીરી છોડકર જબ ફકીરી લીયા તો યે ઝગડા કરનેકા કયા સબબ! જાને દો. સારી આલમ પડી હય! ઉન્ને તુમકું હેવાન કહા મગર ખુદા તુમકું નહિ કહેતે! જાઓ બાવા હેવાન તો એ પોતેજ છે!"

" અચ્છા બાવા મેં આપકી ખાતર ચલા જાતા; મગર યે બુઢ્ઢા બકરેકું રોશન કરના ચાહીએ કે કીસી સિખકું ગાલી મત

દેના અગર જુતી મત લગાના! તુમારી પાસ હોવે સો દેદો નહિ તો માફ કરો! ખુદાએ દીયા હય સો હમ માગનેકું આતે હય! પયસેવાલા દીનકું નહિ દીલવાયંગે તો ફીર કોન દીલવાયગા! બાવા યહ હાથસેં કર લો ઓર યહ હાથસેં ભર લો! ખુદા તુમારા ભલા કરે!"

"સાંઈ આ પ્રમાણે રાયજીને ટાદા ડામ દઈ રસ્તે પડયો; રાયજી પણ ઝંખવાણા પડી ઘરમાં ગરી ગયા; અને ધીમે ધીમે આડોશીપાડોશી રકઝક કરતા રસ્તે પડી ગયા! કેસર બનીઠની સુધરેલા પોશાકમાં સજ્જ થઈ હાથમાં ફેન્સી છત્રી ઝાલી ઉપરથી નીચે આવી બહાર જવાની તૈયારી કરવા લાગી."

"બેટા અત્યારે કયાં જાય છે?"

"દાદાજી જરા વોક લઇ આવું; અને આ તપેલા મગજને શાંત બનાવી આવું!"

"બેટા જતી હોય તો જા, પણ જરા વહેલી આવજે; જાણુછેને હવે મને ઘરમાં ગમતું નથી. બધાં મરી પરવાર્યાં, ફક્ત હું ને તું બે જણાંજ જીવતાં રહ્યાં! બ્હેન વ્હેલી આવજે!"

"વેરી ગુડ બાપાજી હું જલ્દી આવીશ!" આ પ્રમાણે કહી લટક મટક કરતી સુધારામાં તણાઈ જતી કેસર ઘરમાંથી બહાર નીકળી પોતાની સહીપણી મીસીસ એલીન ડૉગ-સ્નેલાંગને ત્યાં ગઇ. મીસીસ એલીન એક દેશી ખ્રીસ્તી સુધારક બાળા હતી. એનું અસલ નામ અમથી હતું. તે કુંભાર હરખા હકાની દીકરી હતી. કેસરની પાડોશમાં આવેલા કુંભારવાડામાં તે રહેતી હતી. કેસર અને અમથી કૉલેજમાં સાથે ભણતાં હતાં. સુધારાની

હવા અને ફૅશનની દવા અમથીને લાગતાં કીટરૂપ બહલાઇને ભ્રમરરૂપ થયું હતું; અર્થાત્ કુંભારની ન્યાતનો સંબંધ છોડી એલીન ડૅાગ-સ્વેલીંગ નામના એક દેશી ખ્રીસ્તી જે સુધારા સમાજનો એક મેમ્બર હતો અને ટેનીસની રમતનો એક ચુનંદો પ્લેઅર હતો તેની સાથે અમથીબાને સ્નેહની ગાઠ બંધાઇ હતી અને એ ગાંઠ જતે દિવસે પલટાતી પલટાતી સ્નેહ સાંકળના રૂપમાં આવી હતી; આ પ્રમાણે વાત વિસામા એલીનને ત્યાં કેસર આવી પહોંચી. આ વખતે એલીન પોતાની રૂમમાં એકલી હતી. ડૅાગ-સ્વેલીંગ કાંઈ ઘર કામની ચીજોની ખરીદી સારૂ બજારમાં ગએલ હતો. બંને બહેનપણીઓ સામસામી ઇઝીચેરમાં અડીંગા નાંખી વિનોદ કરવા લાગી.

" કેમ અમથી બ્હેન, અરે ભૂલો ભૂલી માઇ ડીયર મીસ્ટર એલીન કહો ખુશીમાં તો છોને ? "

કેસર બ્હેન, તમને જોઇને હું ખરેખર આનંદ પામું છું. તમે પણ જૅાન ઑાફ આર્કના જેવાં એક બહાદુર લેડી છો. ધારો તે કરી શકો છો; તમારા હૃદયમાં કલ્પેલા સુધારાની પબલીકમાં સારી છાપ બેસાડી શકો છો; ઇન શોર્ટ તમે તે તમેજ છો; આટલી બધી ડીફીકલ્ટીઝ આવે છે પણ તમે લાત લગાવીનેજ સુધારાની વાત કરી શકો છો ! "

" એલીન એમ જો ડરીને દુનિયામાં ચાલીએ તો આપણો કાંઇ પત્તો ન ખાય. આજ કાલ પબલીકમાં જે મારા નામની અને મારા કામની સુધારાની ચર્ચા ચાલે છે તે ન ચાલે. અરે મને કોઈ ઓળખે પણ નહિ ! આજ કાલ સમાજના તખ્તા

ઉપર મારા નામનો નંબર ફર્સ્ટ આવે છે; તે સૌ આ સુધારાનો પ્રતાપ છે. ભલે મારી પાછળ લાખો કુતરાં ભસી મરે તેની મને કેર નથી; જેનામાં મોરલ કરેજ હોય તે મારા સામે આવી સુધારાની ચર્ચા કરી મને હરાવે તો તેને હું થેન્કસ આપું; બાકી પડદા પાછળ ઘરખુણે અને પીઠ પાછળ લૂલી હલાવનારા જખ મારે છે; અરે મારા પાપને ધુએ છે!"

"થેન્કસ કેસર બ્હેન તમે પણ દૈવી બાળા છો. આ પૃથ્વી ઉપર કેસરના અવતારમાં અમારા જેવી દુઃખી બાળાનો ઉદ્ધાર કરવા સારૂજ આવેલાં જણાઓ છો. હું ઈસુ ગૉડની પ્રાર્થના કરૂં છું કે તમને તમારા સુધારામાં દિનપ્રતિદિન અધિકાઅધિક ફતેહ આપે; તમારો નિરંતર ઉદય કરે! બ્હેન જરા ડ્રીન્ક કરશો?"

"ઓહ યસ ઘણી ખુશીથી મારૂં મગજ બગડયું છે. ઘેર પણ જરા તકરાર થઈ છે; એટલે લાવો ટૉનીક અને સ્ટીમ્યુલન્ટની બ્રેઇન પર સારી અસર થશે. સ્ટીમ્યુલન્ટ એક દુઃખ વિસારવાનું સ્વર્ગીય અમૃત ઔષધ છે."

"ડીઅર કેસર મારો તો તમારી સોબતથી ઉદય થયો છે. તમને જેટલો ધન્યવાદ હું આપું તેટલો થોડો છે; તમારો ઉપકાર જેટલો માનું તેટલો થોડો છે. અરે કયાં હું હાંડલાંની ઘડનારી, ટપટપ ટપલા મારનારી, અરે હરીયા હરીયા કરી ગધેડાને ડફણાં મારનારી કુંભારડી અને કયાં હું ફૅશનેબલ સુધરેલી એલીન! કયાં મારો ઘુવડ જેવો કાળીઓ ભીકમો માંટી અને કયાં મારો ડીઅર સુધરેલો ડૉન-સ્વેલીંગ હસબન્ડ!

ક્યાં ખાણોમાં માટી ખોદવી, નદીના કિનારેથી ધગધગતી રેતીનો ગુણો ભરવો અને લોકોને ત્યાં ગધેડાંનું ટોળું લઈ રખડવું, અને ક્યાં સુધારા સમાજની મીટીંગો, કલબો અને બંગલાની મોજ મઝા! રીયલી બ્હેન તેં મને તો સ્વર્ગની છેલ્લી સ્થિતિમાં મૂકી દીધી છે!"

"એલીન જેઓ મને ચહાય છે તેને હું અંતઃકરણથી ચહાઉ છું. હું જેમાં સારૂં માનું છું તેને હું સતત પ્રયત્ન કરીને પણ પબ્લીકને સારૂં મનાવું છું. મારી ખાસ આ ટેવ છે તેને લીધે કેટલીક વાર મારી જાહેરમાં ખુબ તીખી મીઠી ચર્ચા ચાલે છે; હું સમજું છું કે કેટલીકવાર મારી ટેવ મને નુકશાન કરે છે; પણ મોરલ કરેજ અને પબ્લીક સ્પીરીટની ખાતર પણ મારાથી બોલ્યા સિવાય રહેવાતું નથી. મારા મનને સારી લાગેલી બાબત હું ગમે તેટલા આત્મભોગના બળીદાને પણ કરવાને પાછું ડગ ભરતી નથી; મને જે સારૂં લાગ્યું તે તો હું કરવાની કરવાની અને કરવાનીજ! સ્વતંત્રતાની સાચી મઝા અને સુધારાની વિજય ધ્વજા રાત દિવસ હું હાથમાં ધરવાની ધરવાની ને ધરવાનીજ!"

"વેલ સેઈડ ડીયર કેસર વેલ સેઈડ! તારી ખુબી તો તારીજ પાસે છે. કેસર આપણી સમાજનું તું નાક છે. મારા હસબન્ડ ડૉગ-સ્વેલીંગ પણ તારાં હદ બહાર વખાણ કરે છે. તારા સુધારાની તે સારી તારીફ કરે છે; એકંદર એ તારા ઉપર પ્રીદા છે."

"એલીન એને વાસ્તે તમારા બંનેનો હું ઉપકાર માનું

છું; તેમાં ડૉગ–સ્વેલીંગને મારા અંતઃકરણથી મુબારકબાદી આપું છું. તારી સાથે હસ્તમેળાપ કરી એમણે પણ સુધારાને ઉંચો ચડાવ્યો છે. હવે હું શું કરીશ તે દુનિયા જોગે. હાલમાં હું કાંઇ બોલવા માગતી નથી. મારા સાંભળવામાં આવ્યું છે કે મારા વર જયન્તિલાલને પેલા પારસી કંટ્રાકટર શેઠ ખુબ ચઢાવે છે!"

અરે મારા કાને તો એટલે સુધી વાત આવી છે કે ડાઇવોર્સનો કેસ આખો કોઇ મુંબાઇનો બારીષ્ટર તૈયાર કરે છે; અને મને તાબે લેવાને ફરીયાદ પણ કોર્ટમાં ફાઇલઅપ થઇ ગઈ છે."

"અરે નોનસન્સ! દુનિયા જખ મારે છે. હું કાંઇ પોમલી ડરકણ સ્ત્રી નથી કે દમમાં લેવાઈ જાઉં અને વગર બોલાવે સામી જઇ પગે પડી માફી માગું! હું તો લાત લગાવીને વાત કરવાની! કોરટના બાપની કોને દરકાર પડી છે, કયાં એક કોરટથી પતે તેમ છે; અંગ્રેજી રાજ્યમાં એકને માથે અનેક છે અને અનેકને માથે એક છે!"

"હ્યો ચાલો હવે બ્હેન જરા સ્ટીમ્યુલન્ટની લ્હેજત ચાખીએ!"

"ઓહ યસ, જુવાનીની લ્હેરમાં સ્ટીમ્યુલન્ટની લ્હેજત કાંઈ ઓરજ રંગ જમાવે છે!" કેસર અને એલીન હવે રંગ પાણીના રંગમાં રંગાવા લાગી; એલીન કબાટ ઉઘાડી પોર્ટની એક સુંદર બાટલી લાવી; કેસરે પણ સોડાની બાટલી ખોલી. સોડા બે સુંદર પ્યાલામાં નાંખ્યો; એલીને વાઈનગ્લાસ ભરી પૉર્ટવાઈન સોડાવાળા પ્યાલામાં રેડયો; અને એક બીજાની

સલામતી લેવરાવતી પોર્ટના રંગમાં બંને બહેનપણીએ ડુબવા લાગી ! વખત જતાં મીસ્ટર ડૉગ–સ્વેલીંગ પણ આવી પહોંચ્યા; કેસરને જોઇને તેઓ ખુબ આનંદ પામ્યા; અમથી સાથે લવ બંધાવનાર કેસર હતી; ડૉગ–સ્વેલીંગનું મન પણ કેસર ઉપર ગુપ્ત રીતે લલચાયું હતું; પણ એકદમ સાહસ કરી મોઢેથી વરાળ કઢાય તેમ નહોતું; કેમકે કેસર એક ખાનદાન કુટુંબની બાળા હતી. અમથી એક કુંભારણ હતી ત્યારે ડૉગ–સ્વેલીંગ કે જેમનું નામ દામોદર હતું તે પણ એક મોચી હતા. સંસ્કાર બળે કરીને તે પણ થોડું ઘણું ઇંગ્રેજી ભણ્યા હતા, અને બાપીકી જે કાંઇ પુંજી હતી તે એક નાટકવાળાના છોકરાના ફંદમાં પડી પાયમાલ કરી હતી. બુદ્ધિ અને પૈસા બંને નાટકમાં ગુમાવી બેઠા હતા; છેવટે પાયમાલ થયા ત્યારે તેમના એક દેશી ખ્રીસ્તી મિત્ર મરઘાજી ઉર્ફે મેકેન્ઝીની સોબતમાં ચઢી નાત જાત મૂકી ડૉગ–સ્વેલીંગ તરીકે ઓળખાતા હતા. ખાવા પીવાનો અને રહેવાનો તથા કાંક કાંક આવકનો પ્રસંગ મેકેન્ઝીએ ડૉગ–સ્વેલીંગને કરી આપ્યો હતો; અને તેમને સુધારા સમાજમાં ભેળવી કેસર સાથે મેળવી અમથી સાથે અડરાવી દીધા હતા. આ પ્રમાણે હાફ્કાસ્ટ સ્થિતિમાં ડૉગ–સ્વેલીંગ હોવાથી કેસર સાથે એકદમ છુટ લેતાં તેમને શરીરમાં આંચકા આવતા હતા. અત્યારે કેસરને રંગના પ્રસંગમાં રંગાએલી જોઇ કાંક જુદીજ પ્રકારનો ડૉગ–સ્વેલીંગ વિચાર ચલાવતા હતા. કેસર ડૉગ–સ્વેલીંગને જોઈ એકદમ માન આપી ઉભી થઈ; અને પ્રેમથી શેકહેન્ડ કરી પોતાના નાજુક સુંદર હાથથી વાઇનનો પ્યાલો આપી મુબારક·

બાદ્દી આપવા લાગી !

" ડીઅર ડૉગ–સ્વેલીંગ આઇ ટેન્ડર માઇ બેસ્ટ થેન્કસ ટુ યુ ! "

" ઓહ્ થેન્ક યુ ! "

" મારી સીસ્ટર એલીનને તમારા સહવાસથી સુખી જોઇને હું ઘણીજ આનંદ પામું છું. સ્ત્રી જાતિનું માન જાળવવામાં જે તમે હદ બહાર કાળજી ધરાવો છો તેને વાસ્તે સમાજ તરફથી હું તમને આવકાર આપું છું ! "

" કેસર હું પણ તમારી મોરલ કરેજને ધન્યવાદ આપું છું. મારા લાયક એલીનને મારી સાથે જોડવામાં તમારો હું ઘણો ઉપકાર માનું છું. "

" થેન્ક યુ. કહો એલીનથી તમને સંતોષ છેને ? "

" ઓહ્ શી ઇઝ માય હેડ એન્ડ હાર્ટ. મારા જીગરના પ્રેમનું તે એક આબરૂદાર મોતી છે. "

" અરે હાં હાં હદ બહાર વખાણ ન કરી નાંખો સાહેબ ! નહિ તો અમારા હિંદુ સંસાર પ્રમાણે ઘડીમાં પસંદગી અને ઘડીમાં અણગમો ઉત્પન્ન થશે; કહે એલીન તારે કાંઇ કહેવાનું છે ? "

" મને તો તે હરેક રીતે સુખી રાખે છે. મને ફૂલની માફક ગણે છે. હરેક બાબતમાં મારૂં ઘણુંજ સારૂં માન જાળવે છે. "

" લ્યો ત્યારે ખુશાલીમાં આ એક બીજો પ્યાલો ! મુબારકબાદીનો અરે મારા જીગરના પ્રેમનો ! "

" ઓહ્ થેન્ક યુ માય લવ કેસર થેન્ક યુ ! " રંભામાં કેસરને

રંગાતી જોઇને ડૉગ–સ્વેલીંગે તકનો લાભ લીધો; અર્થાત્ જીગરના છુપા પ્રેમને ઉશ્કેરી કેસર પર વરસાવી દીધો: કેસરને તરતજ બાથમાં લઈ પોતાના ખોળામાં બેસારી બંને જણાં સાથે મદીરા પ્રાશન કરવા લાગ્યાં. એલીનને કાંઈક ઈર્ષા ઉત્પન્ન થઇ; પણ રંગની રંગતને લીધે ઇર્ષા ઝાઝીવાર ટકી નહિ. ડૉગ–સ્વેલીંગે કેસરને પુષ્કળ પ્રેમથી દબાવી ચુંબન પર ચુંબન કરી અકળાવી નાંખી; કેસર બળાત્કારે બાથમાંથી છુટી પડી; તેને કાંક એલીનની મર્યાદાનો વિચાર આવ્યો; એલીન પણ મામલો રંગ પર ચઢતો જોઇ ડૉગ–સ્વેલીંગને બહાર ફરવા જવાની વિનંતી કરવા લાગી. ડૉગ–સ્વેલીંગ પણ થોડામાં મઝા માની: આગળ ઉપર વાત છેડવી ધારી એલીનની ઈચ્છાને આધીન થયો; અને તરતજ નોકરને ગાડી જોડવા ઓરડર કરી પોતે કેસર સાથે ગપ્પાં મારવામાં મશગુલ થયો!"

"ચાલો કેસર આજે મારા ફ્રેન્ડ મેકેન્ઝીને ત્યાં થઈ કાંપમાં ફરવા જઇએ, આજ જરા ગમ્મત સારી થઈ. મારો લવ તો તમને જોઇને મારા જીગરમાં ઉભરાઈ જાય છે. આઈ કેન નોટ કન્ટ્રોલ ઈટ, એસ્કયુઝ મી પ્લીઝ!"

"નેવર માઈન્ડ; મારી સીસ્ટર એલીનને સુખી કરો; એટલે હું આનંદ માનીશ."

"ચ્યો ચાલો હવે ગાડી તૈયાર છે!"

"ઓહ ગો ઓન માઈ ડીઅર ગો ઓન! કમ ઓન માઈ ડારલીંગ કેસર કમ ઓન!" ડૉગ–સ્વેલીંગ પણ રંગમાં ચકચુર થઈ બે બીલ્લાંના ગળામાં હાથ નાંખી ચાલવા લાગ્યો; અને વારા-

ફરતી દરેકને લાડમાં લડાવતો નીચે ઉતરી ગાડીમાં બેસી પોતાના મિત્ર મેકેન્ઝીને ત્યાં ગયો. મેકેન્ઝી પણ ડૅાગ-સ્વેલીંગને એલીન અને કેસર સાથે આવેલો જોઈ ખુબ આનંદ પામ્યો; અને તેનાથી બનતી તમામ સરભરા ત્રણે મેમાનની કરી; અર્થાત્ ગળા સુધી રંગપાણી ઢીંચી ચાર જણાં ગાડીમાં બેસી કાંપમાં ફરવા ગયાં. સુધારાની હવામાં ઉડતી કેસર મેકેન્ઝી અને ડૅાગ-સ્વેલીંગની બાથમબાથામાં વિહાર કરવા લાગી. એલીનની પણ ખુબ મઝા થવા લાગી, અર્થાત્ ચાર જણાં રંગમાં પોતાનાં ભાન ભૂલી ગયાં; અને પોતે કોણ છે અને કયાં જાય છે તેનું તલમાત્ર પિછાન રહ્યું નહિ. કોચમેન પણ સાહેબ લોકોને ખુબ ગમ્મતમાં ગુલતાન બનેલા જોઈ કાંક ગભરાવા લાગ્યો અને પુર સપાટે બગીને કેમ્પના મેદાન ભણી દોડાવવા લાગ્યો ! કેસર અને એલીન બંને સાહેબોને ખુબ દારૂમાં છાકટા બનેલા જોઈ કાંક વિચારમાં પડી ગઇ; ડૅાગ-સ્વેલીંગ તો કેસરને જેમ ખીલાવાય તેમ ખીલાવવા લાગ્યો; અને મેકેન્ઝી એલીનને ખુબ બનાવવા લાગ્યો; બંને જોડાંને પ્રેમનું સ્વર્ગ ફક્ત એક આંગળજ બાકી જણાવા લાગ્યું ! વિકટોરીઆ મેદાન આગળ આવી ખડી રહી; અને ચાર જણાં એક બીજાના ગળામાં હાથ નાંખી આમ તેમ હવા ખાવા લાગ્યાં. સુધારા સંબંધી ખુબ રસ ભરી વાતો કરતાં કરતાં મેદાનમાં ઘણે દૂર નીકળી ગયાં. ડૅાગ-સ્વેલીંગ અને કેસર એક વાડ નજીક વાતો કરતાં કરતાં આવી પહોંચ્યાં. મેકેન્ઝી અને એલીન પણ વાડથી બીજી બાજુએ વાતો કરતાં ફરવા લાગ્યાં. અચાનક ત્યાં આગળ થઇને ચાર ઠાકરડા અને બે ત્રણ



ખૂબ બુમો પાડી કોચમેનને વેગળેથી હાથની ઇશારત કરી બોલાવવા લાગી; ત્યાં એ ડાંગ એક જણાએ કેસરના ઢીચણમાં દીધી.

ઠાકરડાનાં બૈરાં નજીકના ગામમાં જવા સારૂ નીકળ્યાં. દારૂમાં ગુલતાન બનેલા ડૉગ–સ્વેલીંગ અને મેકેન્ઝી બંને જણા ઠાકરડાની અડફટમાં લથડીઆં ખાતા ખાતા આવી ગયા. ઠાકરડા સાહેબલોક ધારી બીને દૂર ગયા; એટલામાં મેકેન્ઝી ઠાકરડાનાં બૈરાંને એલીન ધારી બાઝવા ગયો; દારૂના નિશામાં એલીન કેસરને ભૂલી ગયો માત્ર બૈરાં ભણી વૃત્તિ ગઈ; ઠાકરડા પણ ન થાય ભુંડા કે સાહેબને નિશાખોર માની ડાંગવતી સારી પેઠે ખોખરા કર્યા; ( જુઓ ચિત્ર ૩ જું. ) ત્યાં કેસર અને એલીન બૂમ બૂમો પાડી કોચમેનને વેગળેથી હાથની ઈશારત કરી બોલાવવા લાગી; ત્યાં બે ડાંગ એક જણાએ કેસરના ઢીંચણમાં દીધી; અને એલીનના બરડામાં મારી; કેસર ચીસ પાડી રામ પોકારતી જમીનદોસ્ત થઈને પડી. ઠાકરડા અને ઠાકરડીઓ બધાંને દારૂમાં ભાન વિનાનાં જોઈ જે કાંઈ હાથમાં આવ્યું તે તમામ લઇ રસ્તો માપી ગયાં. કોચમેન છેવટે અકળાતો અકળાતો આવ્યો, અને ઘોડાને પરાણે પરાણે કમાર્ગે લાવી; ચાર જણાંને બગીમાં બાવડે ઝાલી ઝાલીને નાંખી જ્યાં ત્યાં બેસાર્યાં; અને પરાણે પરાણે ઘર ભેગાં કરી દીધાં; ડૉગ–સ્વેલીંગનો પણ મારના પ્રતાપથી નિશો ઉતરવા લાગ્યો. કેસર, એલીન તો બીકનાં માર્યાં ફફડી ઉઠયાં. મેકેન્ઝીને ડૉગ–સ્વેલીંગે પોતાને ત્યાં રાખ્યો, અને વિકટોરીઆમાં કેસરને મોડી રાતે ઘેર મોકલાવી; કેસર પણ રસ્તામાં ખૂબ બળાપો અને પસ્તાવો કરતી કરતી ઘર ભણી જવા લાગી. દાદા શું કહેશે તેને વાસ્તે વિચિત્ર અનુમાનો કરવા લાગી; જ્યાં ત્યાં કરી પોતાની પોળ આવી એટલે ગાડીમાંથી ઉતરી પડી અને

છાનીમાની જીવ લઇ ઘર આગળ જઇ ઉભી. સાંકળ ઠોકી કમાડ ખખડાવ્યું; રાયજી પણ કેસરને મોડી આવેલી જોઈ ખૂબ ગુસ્સામાં આવી ગયા; અને તેને ખૂબ ધમકાવતાં બારણું ઉઘાડયું; કેસર પણ સામો વરતી બહેરી થઈ બધું સાંભળવા લાગી!

"આ બેવકુફ છોકરી આટલી રાત સુધી રખડવાનું હોયાં"

"દાદાજી આજ તો જરા કલબમાં પારટી હતી!"

"તારી પારટીએ આ બધી પાટી વાળી, કાંક તો ભાન રાખ?"

"ચાલો હવે વહેલી આવીશ, કકળાટ મૂકો!"

"અરે તું તો પત્થરની પત્થર રહી, કુતરાની પૂંછડી સદા વાંકી તે વાંકીજ રહી!"

"એટલે હવે તમે કહેવા શું માગો છો? હું તે આજ કાંઇ પહેલવહેલી જાઉં છું કે તમે મને ધમકાવ ધમકાવ કરો છો?"

"એ બબુચક હવે તારી લાયરી જવા દે! લાયરીમાં હવે તારો અને મારો બંનેનો ખોડો નીકળી જશે; હવે વેળા વંઠી; દિનમાન ઉતરવા બેઠો!"

"એ બધા તમારા વહેમ છે, થવાનું હોય છે તે થયે જાય છે, અને જવાનું હોય છે તે જયે જાય છે; એની હીમાયત કરનારા અધવચ પસ્તાઇ મરે છે; જે વસ્તુ આપણા હાથમાં નથી; તેની પંચાત શી! જે આપણી નજરે પડતું નથી તેનું વિવેચન વૃથા છે!"

"અરે પણ તારે દુનિયાના કાંઇ નિયમમાં તો રહેવું જોઇએને; આખો દિવસ ભટકવું, અને રાતે પણ રઝળવું; એ

બેવકુફ ઈશ્વરે ઉદ્યોગને સારૂ દિવસ સરજ્યો છે અને વિશ્રાન્તિને વાસ્તે રાત નિરમાણ કરી છે; રાતે રઝળનારા બધા મૂરખ કહેવાય !"

"હવે લખારા મૂકી બોલતા બંધ થશો ? મારો તો તમે જીવ લીધો; હું તો તમારાથી હારી પ્રભુ તોબા ! ઘરડા થયા એટલે ગત ગઈ !"

"તને ભણાવી ગણાવી ઉછેરી મોટી કરી એટલે મારી ગત ગઈ ને જોડે પત પણ ગઈ !"

"હવે પ્રભુને ખાતર શાંત થાઓ ! મોંમાં લગામ રાખો !"

"લે આ તારી લગામ ! શાંતિની મોકાણ ! મૂરખી પેલો ડાઈવોર્સનો કેસ ઉભો થયો ! જયન્તિલાલે તને તાબે લેવાની ફરીયાદ કોર્ટમાં નોંધાવી; લે આ વધારામાં બારીષ્ટરસાહેબની નોટીસ !"

"ડેમ ધેટ નોટીસ ! પપા લીમીટમાં રહીને બોલતાં શીખો, નહિ તો પછી ઈનસલ્ટ કરવું પડશે !"

"અરે તારા ઈનસલ્ટમાં ધળ પડે; એ બેવકુફ હવે તું લીમીટ રાખ એટલે તારો અવતાર સુખી થાય ! મૂરખી મારા તો દામ ગયા ને હામ પણ ગઈ ! હવે ક્યાંથી પૈસા લાવી લડીશું"

"અરે હું એકલી કોરટના પાંજરામાં ઉભી રહી મારો બચાવ કરીશ. મારે વકીલ બારીષ્ટરની કાંઇજ જરૂર નથી; હું એકલી અનેકને ભારે છું !"

"હવેજ તને ખબર પડશે. છતના ચાળા જુદા હતા અને અછતમાં તો ચાળા કાઢી નાંખવા જોઇએ; નહિ તો ઉચાળા ભરી

ચાળા ખાતર ગામ મૂકવું પડે સમજી! છતનોએ રંગ જુદો અને અછતનોએ રંગ જુદો!"

"નાઉ બી કવાએટ પ્લીઝ! ડોન્ટ બોધર માઇ હેડ ફોર નથીંગ. કોરટની ધમાલ મારે જોવાની છે; ઇટ ઇઝ માઈ લુક આઉટ, તમે મારી ચિન્તા હવે ન રાખશો!"

"એ આ રાયજી ન હોત તો બધાંને ખબર પડત! સાળાં બધાં મારૂં ફોલીને ખાઇ ગયાં; ને હવે મને તુચ્છકારી કાઢે છે!"

"માફ કરો દાદાજી કોઈએ તમારૂં ખાધું નથી; બધાંને તમે સૂતાં વેચ્યાં છે તો હવે તમારે વેચાવાનો વખત આવ્યો છે! મારા ઉપર મિજાશ ન કરશો; આ મને ખવરાવતા હો તો કાલથી તમારે ઘેર હું નહિ ખાઉં; મને ખવરાવનારા પીવરાવનારા અનેક છે; મને કહી બતાવશો નહિ; તમારાં કરેલાં કામ તમને નડે છે, એમાં કોઈના ઉપર દાંતીઆં ન કરશો; હવેલી બળી ગઇ, ને જોડે મારાં માબાપ ને બધાં ભાન્ડુ બળીને ખાખ થઇ ગયાં; આ ઘરાણીઆ ભાડાના ઘરમાં તમારે રહેવાનો વખત આવ્યો; તેમાં કોઈનો દોષ નથી; દોષ આપો તો તમારા કામને આપો કે કાંતો ભગવાનને આપો કે જેણે તમારૂં ઘડપણ અને જીવતર બગાડ્યું; સમજ્યા!"

"ચૂપ રહે ઓ કમ અક્કલ છોકરી, તું મને મારી આખર અવસ્થાએ મેણાં મારે છે; મને જીવતો સળગાવે છે; ન કહેવાનાં વચન કહી મને ડામ દે છે. દાઝ્યા ઉપર લૂણ બાંધે છે; ચૂપ!"

"ત્યારે દાદાજી તમારો ને મારો રસ્તો હવે જુદો થશે સમજ્યા; હું સ્વતંત્ર છું તે સ્વતંત્રજ રહીશ. આપણાથી કોઇનો

તાળીઓ નહિ વેઠાય બાપા સમજ્યા ? ” કહેતાની સાથેજ એક જબરી ઉલ્ટી કેસરને થઇ, અને રાયજી ઉલ્ટીથી છંટાઈ ગયા; અને આખા મેડામાં ચોગરદમ દારૂની દુર્ગંધ આવવા લાગી !

“ હત તારૂં સત્યાનાશ જાયરે કેસર ! તું તો સુધારામાં તણાઇ છેક હદ પાર જતી રહી ! ફૅશન અને સુધારાના નામમાં જ્યાં ત્યાં જાહેર અને ખાનગીમાં અરે પબલીક અને પ્રાઇવેટમાં ચોગરદમ મહુડીજ લેવાય છે; ડાહ્યા અને ગાંડા નવા અને જુના, કહેનારા અને કહેવરાવનારા બધા મારા બાપ બાટલીમાંજ રમ્યાં કરે છે ! વિદ્યાના વિહારીઓ અને અહારીઓ રંગમાંજ રંગાયાં કરે છે ! હાય હાય દારૂ દારૂ તેં આખા દેશમાં અંધારૂં કર્યું ! છોકરી આટલી રાત સુધી તું રખડી આ ધંધા કરે છે ? ! ”

“ ચૂપ રહો ! જરા જુવાનીની લ્હેરમાં આવી ફરવા ગઈ હતી. અરે આજે એક જાતનો બૉલ હતો તે જોવા ગઈ હતી ! સુધારા અને ફૅશન બંનેને ટકાવી રાખનાર અરે મજબુતીથી બાંધનાર સાંધનાર જે ટોનીક, સ્ટીમ્યુલન્ટ કહેવાય તેની તમે આંખ મીંચી નીંદા કરો છો ! શેઇમ, તમે તમારે બોલ્યાજ કરો ! જમાનામાં સુધારો અને ફૅશન ઇલેક્ટ્રીક પાવરની ઝડપે આગળ વધે જાય છે, તે તમારી ગાળોથી અટકશે નહિ ! ”

“ હત તને ગરદન મારે ! મેં હાથે કરી મારા ભાણામાં ધૂળ નાંખી છે ! મારી આબરૂનો મેં જાતે રહી નાશ કરાવ્યો છે; સુધારાનો દવ મેં બે હાથે કરી મારા ઘરમાં ઘાલ્યો છે. અરે ભગવાન હવે મારૂં સાચવ્યું શું રહેવાનું છે; હરિ હરિ હવે તું કરે તે ખરી ! આ બધાં મરી ગયાં ત્યારે હું કયાં જીવતો રહ્યો !

ભલા ભગવાન જે મારાથી ન્યારાં થયાં છે તેને સુખી કરો ! કુંદન કુસુમ અને મારી દેવી મણીલક્ષ્મી તમારૂં કલ્યાણ થાઓ. પાપીઓ તમારો નાશ થાઓ ! ઓ કમભાગ્ય છોકરી આતે " જુવાનીની લ્હેર કે ફૅશનનો કેર ! " કહી રાયજી કપાળ કુટતા કુટતા બળાપામાં બળી જતા પથારીમાં પડયા; અને કેસર પણ છાની માની દાંતીયાં કરતી તેને ઠેકાણે ગઇ !

# પ્રકરણ ૭ મું.

## અગ્નિમાં પડેલું ચંદન કે કસોટીમાં ચઢેલું કુંદન ?

દોહરો.

જરૂર જ્યાં જ્યાં જે તણી ત્યાં ત્યાં તેજ જણાય;
હરિ મમત મિથ્યા બધો હુંજ કરૂં તે થાય.

કાળના વહેવાની સાથે મનુષ્ય જીવનમાં ઘણા ફેરફારો થાય છે. ફેરફાર થવો એ એક કુદરતનો ક્રમજ છે. નદીના વહન સમોવડ જીવનના વહ્યા જતા સતત પ્રવાહમાં જો કશોજ ફેરફાર થતો ન હોય તો જીવનમાં જન્મથી ઉતરી આવેલી ઇશ્વરદત્ત શક્તિનો વિકાસ થાય નહિ. હૃદય અનુભવથી ઘડાય નહિ, બુદ્ધિનું સામર્થ વધે નહિ. જીવન અલ્પાયુષિ અથવા અચેતનજ નિવડે, ત્યારે આમ વિચારતાં ફેરફાર એ જીવનને વાસ્તે એક આવશ્યક વસ્તુ સમજાય છે. ચાણાક્ય.

સૂર્ય ઉગે અને આથમે તે થકી થાય છે ક્ષીણ આયુષ્ય તારૂં,
તું નથી જાણતો કાળની રમત એ તારે મન માત્ર છે મારૂં મારૂં;
મરણ ને સંકટો અવરનાં તું જુએ તોય પણ ના ધરે લેશ ભીતિ,
મોહ મધુપાનથી છેક ઉન્મત બન્યો રાખીને સ્વાર્થની સાથ પ્રિતી.

દુનિયા બહુ જાદુ ભરેલી છે, તમે તેને માટે જેવું અને જેટલું વજન બાંધો તેવી અને તેટલી તે નહિ પણ હોય, માટે એકદમ તમારૂં હૃદય સોંપશો ના; અર્થાત્ વિશ્વાસ ન કરવા યોગ્યનો વિશ્વાસ તો ન કરો પણ જે વિશ્વાસ પાત્ર લાગ્યો હોય તેનો ભરૂસો પણ બહુ કસોટી પછીજ કરવો, કેમકે વિશ્વાસથી પેદા થએલો ડર જડને પણ કાપીને ફેંકી દે છે!!!

*　*　*　*

" તું મુજમાં હું તુજ વિષે એમજ માનું વાત,
કાળ ચક્ર છોને ફરે હોય નહિ ઉત્પાત:
હરી પ્રીતિ પૂરી તારી ફીકર છોડી હવે ફરીએ,
ભરૂંસો છે મને ભારી બની તારા તો શું ડરીએ.
અખીલ જગ આપ આભારી અમે પણ એ વિષે ભગીએ,
નહિ પહોંચે મતિ મારી ગુણોના ગાન શાં કરીએ:
લીધે લેનાર સંભાળી નહિ સંતાપ એ ધરીએ,
દીધે સૌ કષ્ટના હારી ગૃહી તે હસ્ત સંચરીએ.
વડી એ વાત વિચારી સદા સન્માર્ગમાં વળીએ,
રીતિ સૌ સ્થાન એ ધારી સદા ન્યાળી હૃદય ડરીએ;
ત્રિભુવનને કૃતિ પ્યારી અહરનિશ એજ આચરીએ,
કરોડો જીવ લ્યો પાળી સહુ ભેગા અમે પળીએ "

શું ખાવું ખવરાવવું વદવાં વ્યર્થ વચન,
દંત દીધા દામોદરે શું નવ દેશે અન્ન ? !

*　*　*　*

" ધિઃક જેણે પરનિંદા કીધી દીધી મદદ દુર્જન ધિઃક !
ધિઃક જેણે કો દાન ન દીધું લીધું ધન પરનું તે ધિઃક !
ધિઃક જેણે નવ હરિગુણ ગાયા માયા લુબ્ધજનોને ધિઃક !
ધિઃક જેણે નીચ સ્વાર્થ સાધ્યો વાધ્યો દ્વેષ કુટુંબે ધિઃક !
ધિઃક જેણે ઉદ્યમ નવ કીધો લીધો યશ અવનિ નહિ ધિઃક !
ધિઃક જેણે પતિવ્રત તોડયું છોડયું નવ દીન દુઃખને ધિઃક !
ધિઃક જેણે ઇન્દ્રી નવ જીતી પ્રીતિ ઇશ ન રાખી ધિઃક !
ધિઃક જેણે ષડ શત્રુ સેવ્યા ટેવ્યા દુષ્ટ જનોને ધિઃક !
ધિઃક જેણે સ્વકુળ લજાવ્યું ગજાવ્યું નામ કપુતે ધિઃક !
ધિઃક જેણે પિતુમાતા ન પોષ્યાં શોષ્યાં સુખનાં સાધન ધિઃક !
ધિઃક જેણે વેચી છે કન્યા અન્યાય કરનારાને ધિઃક !
ધિઃક જેણે બહુ લાંચો લીધી પીધી કેફ તે નરને ધિઃક !



" દોસ્ત નવલકીશોર હવે જમાનો તેની પૂર ઝડપે આગળ વધે છે. દુનિયા દિવસે દિવસે બદલાતી જાય છે, મનુષ્યોનાં મન અધીરાં અવિશ્વાસુ અને મેલાં થતાં જાય છે. વાત કરતાં મિનીટે મિનીટે બદલાઇ જાય છે. જ્યાં ત્યાં આંખો મીંચી પૈસો પેદા કરવો એનીજ ધુન ચોગરદમ અવલોકાય છે. પૈસા સારૂ ગમે તેવાં પાપકર્મો કરવાને પુરૂષો પછાત પડતા નથી; બસ હવે તો,

*  *  *  *

ક્યાં વિણ કાળાં ને ધોળાં નથી પૈસો જગે મળતો.
ક્યાં વિણ ઉંધાં ને આડાં નથી પૈસો જગે મળતો;

કર્યા વિણ દગા ને ફટકા નથી પૈસો જગે મળતો,
માર્યા વિણ સ્નેહીને ઝટકા નથી પૈસો જગે મળતો.

" આજ રસમ આજકાલ વ્યવહારમાં વિલોકાય છે."

" ચંદ્રકીશોર તેં પણ અચ્છી કહી કેમકે, "

* * * *

નથી કાંઇ બુરૂં કે સારૂં પોતાના સ્વાર્થની ખાતર,
નથી કાંઇ મારૂં કે તારૂં પોતાના સ્વાર્થની ખાતર;
નથી કાંઇ મીઠું કે ખારૂં પોતાના સ્વાર્થના ખાતર,
નથી કાંઈ વેરી કે પ્યારૂં પોતાના સ્વાર્થના ખાતર.

બસ આંખ મીંચી મારી ઝુડી દમડા પેદા કરવા એજ આજકાલ પુરૂષાર્થ મનાય છે. જમાનામાં દિવસે દિવસે પેદાશ ઓછી થતી ગઇ, ખર્ચ વધી ગયાં અને જરૂરીઆતો એની એ કાયમ રહી. ફૅશનના વાયરે ચઢી કઇક લહેરીઓ વંઠી ગયા, અને કંઇ જણા સુધારામાં સુધરી ગયા. હવે નાંખ્યા નંખાતા નથી એટલે આજકાલ લોકોની આંખે ચઢવાનો વખત આવ્યો. ફાંફાં તો ઘણાંએ મારીએ છીએ પણ કીસ્મત યારી આપતું નથી. હાથમાં લીધેલી કોડી ધાર્યો દાવ પાડતી નથી."

" નવલકીશોર, હું પણ સવાર થતાંની સાથેજ દમબેર સવાર થઇને બહાર નીકળું છું પણ કયાંઇ કીસ્મતનાં પગલાં પડેલાં જણાતાં નથી. શિકાર તો ઘણાએ શોધું છું પણ મારો બેટો કોઇ હરીનો લાલ હાથમાં આવતો નથી. રાત ને દિવસ સીંગલ પર સીંગલ ઠોકી ડંડો ઝાલી ડાંડીઓ બનાવી મારા કીસ્મતની દાંડી પીટું છું, પણ નગારખાનામાં તતુડીનો અવાજ

સંભળાતોજ નથી. જ્યાં જઈએ ત્યાં જેન્ટલમેન ગેંગ! લુખા પાર્ટીમાં સીંગલીઆજ અથડાતા માલમ પડે છે. સાલ્લું જ્યાં જોઈએ ત્યાં સ્વાર્થ અને સીંગલ! બસ રહ્યા વિના કાંઈ બીજી વાતજ નહિ."

*  *  *  *

" ચાહ તારી ચાહના જ્યાં ત્યાં વિશેષ વધી પડી,
પેલો ફાટતાં મ્હોં ફાટતુ તુજ માટ તલસે જીભડી;
દાતણ કર્યું કે ના કર્યું પણ રાંડ તું તો ત્યાં ખડી,
તારા વિનાની જગા એકે ખોળી જોતાં ના જડી.
અટકી નહિ તું એટલે ત્યાં શાક લેવા જન જતા,
બાજારમાં સુખશાંતિ ગૃહમાં દેખી તુજને પેસતા;
બે ચાર મિત્રો ત્યાં મળી સત્કાર તારો બહુ કરે,
ખોરાકનું નહિ ભાન રહેતું પેટ તુંથી ત્યાં ભરે.
મધ્યાન્હથી સંધ્યા થતાં તો કેર કરતી ડાકિણી,
જમવા ન દે બે ચાર વેળા જીવ લેતી શાકિણી:
સંધ્યા તણા વાળુ વિષે પણ ભાખરી સાથે ખરી,
વળી રાતમાં પણ વળગતી જાણેજ બીજી વ્યંતરી.
સૂતાં સૂતાં પણ સ્મરણ તારૂં સ્વપ્નમાં પણ આવતી,
વિશ્રાંતિ ગૃહને વીશીઓમાં ભક્તને ભટકાવતી;
બબડાટ પણ તારો થતો વળી જાગવુંજ તુજ જાપથી,
નાસી ગયાં દહીં દુધ આદિ પાપણી તુજ પાપથી.
મહેમાન આવ્યા બે ઘરે સત્કાર તારાથી થતો,
ઉત્સવ અને મિજલસ વિષે વૈભવ ન તુજ વિણ છાજતો;

નાટક વિષે ચેટક વિષેજ મુસાફરીમાં તું ખરી,
અતિ ગરમ ફ્ડફ્ડતું કલેજાું બાળતી તેમાં ઠરી.
આચાર ભ્રષ્ટ કર્યાં વળી આરોગ્યતા ઝડપી લીધી,
કરી મંદ જઠરાગ્નિજ દુર્બળ ધાતુઓ બાળી દીધી:
ચુડેલ ચૂસે રક્ત નીશદિન રોજના રોગી કર્યા,
આશ્ચર્ય વૈદ્ય હકીમ ડૉક્ટર સર્વ કો તુજને વર્યા.
ફરીયાદ તારી કયાં કરૂં આધી ! કરી સહુને કબ્યા,
જે ન્યાયના દેનાર ન્યાયાધીશ પણ તુજથી હળ્યા:
ઈન્સાફ જો મૂકી અધુરો વખતસર તે સંચરે !
આવીને ચેમ્બર માંહે પેસી થાય તાજે તાહરે.
ભૂલ્યો હું તુજને દોષ દેતાં તું બિચારી શું કરે;
આંખ્યો છતાં જન આંધ બનીને દોષ લઈ કુવે પડે. "

દુર્વ્યસન–દોષદર્પણ.

" ચંદ્રકીશોર તું પણ એક રમકડું છે. આજકાલમાં છતવાળા અને અછતવાળામાં પગથી માથા સુધી સ્વાર્થ રહેલો છે. બધાંને ઉલેગળે ખાવાની ટેવ પડેલી છે. મફતના મલીદા મારવાનો હરામચશ્કો લાગેલો તે કેમે કરીને ટળતો નથી. નથી ઢાંકયા જણાતા અને નથી નાગા જણાતા, નથી ડાહ્યા જણાતા અને નથી ઘેલા જણાતા; જ્યાં પૈદા કરવાનો પપ્પો હોઠમાંથી બહાર પડયો કે તરતજ સ્વાર્થની માંખ્યો આસપાસ ગણુગણુ કરી અકળાવી દેવાની. પૈસાનું નામ સાંભળતાંજ સ્વાર્થના હૈસા મચાવી મૂકવાના ! યાર હવે તો દોઢીયાં વગર અકળાયા, માથે વાળ છે એટલું દેવું જોતજોતામાં થઈ ગયું. બજારના રસ્તા પણ

આડા અવળા વટાવી ગલી કુંચીઓ શોધવી પડે છે. સાહેબ હવે કાંઇ સાહ્યબી ટકી રહે તેવો અખતરો બતાવો!"

"ભાઈ જે આવે તે હોઈઆં કરવાની આદત પડી હોય તે કેવી રીતે એકલા એકલા હોઈઆં કરી શકાય? બધાને પેટ લાગેલું હોય છે. સ્વાર્થ સર્વને સરખોજ હોય છે કેમકે,

"બધી વાત છે બુરી સ્વાર્થ વિણ બધી વાત છે બુરી,
છોટા મોટા કરે લબારા લક્ષી હલાવી શરી:-૦
છતવાળા પણ છાનીમાની મૂકે ગળા પર છુરી;
શાણા તે પણ બની દીવાના જાય સ્વાર્થમાં સરી:-૦
હોય ભર્યું જે પચ્યું પેટમાં સ્વરૂપ સ્વાર્થ ઉર ધરી
હરીજન લોચન અંધ બને છે સરે સ્વાર્થ જ્યાં જરી:-૦
મધપૂડા પર ભૂખી માખીઓ ભમે મધુમાં મરી;
સ્નેહી ક્ષણમાં વેરી બનતો સ્વાર્થ વાત જ્યાં ફરી:-૦

"દોસ્ત હવે કાંઇ યુક્તિ પ્રયુક્તિ કરી સોનાની ચલ્લી હાથ કરવાનો ઉદ્યોગ આદરો તો સારૂ!"

"મારો પણ હવે એજ વિચાર છે. હાલમાં ખીસ્સાં પાકીટ ખાલી છે. કોઇ માલદારનો માલ મળે તોજ ખીસ્સાં તર થાય એમ છે."

"ચંદ્ર તું પેલા જુગલકીશોરને ઓળખે છે?"

"હા તેનું નામ બે ચાર વખત મારા કાનપર આવ્યું છે."

"તેને મીલાવાનો પ્રયત્ન કરો તો કાંઈ નસીબ ફળે! કારણ કે તે મોભાગ્રબુદ્ધિનો છે અને તમે કુશાગ્રબુદ્ધિના છો એટલે રંગ બરાબર જામશે!"

"હા તેં પણ ઠીક યાદ દેવરાવ્યું. આજકાલ તેના પણ પોબાર છે. બધો કાકાનો વારસો તેના હાથમાં આવ્યો છે. માણસ જાતે સીધી લાઇનનો છે. ધોળા કાચનો શીશો છે; ભોળો છે. અને કાંક સુધારાને વાયરે ચઢેલો છે, એટલે આપણે જો પગપેસારો કરીશું તો કાંઇ ખાલી હાથે આવીશું નહિ; એ શીશામાં જેવો રંગ રેડીશું તેવો રંગ રેડાશે."

"ત્યારે તમે એને કોઈ પણ પ્રકારે લલચાવી ફોસલાવી ચંબેલીજાનને ત્યાં લ્યો, એટલે કોઠ સારી રીતે ચીરાશે. એને ઘેર ઘણા ઘણા સુંદરતાના નૌતમ નમુના આવે છે; એકાદ લપ વળગાડીશું એટલે આપણા ત્યાં પોગાર થશે."

"સાંભળવામાં આવ્યું છે કે તેને ત્યાં પેલા પુરષોત્તમનો પગપેસારો છે. આજકાલ તે પુરષોત્તમની આંખે જુએ છે; જો એનો કાંક પ્રસંગોપાત કાંટો નીકળી જાય તો મામલો બધો સુધરી જાય."

"પુરષોત્તમ ન હોય ત્યારે આપણે બંને એને બંગલે જઇએ અને વાતમાં પલળે તો એને લઈ બારોબાર હવા ખાવા ઉપડીએ."

"અરે સહેજ મારા પ્રસંગમાં આવ્યો તો હું એને સારી રીતે મેળવી લઈશ અને આપણા દાવપેચમાં કેળવી લેઇશ,"

"ઠીક ત્યારે ચાલો અત્યારે એના બંગલે! જેટલી બને તેટલી પેરવી કરી તેને વિકટોરીઆમાં લઈ ચંબેલીજાનને ત્યાં જઇએ. મેં તેને ઘણા વખતથી વાત તો કરી રાખી છે, કે કોઈ નાજુક પરસ્તાનની પરી આવે તો ખબર આપજે! વખત આવે

આપણા બધાનો હાથ સારી રીતે ભરી લઇશું!"

"દોસ્ત ચંબેલીજાન તે તો કોઈ ચંબેલીજાનજ છે!! એનાં નયનનાં નખરાંનો ઈજારો તો એની પાસેજ છે. એના ઘડી ઘડીના રંગ કાંઈ ઓરજ છે. રાજવળાના ઠાઠમાં દેશ દેશાવર મુસાફરી કરી કંઇ કંઇ બુલબુલનાં બચ્ચાં પકડી લાવે છે. જોતજોતામાં બારોબાર અધરીઆં સાટાંપાટાં કરી કયાંનાં કયાં પંખીડાં ઉડાડી મૂકે છે તેની કાંઇ ખબરજ પડતી નથી."

"ત્યારે ચાલો હવે જુગલશેઠને બંગલે!! વખત આવે બધુએ જોઇ લેવાશે!!" આ પ્રમાણે મસલત કરી ચંદ્રકીશોર અને નવલકીશોર બંને જણા વાતો કરતા કરતા જુગલકીશોર શેઠના બંગલા ભણી વળ્યા. જુગલકીશોર શેઠ પરનારીની યારીનો રાગી હતો. તેની આસપાસ હાજી હા કરનાર અને મીઠું મીઠું બોલી ફોસલાવી ખાનારા કંઈ અદ્ધર લાલાઓ વીંટળાઈ વળ્યા હતા. આખો દિવસ જુગલકીશોર તેના ગોઠીઆના પ્રસંગમાં (રંગમાં) ચકચુર રહેતો હતો. જે કોઈ આવે તેને આવવાની છૂટ હતી. શહેરમાં જેટલી નાટક કંપનીઓ આવે તે તમામની તે અઠવાડીઆમાં એકાદ બે વખત એ.છામાં ઓછી મુલાકાત લેતો હતો. જો તે કંપનીમાં એકાદે સ્ત્રી એકટર જોવામાં આવતી તો કંપનીના પૂરા ભોગ મળતા. જ્યારે તે એકટ્રેસ જુગલકીશોરના પંજામાં આવતી ત્યારેજ તે કંપનીનો કેડો મૂકતો હતો. સીનેમેટોગ્રાફ બૉલપારટીઓ અને સારામાં સારો રામશગીરોના નાચ તેની હાજરી વિના ભાગ્યે કોરા રહેતા હતા. જ્યાં જુગલ સાહેબની સવારી હોય ત્યાં કંપનીવાળાને પેદાશ પણ

સારી હોય. પાંચ પચીસ મિત્રોના સાથ વિના કોઈ દીવસ પ
એકલા જુગલકોશોરશેઠ નાટકશાળામાં પગ મૂકતા નહિ. 'સાં
પડે હરરોજ સો બસો રૂપીઆનું શેઠનું પાણી થતું હતું. સવ
થતાં મોરનીંગ ટી પારટીમાં ગમે તે મિત્ર શહેરની ગમે તેવી ન
જુનીનો ગપાટો લઇને શેઠ પાસે આવ્યા વિના રહેતો નહિ; શે
પણ કાચા કાનના અને સ્વભાવે ભોળા હોવાથી જે કાંઈ કં
તે તમામ સાચું માની લઇ જેમ સાથી હાથમાં નચાવે તે
નાચતા હતા. અત્યારે શેઠ એકલા પડયા હતા. તેમની તહેન
નાતમાં હાલમાં કોઈ નહોતુ. શેઠાણી સેજલદે પણ સવાર
પિયર પધાર્યાં હતાં. શેઠ પણ આજનો રાત કયાં ગાળવી તે
ઉંડો વિચાર કરતા હતા. આ અરસામાં ડોળીઓ અને માથોરે
અર્થાત્ ખાપરો અને ઝવેરી ચંદ્રકીશોર અને નવલકીશોર બં
જણા શેઠની પાસે આવ્યા. શેઠ પણ તેમને આવેલા જોઇ સત્ક
કરતા વખત ગાળવા લાગ્યા.

"ચંદ્રકીશોર તમે તો આજે ઘણા દિવસે જોવામાં આવ્ય
આ નવલભાઈ વખતો વખત રસ્તામાં ભેગા થતા હતા; પ
તેનો બિચારા સલામ ભરી રસ્તોજ માપતા હતા ! !"

"સાહેબ મોટા માણસો રસ્તામાં મળે ને શિર
ઝુકાવીએ તો શિર વખત આવે ધડથી જુદું થાય."

"બરાબર બરાબર દોસ્ત અચ્છી કહી !"

"કેમ વારૂ એમ બોલ્યા !"

"સાહેબ શેઠીઆ લોકોને સલામ ભરવામાંજ સ્વાર્થ રહે
છે. અમારા જેવા ગરીબ માણસોનું કલ્યાણ શેઠીઆઓની સા

મોમાંજ સમાએલું છે. ”

“ખરી વાત છે સાહેબ. સલામીમાંજ સલામતી રહેલી છે.”

“કહો કાંઇ કામકાજ !!”

“સાહેબ આપ એક વખત ગોહુરજાનના જલસામાં મને ભેગા થયા હતા તે વખતે આપ બોલ્યા હતા; કે કોઈ સારા ખાનદાન બુલબુલના બચ્ચા જેવી પ્રેમની પૂતળી નજર કરતાં મળી આવે તો મને ખબર આપજો. મારે તેને ભારે પગાર આપી શહેર બહાર બંગલામાં રાખવી છે અને તેની સાથે મહોબત બાંધી અલાયદા રહેવું છે !!”

“હા યાર, તમે પણ ઠીક યાદ દેવરાવી !! હું તો તે વાત કેવળ ભૂલીજ ગયો હતો. આપણું મન હવે શેઠાણી પરથી ઉતરી ગયું છે. રોજ સાળી વાતે વાતે અને રાતે રાતે તકરાર થાય, ઘડી ઘડીના વાંધા પડે તે કાંઇ આપણા જેવા સ્વતંત્ર માણસથી સાંખી ન શકાય ! શેઠાણી ભલે સુંદરતામાં ગુલાબ રહ્યાં, પણ આપણે તો બંદા નવાબજ છીએ, અરે ભોગી ભ્રમરજ છીએ. મીઠાં મીઠાં કુસુમોની મીઠી મીઠી સુગંધી લેનારા મીઠા મધુકર છીએ. આપણાથી કોઇનો તાબીઓ ઉઠાવી શકાય નહિ. અહીં તો મન માને ત્યાં સુધી મજા લેવી; મન કંટાળ્યું કે ચાલ જીવ બેસ બીજા ફુલ ઉપર !! જે સુમનોમાં સુગંધી હોય ત્યાંજ જઇને વસવું !!”

“તો સાહેબ હવે ખરો વખત આવ્યો છે. એક પંખીડું જાળમાં મહા મહા પ્રયત્ને પકડાયું છે !!”

“ત્યારે બંદા તૈયાર છે !! જે કાંઈ જોઇએ તે લઇ

જાઓ અને તેને મારા હુવાલામાં સોંપી દો ! !

" સાહેબ ત્યારે આજ રાતના નવ વાગતાં તૈયાર થાઓ. પેલી ચંબેલીજાનને ત્યાં એક નૌતમ નમુનો આવ્યો છે. તમે નવલકીશોર સાથે વિકટોરીઆમાં બેસી ચંબેલીજાનના મુકામે આવો; હું અત્યારે ત્યાં બારોબાર જઈ મારી જાળ બિછાવું છું અને ચંબેલી તથા તેના પંખીને જેમ બને તેમ હાજી હા ભણાવી તમારા સત્કારને સારૂ તત્પર કરૂં છું. સમજ્યા કે મારા જુગલકીશોર સરકાર ! ! "

" વાહ વાહ ઘણીજ સારી તદબીર ! ! દોસ્ત તમારા વિના આ કાર્ય બીજો કોણ કરે ? હું પણ આજરોજ ભાગ્યશાળી થયો કે આપનાં અત્યારે દર્શન થયાં. કહો કાંઈ જોઇએ છીએ ? "

" હા વખતે કાંઇ જરૂર પડે ખરી !! ચંબેલીના કામમાં દામ જોઇએ ખરા ! ! "

" કહો ત્યારે શું આપું ? "

" ફક્ત ત્રણ હજારનાં નોટ હોય તો આપો; પછી જરૂર પડે બીજાં લેવાશે ! ! જો બનશે તો એટલામાં એને રમાડી દઈશું ! ! "

" અરે ત્રણનાં ચાર લ્યોને ! અહીં શો હિસાબ છે! માલ માથા વિના મળે નહિ ! જાણોછોને માથા સાટે માલ મળે ! ! આ જમાનામાં માથું શું ? તો માથામાં મની દામ અને માલમાં મધુરી મધુરી મોહીની ! બુલબુલનું બચ્ચું, વસંત કોકીલા મીઠી મેનાં સમજ્યા કે મારા જીનાબે આલી ! ! "

" અરે વાહરે મારા ઉમરાવ શેઠીઆ ! ખાનદાની વગર

ખાનદાનીની કીંમત ન થાય!"

"લ્યો દોસ્ત આ નોટનો થોકડો; પેલી ચેર પર બેસી ગણી લ્યો!!"

"અરે સાહેબ તમારા આપ્યામાં ગણવું શું? મોરનાં ઇંડાંને ચીતરવાં પડે?"

"ઠીક ત્યારે તમારી મરજી!!"

"તો સાહેબ હું હવે રજા લઉછું; આ નવલ જોડે આપ વહેલા પધારજો."

"હાજી પધારો! લ્યો ચાલો નવલકીશોર પેલા હૉલમાં પધારો; ચાલો આપણે નાઈટ ડ્રેસ તૈયાર કરીએ. જરા બારબરને બોલાવી શેવીંગ કરાવી જરા ફૅશનેબલ બનીએ!!"

"હાજી જેવી આપની મરજી!!"

"જુગલકીશોર અને નવલકીશોર બંને જણા ટાપટીપ કરવામાં ગુંથાયા; અને ચંદ્રકીશોર ત્રણ હજારનાં નોટ લઇને ઘરભણી વળ્યો. તેને આજે સારા શુકન થયા. ઘણા દિવસનું દળદર ગયું. તે તો બિચારો તાબડતોબ જીવ લઇને ઘર ભેગો થઈ ગયો, અને પોતાનો પટારો ઉઘાડી ત્રણ હજારમાંથી તેરસો તો પહેલ વહેલા બોલ્યા ચાલ્યા સિવાય કોરે મૂકી દીધા; સાતસોનાં નોટ નવલકીશોરને સારૂ ઇલાયદા કબાટમાં કોરે મૂકયાં; અને ત્રણસોનાં નોટ બજારનું દેવું ચુકવવા ખીસ્સામાં ઘાલ્યાં; અને બાકીના સાતસોમાં ચંબેલીને રમાડવાનું ધાર્યું! અત્યારે તે ઘણાજ ઉમંગમાં આવી ગયો; અને એકદમ ખાધુ ન ખાધું કરી ડ્રેસ પહેરી બણીઠણી બહાર નીકળી પડયો; જે કાંઈ

બજારનું દેવું હતું તે તમામ ચુકવવા મંડી પડયો. એક બાજુ જુગલકીશોર શેઠ પરનારીના મોહના તરંગમાં ઝુલવા લાગ્યો, અને બીજી બાજુ ચંદ્રકીશોર લક્ષ્મીના સ્વાર્થના તરંગમાં ઘુમવા લાગ્યો; લોભીયા હોય ત્યાં ધુતારા ભૂખે ન મરે એ સૂત્રાનુસાર બંને કીશોર મિત્રો જુદા જુદા સ્વાર્થમાં રમવા લાગ્યા !

રાજવંશી ઠાઠમાઠવાળી ચંબેલીજાન અને ગુલાબજાનના રથમાં બેભાન અવસ્થામાં ઉચકી લીધેલી કુંદન અત્યારે ચંબેલીજાનના દેદીપ્યમાન બંગલામાં ભવિષ્યનો કાંઈ ઓરજ વિચાર કરતી બેઠી છે. ચંબેલીજાન જાતની ગુણુકા એટલે અષ્ટાંગે કુડ કપટવાળી મહા ચતુર અને પ્રવીણુ નાયકા હતી. તે એકદમ કુંદનને પોતાની સ્થિતિની ખબર પડવા દે એવી ઉદ્ધત અને સાહસિક વૃત્તિવાળી સ્ત્રી નહોતી. તેણે કુંદનને પોતાના બંગલામાં ઘણીજ સારી રીતે રાજસિક ઠાઠમાઠમાં રાખી હતી. તેની માવજત ઘણીજ ઉંચા પ્રકારની કરી હતી. એકંદર રીતે કુંદનને સારી રીતે બાલાશ રાખી ઉછેરી હતી. કુંદન પણુ આ છુપી ડાકયણીની કપટજાળમાં ભોળવાઈ ગઈ હતી. તેના મગજમાં સ્વપ્ને પણુ ચંબેલીજાનની જાત વિષે વિચાર આવતો નહોતો. ચંબેલીજાન પણુ એક બીજો બંગલો ભાડે રાખી તેના ધંધાના મોહબતીઆ યુવકોને મળતી હતી; અને ઘણાને કુપ્પામાં હાથ મુકાવી ખંખેરતી હતી.

ચંબેલી આખો દિવસ કુંદનની તબીયત ઉઠાવતી હતી; અને તેને જે કાંઈ વાંચવા લખવાનાં સાધનો જોઇએ તે પૂરાં પાડતી હતી. વખતો વખત તેની સાથે તે વાદ વિવાદમાં ઉતરી

હાજી હા ભણુતી હતી. તે સારી રીતે સમજતી હતી કે જ્યારે ત્યારે કુંદનને સપડાવતાં પોતાનો નીચ ધંધો પ્રગટ થઇ જશે, અને આ સુજાણુ બાળા દરેક પ્રયત્ને સામી થઇ નામોશી આપી છટકી જશે. તે રાત દિવસ કુંદનને સૂતી વેચી નાંખવાનો વિચાર ચલાવતી હતી. જો કોઇ ખીસ્સાનો તર અને હૈયાનો ફુટયો લાલ શેઠીઓ મળે તો સારી રીતે હાથ ભરાય તેટલો માલ લઇ કુંદનની બારોબાર દરબારી ઠાઠમાંજ વેડ કાઢવી; અને પોતે સારી રીતે ધનમાલ હાથ કરી થોડાક વખત સારૂ દેશ પરદેશ અગીઆરા ગણી જવા; આ પ્રમાણે સ્વાર્થ તરંગમાં ચંબેલીજાન ઘુમતી હતી.

ભાગ્યહીન કુંદન જ્યાં કયાંઇ વિરામ મળતો કે તરતજ રાત દિવસ હીરાલાલના વિચાર તરંગમાંજ ઝુલતી હતી. તેને હીરાલાલના નામ સિવાય કાંઈ બીજો ધંધોજ નહોતો. આઠે પહોર અહ્રનીશ હીરાલાલના ધ્યાન ગાનમાં તે ગુલતાન રહેતી હતી. વખતો વખત તે મૂર્છા અને ઘેલછામાં આવી જતી હતી. ચંબેલીજાનના સહવાસમાં આવ્યા પછી તેને કાંક વધારે શાંતિ મળી હતી. તેણે પોતાનું તમામ દીલ ખોલીને વાત કહી હતી. ચંબેલીનો રાજવંશી ઠાઠ જોઇને તેને કોઈ ભાયાતની રાજવંશી રાણી તરીકે ધારતી હતી. તેના સહવાસ અને પ્રયત્નથી તેને કાંઈ વધારે શાંતિ મળશે અને હીરાલાલ સંબંધી શોધ ખોળ કરાવી તેનો કાંઈ પત્તો લાગશે એવી આશાની ઉમેદમાં નાચતી હતી. અત્યારે તે પોતાના અવાસમાં એકલી હતી. ચંબેલીજાન પણ કાંઇ પ્રસંગોપાત કાર્ય સારૂ બહાર ગએલી હતી; ફક્ત બંગલા નીચેના હૉલમાં પરિજન વર્ગ સિવાય અન્ય કોઈ દ્રષ્ટિ-

ગોચર થતું નહોતું. એક આરામચેરમાં નિરાંતે વિશ્રાન્તિ લેતી કાદંબરીની નવલકથા તે વાંચતી હતી અને ચંદ્રાપીડની સ્થિતિ સંબંધી વિચાર ચલાવતી મગજમાં તર્કવિતર્ક કરતી હતી.

*　*　*　*

" મનડાની વાતો મારી મનમાં સમાતી,
દાંત છેદે જ્યાં રસના કાંઇ ન કહેવાતી;
થતાં પ્રીત લાગી વ્હાલી હવે જીવ જાયે,
દીલડાની દાઝી દીલમાં દુઃખે દઝાતી.
લટકાળા લાલે લટકે આવી લોભાવી,
મીઠી મીઠી મોહનીએ હું તો મુંઝાતી,
રસિક હૃદયની વાતડી કોઇને કહી ન જાય,
લોક લાજથી જગતમાં કહેતાં હાંસી થાય. "

"વિભુ વિભુ મારૂં હવે શું થશે ? તું પણ કેડ બાંધીને મારો કેડો લેવા તૈયાર થયો છે. મને નથી ઉગારતો કે નથી મારતો ! નથી ઠારતો કે નથી પ્રજાળતો. ઘડીમાં દુઃખના દાવાનળમાં ધકેલી દે છે, અને ઘડીમાં કોરે કરી ઉગારી લે છે; તારી શી ધારણા છે તે મારા કળ્યામાં નથી આવતી. દીનબન્ધુ બીરદ ધારણ કરી દીનને દમતાં તું પાછો પડતો નથી; મારે તે તને કહેવું શું ? હવે હું તને કયાં સુધી ભજુ ! મન અને તન બંને પરવશ થઇ ગયાં, અરે પ્રાણરહીત થઈ ગયાં, અરે તને અને દુનિયાને પણ વિસરી ગયાં. અરે હવે હદ આવી ગઈ ! દુઃખના ડુંગર શીરપર ડોલી રહ્યા ! માધવ માધવ હવે કરૂણા કરો ! આ કીંકરીનાં કષ્ટ કાંઈક તો હરો ! અરે હાય હું આ શું બોલું

છું ? કોને કહું છું ? દોષ કોને આપું છું ? હું જાતે દોષીતજ છું. કર્મે દુઃખ લખાવીનેજ આવી છું તો પછી ભોગવ્યા વિના છુટકોજ નથી. ગયા ભવનાં કે આ ભવનાં કરેલાં કર્મનાં ફળ ભોગવવાં ત્યાં સુખ દુઃખ શાને માનવાં ! સારા કર્મનાં ફળ ભોગવતી વખતે પરમાત્માનો આભાર માનતો નથી, તો પછી નઠારા કર્મનાં ફળ ભોગવતી વખતે શા વાસ્તે પરમાત્માને દોષ દેવો ? ? પકવાન આરોગતી વખતે હરિને યાદ ન કરી શકાય તો પછી સૂકી ભાખરી ખાતી વખતે હરિને શું કામ ઠપકો આપવો અથવા વૃથા તેની દયા શા વાસ્તે માગવી? શું પરમાત્મા તે કાંઇ રૂશવતનો ધંધો આદરી બેઠો છે ! નીચ સ્વાર્થ સારૂ અનાથનાં ગળાં રેંશી પાછળથી પુન્યમાર્ગમાં પૈસો વાપરવો; અને પોતીકાં ગળાં રેંસાતી વખતે આકરી બાધાઓ રાખવી અગર અંતકાળીઆં દાન કરી પ્રભુને સમજાવવો તે શું પાપ નથી. પરમાત્માની હાંસી નથી, અરે તેને ક્રોધાયમાન કરવાનો કીમીયો નથી ? ! જ્યારે આવો અનર્થ આદરતાં મન પાછું પગલું ભરતું નથી તો પછી કુદરતી આવતાં દુઃખને વાસ્તે મન શા સારૂ વલોપાત કરે છે ! અરે અણધાર્યું આવતું દુઃખ એ દુઃખ નથી પણ ભવિષ્યનું અચળ સુખ છે. અધીરા મન અરે શ્રમીત થએલા તન હવે તારો અકળાયે કાંઈ છુટકો નથી; બસ હવે તો દુઃખની સામા થવામાંજ શોધ્યું સુખ મળશે; કેમકે,

*　　*　　*　　*

" દુઃખ દુઃખ શું વદો જગતમાં દુઃખ દોહ્યલું મળે,
કાયા માયા ક્યાં છે જુદી જીવ જીવનમાં ભળે;

દુઃખ છે મીઠી સુખ છાયા શાંતિ માને તેમાં ડાહ્યા.
પાણીના પરપોટા સમ સુખ સુંદર જોતાં ભાસે,
ઝાકળ બિન્દુ મોતી જેવું જુઓ ચળકતું ધાસે;
પલકમાં જોતાં થાય વિનાશ સમજી કરો સુખનો કયાસ.
ચઢતી પડતી ઘરી અનાદી ઘડી ઘડીમાં ફરતી,
માનવ જીવન રથનાં પૈડાં તાપ છાંય લ્યો વરતી;
પડે જે માથે કારમું દુઃખ માનવું તેને સાચું સુખ.
માયા મમતા ધરીને મનમાં કરે સુખ અભિમાન,
છકીને છાનમાં ધન મદ ધરતાં એ નર નહિ નાદાન;
ખરે જેમ પીપળપરથીપાન ભટકતાભૂમીપર જેમશ્વાન. ”

મન વાળી હૃદયનો ઉભરો શાન્ત કરી કુંદન આરામચેર પર મોં ઉપર રૂમાલ ઢાંકી સ્વસ્થ પડી રહી. આ અરસામાં ચંબેલીજાન બહારથી એકાએક કુંદનવાળા ખંડમાં આવી અને કુંદનને ચેરમાં જ પેલી જોઇને મન સાથે વિચાર કરવા લાગી !!

“ અહા હવે આ અલબેલી પ્રવીણ પોપટડી મારા કપટ પિંજરમાં શી રીતે પૂરાશે? જેટલી ચતુરાઈ અને ચાલાકી ચલાવાય તેટલી તેની સાથે ચલાવી પણ ચતુર ચતુરા મારી જાળમાં આવતી નથી. તેને વૈભવની અનેક લાલચોમાં લલચાવી પણ લલિતાંગી લલના કશાથીએ લલચાતી નથી. તેને વાતો વાતોમાં અનેક રીતે ઉડાવી પણ એકની બે થતી નથી. જેમ જેમ તેની સાથે અધિકાધિક પ્રસંગ પાડતી જાઉં છું; તેમ તેમ તે વધારે શંકાશીલ બનતી જાય છે. હવે તો આજે છેલ્લી વાર તેને ખૂબ સમજાવવી ધારી છે; જો તે માનશે તો ઠીક, નહિ તો પછી જાત

ઉપર જઈ તેને સૂતી વેચવી પડશે. આ પાપ વળી ભણેલું. અને પૂરતી રીતે પાવરધું થએલું છે; એટલે તેની સાથે હજાર ગરણે પાણી ગાળવાનું કામ છે. જે કોઈ પ્રસંગોપાત વાત કાઢવી તે સારી રીતે વિચાર કરી પ્રસંગને અનુકુળ આવે તેવી રીતે છેડીને મનના ધારેલા નિશાન ભણી જવાનું છે; આહા અત્યારે તે શાંતિમાં તરતી જણાય છે. વાહવાહ છે પણ રૂપનો અવતાર! કુસુમની કાચી ખીલતી કળી! જો તે મારા વિચારમાં મળી જાય તો જરૂર મારો અને એનો એક પલકમાં ભાગ્યોદય થઈ જાય પણ માને શી રીતે? જો વાત કરતાં કરતાં જાત ભાત જણાઈ ગઈ; અગર મુદ્દાની બહાર બોલાઈ જવાયું તો તરતજ તે બાળા લાત લગાવી વાત બગાડી નાંખવાની અરે જોતજોતામાં અજબ ગજબ કરી છટકી જવાની, અરે હાય મારી સઘળી આશા ધૂળમાં મેળવી ભાગી જવાની! હશે હવે જેમ થાય તેમ ખરૂં પણ આજતો સાહસનું પગલું ભરૂં તે ભરૂંજ! અત્યારે મારી તમામ કુશળતા, પ્રવીણતા, ચાલાકી, સ્ત્રી ચરિત્ર અને મોહની મંત્ર જે કાંઈ જાણું છું તે તમામ અત્યારે અજમાવી જોવાનું છે. જો ભાગ્યોદય થવાનો હશે તો તરતજ તે બાળા મારા મતમાં ભળી મળી જશે, નહિ તો પછી વિપરીત વાત થતાં ઘર છોડી બન્ના દૂર ટળી જશે!! લાવ હવે તેને જાગ્રત કરી જરા જુવાનીને હોલોળે ચઢાવું!! કુંદન! અરે કુંદન! કુંદન!!"

"ઓહ કોણ તમે! બહાર ફરી આવ્યાં! કહો કેમ! બોલો શો હુકમ છે?!"

"હવે આ તારા ચોપડા બોપડા દૂર કોરે કરી જરા દીલને

ખીલાવ; મનને મલકાવ !!"

"દીલને ખીલાવ્યું ખીલાવાતું નથી અને મનને મલકાવ્યું મલકાવાતું નથી! અવસરનાં કાર્ય અવસરે થાય છે. કુદરતના રંગ કુદરતથીજ બદલાય છે!!"

"કુંદન જુવાનીના ચાર દિવસનો છે. આજ છે ને કાલ નથી. રંગતનો રંગ સંગત વગર ઉડી જશે તો પછી રંગ ચઢતો મુશ્કેલ થશે!! જોબનીયું એ તો મહા મોંઘી ચીજ છે, તે જો એળે જશે તો પછી બધી જીંદગી ધૂળ થશે!!"

"જુવાની માનવ જીવનની કીંમત અંકાવાની એક મોંઘી પરમ સુખદાયક અવસ્થા છે. વૈભવ અને વાસના તૃપ્ત કરવાથી જુવાનીની કીંમત થતી નથી. મનના વેગને જ્ઞાન બળે કુદરતની કક્ષામાં સચવાઈ રખાય તો જુવાની સદાકાળ સુખરૂપ નીવડે છે અરે આખી જીંદગી શાંતિમાં પસાર થાય છે."

"કુંદન અવસર વીત્યા મેહુલા નકામા છે. અવસ્થા વીત્યું જોબન પણ એળે ગયુંજ સમજવું. જોબનીઆની બહારમાં જ્ઞાનગોષ્ટી અને વિદ્યાના ગુટકા વિષ સમાન છે. જુવાનીના ચણુતરમાં ભણુતરનો ભવાડો છે; માટે આવ્યું સુખ માણવું તેમાંજ મઝા છે."

"મનને વિભળ બનાવી ધર્મની મર્યાદા બહાર પગ મૂકી જોબનીઆને ઝોલે ચઢાવી જુવાની માણવી તેના કરતાં મન પર અંકુશ રાખી એકાંતમાં બેસી ઇશ્વર ભજન કરવું તે ઘણું સુખદાયક અને ઉત્તમ છે. જુવાની એતો એક દીવાની અવસ્થા છે; નદીનું પૂર છે, મેઘ ધનુષ્યનો રંગ છે, ખીલેલું કુસુમ છે;

સંધ્યાના તરંગ છે; પલક પલકમાં પલટાતી એક કુદરતના રંગ બતાવનારી અજગ અવસ્થામાં જોગનીયાની અજાયબી માનવી એ જીવનમાં પગલે પગલે ગજબ ગુજારનાર જોબન વ્યાધી છે. વાસનાનો વ્યાલ છે; મૃગજળ સમાન મિથ્યા આશાઓની એક ઉંડી ભયંકર ખાઇ છે; તેમાં જે પડયા તેનો પત્તાજ લાગતો નથી."

— "ત્યારે કુંદન તું આમ સદાકાળ આવીને આવીજ રહીશ. હીરાલાલને વાસ્તે મિથ્યા આશાના અજંપામાં ઝુર્યાજ કરીશ. તને સાંપડવાનું સુખ તારા ભાગ્ય બળે દૂર થયું તો પછી તું બીજો કાંઇ પ્રયત્નજ નહિ કરે ?"

"હું જેને એકવાર મનથી મારો કહી ચુકી તો પછી તે મારામાંજ મારૂં મન રમાડયા કરીશ. તે જો મળશે તો દીલનાં દુખડાં ટળશે નહિ તો તેનામાંજ આ તનમન સમાઇ જશે. મારા મનનું સમાધાન તેનાથીજ થશે. અન્ય પ્રકારના દીલાસાઓ અને વચનામૃત વગેરે તમામ વૃથા છે. તમને હું જો ભારરૂપ થતી હોઉં તો હવે મને રજા આપો. મારી પ્રકૃતી હવે સારી છે. અત્યાર સુધી તમે જે મારી સેવા ચાકરી કરી તે સારૂ આપની અત્યંત આભારી છું. જગત પિતા આપનું કલ્યાણ કરશે ! મારા મનની માલીક હું છું. તેના ઉપર કોઇનો અધિકાર નથી. મન સ્વતંત્ર છે. તેને જીતનારા કોક વિરલાજ હોય છે. વૈભવની લાલચો અને સુખની વાસનાઓથી મન કાબુમાં આવી શકતું નથી. મનને વશ કરવાને મન જોઇએ છીએ. મન મનથી જીતાય છે."

"ત્યારે હું પણ તને એજ સલાહ આપું છું. તારૂં મન

ઠરે ત્યાં મનને મેળવી સુખી થા. નાહક જુવાનીને વલોપાત કરી વગોવી ન નાંખ! દીલને દીલમાં સમાવ. તને જે સારૂં લાગે તે કર! એકવાર ફરી નશીબ અજમાવ."

"એટલે તમે કહેવા શું માગો છો? મને તમારાં વચન સાંભળી તમારી જાત ભાત ઉપર શક આવે છે. તમે કોઇ રાજવંશી નથી!! તમારા આચાર વિચાર મને હવે નિરાળાજ લાગે છે. ભલે તમે ગમે તે હો તેની મને દરકાર નથી. મહેરબાની કરી મારા મન ઉપર મુખ્તીયારી કરવી માંડી વાળજો. હું વિહ્‍વળ મનની સાહસિક અને અવિચારી અબળા નથી. ઠેર ઠેર વિષ્ટા ખાનારી કાગડી નથી. ચાટે ચાટે ચાટનારી કુતરી નથી; સ્વતંત્રતાની હવામાં ઉડનારી મક્ષિકા નથી; પણ એક નીતિ અને ધર્મની મર્યાદામા રહી શોયગરૂપી મોતીનો ચારો ચરનારી રાજ હંસણી છું. મનથી જેને મારો કહ્યો તે મારા સારૂ સર્વાર્પણ કરનારી એક આર્ય બાળા છું. તમારો ઉપદેશ તમારા જેવાંને કરજો, મને તેની તલમાત્ર પણ અસર નહિ થાય, અરે ભગવાન હું તો ઠેરની ઠેર રહી. એક ઉપાધીથી છુટતાં બીજી ઉપાધીમાં ફસાણી! બ્હેન તમે કોણ છો તે મને પ્રથમ કહો!!"

"કુદન કુદન આમ છેક ગાંડી થાય છે. હું તને શું ખોટી સલાહ આપું છું. તને વગડામાંથી લાવી મહેલમાં રાખી માવજત કરી સારી કરી તેનો શું આ બદલો? મારી જાત ભાત જાણવાની તારે શી જરૂર પડી. હું એક ભાયાત વર્ગની રજપૂતાણી છું."

"તમારા સ્વામી ક્યાં? આ બંગલામાં કેમ કોઇ પ્રતિષ્ઠીત

રાજવંશી પુરૂષ દ્રષ્ટીગોચર થતો નથી. મને હવે તમારાં વચન સાંભળી ઘણોજ શક ઉત્પન્ન થાય છે. તમે રજપૂતાણી હો એમ હું હવે માનતીજ નથી. રજપૂતાણીના મુખમાંથી આવાં મલીન વચન કદી નીકળેજ નહિ. જુવાનીની હિમાયત કરનારી કોઇ રજપૂતાણી ન હોય પણ કોઇ વંઠી ગયેલી વામા અગર વેશ્યા કુલટા હોય!! રજપૂતાણી તો શીયળની હીમાયત કરે; તેના મુખમાંથી નીતિ અને ધર્મનાં ભરેલાંજ વચનો ફુલની માફક બહાર ખરે! દીલ ભેદાવનારા અને મનને મેળાવનારા કુડા વજ્રપ્રહાર જેવાં કુવાક્યો સ્વપ્ને પણ ન નીકળે. કહો તમે કોણ છો?!"

"કુંદન કુંદન હું તે હુંજ છું. હું પણ તારી સમાન એક ટેકી પુરૂષ પાછળ પ્રાણ અર્પણ કરનારો હઠીલી સ્ત્રી છું. મને પણ જો મારા મનનો માન્યો મળશે તોજ હું તેની સાથે લગ્ન કરીશ; નહિ તો તારી માફક આમ કુંવારી અવસ્થા ગાળીશ. અહીઆં મારા માબાપના પૈસા ઉપર આ સાહ્યબી ભોગવું છું."

"અરે વાહરે તમારાં વચન! ગાડાનું પૈડું ફરે તેમ તમે પણ ફરવા માંડ્યું. જોતજોતામાં બદલાઇ જવા માંડ્યું. હું તમારા જેવી વિભળ મનવાળી સ્ત્રીઓના તેજમાં અંજાઉં તેવી નથી હો! મારા મન ઉપર અસર કરવાને ઘણા ઘણા પાણીમાં મુઠીઓ ભરે છે. જો મારા મન ઉપર તેમની અસર થઇ હોત તો હું આ દુ:ખ ભોગવત નહિ; અરે જો હું વૈભવની લાલચોમાં લપટાઇ હોત તો રાજા જેવા મામાના દરબાર જેવા ઘરબારનો ત્યાગ કરી વગડો વેઠતી ન હોત સમજ્યાં?! જાઓ મારા જેવી મૂર્ખ સ્ત્રી

સાથે માથાં ન ફોડો; એક ખૂણે બેસી આ બધા ચાળા ચસ્કા મૂકી જગદીશ્વરમાં જીવ જોડો કે તમારી કાયાનું કલ્યાણ થાય; અરે માનવદેહ ધર્યાનું સાર્થક થાય ! !"

"તને જેમ જેમ સમજાવીએ છીએ તેમ તેમ તું વધારે સામી થાય છે. મારે તારી શી પરવા છે; માનવું હોય તો માન નહિ તો ધરામાં પડ ! તારે અહીં રહેવું હોય તો રહે નહિ તો આ બધો મુલક ઉઘાડો પડયો છે. સુખની વાત કહેતાં તું આટલી બધી તપી જાય છે, તને સારી શીખામણ આપીએ છીએ ત્યારે તું મારી ગુરૂ થવા આવે છે. આ વગડામાં રઝળતી મૂકી હોત તો તને કયારનીએ કાગડા અને ગીધે કોચી ખાધી હોત. દયા ડાકયણને ખાય છે. તને ઉગારી તેનો આ સરપાવ ! આ બધી સેવા ચાકરી કરી તેનો આ બદલો. મારી બાઈ જરા પ્રભુનો તો ડર રાખ ! "

"હું પ્રભુનો ડર રાખીનેજ તમને કહું છું કે તમે હવે પાપકર્મની હિમાયત કરવી મૂકી દ્યો. મને ઉગારી તો પ્રભુ તમને અનેક આફતમાંથી ઉગારશે, હું તમારી જન્મભર રુણી છું. કહો તો મારી ચામડીના તમને જોડા શીવડાવી પહેરાવું; કહો તો તમારા ચરણ ચાંપી તમારી તાબેદારી ઉઠાવું, પણ અનાચારના માર્ગમાં પ્રવેશ કરી મારા મનને કદી પણ ભ્રષ્ટ નહિ કરૂં તે નહિજ કરૂં. તમે માર્મિક ભાવમાં જે મલીન ઉપદેશ મને કર્યો છે તે હું સારી રીતે સમજી ગઈ છું; ચંબેલીબા, આખરે ખરાબ તે ખરાબ અને સારૂં તે સારૂં છે. નીતિનાં ફળ મીઠાં છે અને અનીતિનાં ફળ કડવાં છે. સદાચાર સુખમય છે અને દુરાચાર

દુ:ખમય છે. પાપ કરી કોઇ સુખી થયું નથી અને ધર્મ આચરી કોઇ દુ:ખી થઈ નથી. જુવાની એ તો જળનો પરપોટો છે. જોબનીયું એ ચાર દિવસની ચાંદરણી છે. જેની જુવાની સુધરી તેનો આખો ભવ સુધર્યો. જેણે જુવાની જાળવી તેણે જરા જાળવી! અરે આખું જીવતર જાળવ્યું. બહેન તમે ઘણાં પ્રવીણ છો, ચતુર છો; સમજવું હોય તો આટલેથીજ સમજી જજો. તમે મને જેમ ગોળે વીંટી ગોળ ગોળ જેવી વાત કરી છે તેવી હું પણ તમને ગોળે વીંટી ગોળ જેવી મીઠી શિખામણ આપું છું જાઓ શીતળ જળે સ્નાન કરી કાયાને પાવન કરો, અને પ્રભુના નામની માળા કરી મનને પવિત્ર કરો. માણસ જોઈને વાત કરતાં શીખો; જેના વાસ્તે આખી દુનિયાં મૂકી અને જેની ખાતર આખું જીવતર બગાડવા તૈયાર થઈ તે શું તમારી આવી પાપમય કુડી લાલચોથી લલચાઈ જીવન ઝેર કરશે! સ્વપ્ને પણ નહિ. માટે બહેન આ બધી પંચાત મૂકી પરમાત્માનું ભજન કરો!"

"ચંબેલીજાનને કુંદનનાં વચન સાંભળી હાડોહાડ ક્રોધ વ્યાપી ગયો. પગથી માથા સુધી જવાળા લાગી; આખરે જાત તે જાત અને કજાત તે કજાત; કુંદન તે કુંદન અને કથીર તે કથીર; હંસણી તે હંસણી અને કાગડી તે કાગડી. ચુનો શ્વેતપણું તજે નહિ અને કાજલ શ્યામતા તજે નહિ. દુર્જન દુર્જનતા મૂકે નહિ અને સજ્જન સજ્જનતા તજે નહિ; તેમ જાતની વેશ્યા તેને પ્રીતિનું કામ હોયજ નહિ. ભગવદ્ગીતા ગુણકા લાખવાર વાંચે પણ વ્યભિચારને વર્જેજ નહિ. જ્ઞાનામૃત રૂપી ઉપદેશ સાંભળતાં જેને ક્રોધ પ્રકટ થયો તે કદી જાતવાન હોયજ

નહિ. ભુજંગને પયપાન કરાવવું તે કેવળ વિષવૃદ્ધિને વાસ્તેજ છે; તેમ મૂરખને ઉપદેશ આપવો તે કેવળ મૂરખાઈની વૃદ્ધિને અર્થેજ છે. નિચને શિખામણ દેવાથી નીચ ઉલટો સામો થઈ નીચતાને વધારે છે આ પ્રમાણે ઘાટ કુંદન અને ચંબેલીજાન વચ્ચે ઘડાયો. કુંદનની શિખામણથી ચંબેલી ગુણકા વધારે ગુસ્સે થઈ અને છેવટે કુંદનને સૂતી રાતોરાત વેચી દેવાના ઠરાવ ઉપર આવી. કુંદન ભવિષ્યના વિચાર કરવા લાગી; અને ચંબેલી કુંદનના ખંડમાંથી બહાર નીકળી કુંદનનો વિક્રય કરવાના વિચારમાં તલ્લીન થવા લાગી. વૈરની વસુલાતની ધુનમાં ચંબેલી પોતાનો હોઠ કરડવા લાગી, અને ભ્રકુટી વિભ્રમ કરી ચોગરદમ દ્રષ્ટિપાત ફેંકવા લાગી. છેવટે પાનનો ડબ્બો લઈ પાન બનાવવા હિંચકા ઉપર બેઠી ધીમે ધીમે ઝુલતી ઝુલતી મન સાથે કુંદનનું શું કરવું તેનો વિચાર કરતી કરતી તે પાન તૈયાર કરવા લાગી. આ અરસામાં ચંદ્રકીશોર જુગલકીશોર શેઠના કાર્ય સારૂ અત્રે આવી પહોંચ્યો. ચંબેલી એકાએક ચંદ્રકીશોરને આવેલો જોઈ હરખાણી અને એકદમ ઉમંગથી હીંચકા પરથી ઉતરી તેને દાદર સુધી સારા સત્કારથી લેવા સારૂ દોડી; ચંદ્રકીશોર પણ એકાએક ચંબેલીજાનનો આવો અણચિન્તવ્યો પ્રેમસત્કાર જોઈ ખુશી થયો અને પોતાનું કાર્ય આ ઘડીએ સારી રીતે પાર પડશે એમ ધારી મનમાં ખુબ મલકાવા લાગ્યો!"

"ઓહો આવો આવો અલબેલા આજ તો ઘણા દહાડે પગલાં કર્યાં. આજ મારે સોનાનો સૂર્ય ઉગ્યો; મોતીના મેહુલા વરસ્યા! પધારો પાતળીઆ પ્રાણ આવો! હું તો મારા વ્હાલાની

વાટલડી જોઇ જોઇનેય થાકી; મારા મોહન આ આંખલડી રોજ તમારી રાહ જોવા સારૂ ગઈ પાકી ! જીવનહાર આ જાતલડી પણ આપના વિરહ પાખે ઝુરવા લાગી ! ”

“ અરે હાં હાં ચબેલી વધુ ન બોલી નાંખો; કંઈક તો બાકી રાખો ! આખા બજારની સાકર વચનથી શું કામ વાપરી નાંખો છો. રહેવા દો ! જોબનવંતી જરા રહેવા દો ! જોબનરસ વખતે ખાટો થઈ જાય તો સાકર ગળ્યો કરવાના કામમાં આવશે ! સલુણી શ્યામા નયનનાં બાણ મારી મારા જેવાને ઘાયલ કરતાં જરા દયા રાખો ! ”

“ જાઓ જાઓ શામળીઆ તમે તો હજુએ પણ એવા ને એવાજ રહ્યા ! પાતળીઆના અંતરના આંબળીઆ હજુએ નજ ગયા ! વ્હાલાને બોલતા તો સારૂ આવડે છે. મારા જેવી બાળીભોળીને વચનના ડામ ન દેશો સમજ્યા ! હઠીલા હું તો બળી બળી થાઉં છું; તમે નર ભ્રમર રહ્યા તે ફાવે ત્યાં ભમતા ફરો; પણ હું તો કુસુમની કાચી કળી વાલમજીના વિરહ તાપે કરમાઇ જાઉં. સમજ્યા કે મારા શ્યામસુંદર ચંદ્રકીશોર ! ”

ખરેખર સંસારના તાપથી તપેલાને વાસ્તે વ્હાલી ચંબેલીજાનનો અવાસ એક વિશ્રામ ઠામ છે. મારી મધુરી મોહનીના મુખકમળનાં દર્શન મારા જેવા અકળાએલા અમુઝાએલાને શાંતિદાયક અમોઘ સુખદાયક ઔષધરૂપ છે. લલિતા તારે લટકે તો આ ચિત્ત ચોરી લીધું ! ”

“ મારા ચતુર તમારા પ્રેમ ચટકે તો આ કાળજું કોરી લીધું ! છબીલા તમારા છંદ તો કાંઈ ઓરજ પ્રકારના છે. લાલા

લ્યો આ પાનની બીડી! જેનાં ભાગ્ય હોય તેનાજ મુખમાં જાય! ભલેને મારા જેવી લાખો તૈયાર કરી મરી જાય; પણ જે ભોગી હોય તેનાજ ભોગ સારૂ ધરાવાય!"

"શું મારી પ્રિયાના પાનની બીડી? વ્હાલીના વ્હાલની પાનની બીડી! જોબનવંતીના જોબન પાનની બીડી; મધુરી મોહનીના મોહુ પાનની બીડી! આહાહાહા! ત્યારે તો હું પૂરો ભાગ્યશાળી! અરે અહોભાગ્ય મારાં કે ચંબેલી અત્યારે થયાં દર્શન તારાં! મારી મીઠી મેંના તારા પાનની બીડી હું પ્રેમથી સ્વિકારી આરોગું છું. રસીલી તું પણ તેની લ્હેજત ચાખતી જા! અલબેલી તું પણ રસની મીઠાશ મુખમાં મૂકતી જા."

"વાહરે વ્હાલા આજ મને કૃતાર્થ કરી! વારી જાઉંરે મારા વરણાગીઆ આજે આ વ્હાલીને વ્હાલાના મુખકમળમાંના ચાવેલા તંબોળની મીઠી પાનની બીડી મળી!"

"કહો મારા ચિત્તડાની ચોર ચંબેલી છો તો ખુશીમાંને?"

"મારા મનડાના મોર, મારા કાળજાની કોર આપના દર્શનથી હું સદા ખુશીમાંજ છું."

"ચંબેલી તું કહે ના કહે પણ તારાં નખરાં તો બસ જાલીમ જાદુ ભર્યાંજ છે! તને જે એકવાર જુએ તે તારોજ થઇ જાય! તારાથી કોઇ કાળે પણ ન્યારો તો નજ થાય!"

"ત્યારે અલબેલા તમે કેમ ન્યારા ને ન્યારા રહો છો? મારા મોહન તમે કાં મારા નથી થતા?!"

"ચંબેલી તું રહી પૈસાની પ્યાસી અને હું રહ્યો પ્રેમનો પ્યાસી! તું રહી તવંગર અને હું રહ્યો રંક! તું રહી સ્વતંત્ર

અને હું રહ્યો પરતંત્ર ! કાંઈ ભક્ષ હાથમાં આવે તો અહીં લાવી તારાં ખીસ્સાં તર કરાવી બે ઘડી બજારની મીઠાઇ જમી મોં ગળ્યું કરી રસ્તે પડીએ ! કાંઇ ખાલી હાથે હમેશાં અવાય નહિ ! ”

“ શું બોલ્યા મારા લટકાળા તમે શું બોલ્યા ? ફરી બોલો ફરી બોલો ફરી ! તમે પ્રેમના પ્યાસી અને હું પૈસાની ઉપાસી ! વાહરે વ્હાલા તમારો ન્યાય ! પ્રેમના કીડા તમે અમે તો ડોબા ગમારજ એમને ? લક્ષ્મીનાં કૂદાં એમજને ? જાઓ જાઓ છબીલા જોજો હવે ફરીથી એવું બોલતા; હું તો લક્ષ્મીને લાત લગાવું એવી છું. હું તો મનની ઉપાસી છું; પ્રીતિની પ્યાસી છું સમજ્યા કે મારા સુંદર વર સલુણા ! ”

“ ચંબેલી તારૂં કહેવું પણ ખરૂં છે અને મારૂં કહેવું પણ ખરૂં છે ! માળાના મણકા બધા એકના એક ! તમે લોકો ધનનાં ઉપાસી તે સદા ધનમાંજ મરવાનાં અને અમે પ્રેમનાં પતંગીયા તે તેમાંજ પ્રજળી ખાખ થઈ જવાના ! જો કે બધા સરખા નથી હોતા, પાંચ આંગળીઓ સમાન ન હોય; ગુણકા ગુણકામાં પણ ફેર હોય છે. તું વધારે ઘડાએલી અનુભવી અને કાંક પ્રીતિના સંસ્કારવાળી જાતવાન બાળા છું. કાંઈક જાતવાન છું તો મારા જેવા બે ઘડી અહીં આવી પરબનું પાણી પી ચાલ્યા જાય છે ! ”

“ અરે આતે શું કહેવાય મારા ચંદ્રકીશોર ! આ બધી ચતુરાઇ ક્યારે શીખ્યા. આ ચાલાકી અને બોલવાની છટા કોની પાસેથી પ્રાપ્ત કરી ? વાત વાતમાં કાળજુ કાપવાના કીમીયા તો સારા આવડે છે હો; મારા જેવી અલેતીને ફોસલાવતાં સારૂં

શીખ્યા જણાઓ છો; મને બનાવી પટાવી અને છેતરી જઇને છળ કરી તીણો મારતાં અચ્છો આવડે છે હોંકે! બજારની મીઠાઇ ખાનારા અને પરબનું પાણી પીનારા તમારા જેવા વરણાગીઆ તો મેં કોઈ ન દીઠા હોંકે!"

"ત્યારે ચતુર ચંબેલી તારા જેવી લટકાળી લલિતા પણ મેં બીજી કોઈ ન જોઈ! શું વાત વાતમાં સામાને મીલાવતાં આવડે છે! નયનનાં નખરાંથી થનક થનક શું નચાવતાં આવડે છે, મંદમંદ હસતાં હસતાં સામાનાં હૈયાં શું ઉથલપાથલ કરતાં આવડે છે! મારી મધુરી આ બધી વિદ્યા હું તારી પાસેથી શિખ્યો! દુનિયામાં જે કાંઇ મોહની ચતુરાઇ મીઠાશ કામણ-ટુમણ વશીકરણ મંત્ર કે જાદુ કે જે કાંઇ પ્રેમચતુરાઈ કહેવાય તે બધાંની તું એક શાળા છું; અરે મારા નયનની કીકી પ્રીતિની તો તું એક દેવી છું. હું તો તારા જોબન મંદિરનો એક પ્રેમ પૂજારી છું. પ્રીતિની દેવીનો એક ભક્ત છું. ચંબેલીના ચિત્તમાં રમણ કરતો એક પ્રેમી પોપટ છું સમજી કે મારી મધુરી મેનાં!"

"ઓહો અલબેલા આજ તો કાંઇ ખુબ ખુશાલી અને રંગમાં લાગો છો હોંકે! કોઈ દિવસ આવા પ્રસન્ન ચિત્તના જણાયા નથી; કહો આ લુંડીને શો હુકમ છે?"

"બોલ મારી ચિત્તહર ચંબેલીજાન! હાલમાં કાંઇ તારી પાસે નવીન મુદ્દો છે?"

"મુદ્દામાં શું જોઇએ છે મારા મીઠા મહેરામણ!"

"વગર વીંધેલું મોતી, વણ ચાખ્યું મધ અને સુંધ્યા વગરનું કુસુમ!"

" શું કહો છો મારા કામણગારા ? આજ તો કાંઈ કુસુમની કળી શોધવા નીકળ્યા જણાઓ છો ને ? "

" મેં તને કહ્યુંજ હતું ! કેમ તું એટલી વારમાં ભૂલી ગઈ ! જો કાંઈ બુલબુલનું બચ્ચું હાથ લાગે તો મને ખબર આપજે કે જેથી તારો અને મારો બેડો પાર થાય ! "

" ઓહો અલબેલા શું કાંઈ શિકાર બિકાર હાથમાં આવેલો છે ? "

" તારે તેનું શું કામ છે ? મને માલ બતાવ એટલે ઝટ કામ પાર થઈ જાય ! "

" પ્યારા મને કહો તો ખરા કે એવા માલનો સોદાગર કોણ છે ? "

" અરે તારી પાસે આવી જે કોઇ સો દાવ ભણે તે તારા સોદાગર, સમજી કે મારી દીલોજાન ! "

" બળ્યું આમ બનાવતા શું હશો ! પૂરેપૂરી વાત કહોને એટલે ઝટ કાળજે ટાઢક થાય. "

" શું કહો છો મારી ચંબેલીજાન, જોજો જોબનવંતી મને પણ જોબનીઆની જાળમાં ફસાવી ન દેતાં ! "

" અરરરર ઑય ઑય વ્હાલા હું તો તમારાથી વાજ આવી ! તમને પણ ભગવાને મારા જેવી સો ચંબેલી મારીને એક ચંદ્રકીશોર ચંપકલાલા બનાવ્યા જણાય છે ! "

" ચંબેલી, દોસ્ત ચંબેલી, આ વખતનો શિકાર ઘણો ભારે છે ! જો મારા મતમાં મળી ગઈ તો લાલ તારો અને મારો બેડો પાર ! અને જો કાંઇ ચતુરાઇ ચલાવી તો યાદ રાખજે કે

સદાને વાસ્તે દુધમાં પડેલી માખીની માફક દુનિયા બહાર નીકળી ગઇ સમજજે !"

"એ મારા વ્હાલા આટલા બધા ડામ મને શું કામ દો છો ? હુ કયાં તમારાથી પડદે રહું છું. તમારી સાથે પ્રપંચ જાળ મેં કયારે વીંટાળી છે ? તમને તો હું મારા મનના માલીક ગણું છું !"

"આ ત્યારેજ હરઘડીએ ચંબેલીને આંગણે ચઢીએ છીએ એમ સમજજે ! જમણો હાથ કયાં વળે તો મુખ ભણી ! મારી સાથે સીધી રીતથી ચાલે છે ત્યારેજ તારે ત્યાં ઘણાં કૅાઠાં આ ચંદ્રકીશોરથી ચીરાય છે સમજી કે મારી મીઠડી !"

"આપણે તો વ્હાલા જેમ કહો તેમ કરવાને તૈયાર છીએ, અરધી રાતે કુવામાં ઉતરવાનું આવે તો પણ હું તમારી ખાતર કુવામાં ઉતરી જાન ગુમાવું સમજ્યા કે ! બહુ દિવસ તમારા સાથે ખાધું પીધું લ્હેર ઉડાવી છે, સમજ્યા કે મારા વ્હાલાજી !"

"જો ત્યારે સાંભળ; હમણાં એકાદ કલાકમાં એક સારો શિકાર અહીં આવવાનો છે. એક નવો લાલ, હૈયાંનો ફૂટયો અને ખીસ્સાનો તર જુગલકીશોર નામનો એક શ્રીમંત યુવક અહીં આવવાનો છે. હમણાંજ તેના હાથમાં તેના કાકાનો દશ બાર લાખનો તાજો વારસો આવેલો છે. તેની સાથે મેં રાત દિવસ જીવતોડ મહેનત લઇ, અરે ગાંઠનું ગોપીચંદન કરી મિત્રાઇ કરેલી છે. તેને હાલમાં એક બુલબુલનું બચ્ચું બતાવવાનું છે; અને તેની પ્રેમજાળમાં તેને લપટાવી બધું કામ તારે અને મારે ચાલાકીથી કાઢી લેવાનું છે. જો મારા મતમાં તું ભળીશ

તો તારો અને મારો બંનેના બેડા પાર થશે સમજી ? ”

“ ત્યારે મારા વ્હાલા હું પણ કાંઇ તમારાથી જુદાઈ જરા પણ રાખતી નથી. હમણાં થોડાક દિવસથી મારી પ્રેમજાળમાં એક બુલબુલનું બચ્ચું પકડાયું છે. તમે જેવું માગો છો તેવું તે છે. વગર સુંઘેલું કુસુમ, અને અણુવીંધેલું મોતી અને તાજું તાજું વગર ચાખ્યું મધ જે કહો તેવું તે છે; પણ કામ ઘણી સંભાળથી લેવાનું છે ! ”

“ વાહ વાહ શું કહે છે મારી દીલોજાન હમણાંજ તારે ત્યાં તે બુલબુલનું બચ્ચું હાથમાં આવેલું છે ? આહા ! ત્યારે તો તારાં અને મારાં ખીસ્સાં ચિકાર ચિકાર બસ ચિકારજ થશે. ”

“ લે મારી મનહરણી ચંબેલી બુલબુલના બચ્ચાની વધામણીમાં આ એક પાંચસોનું નોટ ઈનામ, ચાલ દોસ્ત ચમન ઉડાવ ! ”

“ અરે મરી જાઉંરે મારા વરણાગીઆ ! વાહરે વાલા તમારી ઉદારતા ! મારા પાતળીઆ તમે પણ ઠીક આ લુંડીની ખબર અંતર લેવા માંડી ! મારા વ્હાલા હું પણ ઘણા દિવસથી પૈસા વિના હાડમારી ભોગવતી હતી ! ભલા ભગવાન તેં મારી આજે ભીડ ભાગી છે ! ”

“ અરે ચંબેલી આ એક પાંચસોથી પ્રસન્ન થવાનું નથી આવી તો કેટલીએ નોટો તારા હાથ પર પડશે સમજી કે મારી શાણી સલુણી ? ”

“ એ બધો મારા વ્હાલાનો પ્રતાપ ! મારા મોહન જ્યાં તમારી મારા ઉપર મીઠી નજર છે ત્યાં મારે શી કમી છે ? લ્યો

ચાલો ચતુર હું તમને પ્રેમની પૂતળી બતાવું. જો જો હમણાં તેની હાડ છેડ કરશો નહિ, કામ બહુ સફાઈથી લેવાનું છે. હાલમાં તો તેનાં દર્શન કરી આંખને ઠંડી કરો ! ”

“ ચાલો મારી મનહરણી ચંબેલીજાન ચાલો, તે કયાં છે તે બતાવો ! ”

“ જુઓ આમ આ બાજુ આવો; બહુ ધીમેથી પગલાં ભરી આવજો. જરા પણ ખખડાટ ન થાય; સંભાળજો મોહન જરા પણ ધબકારો ન થાય; તે હમણાંજ જંપી છે, અત્યાર સુધી તેની સાથે મેં માંથું ફોડયું છે. જાણો છોને નવીન અવસ્થામાં આવેલી નવલ મુગ્ધા કાંઈ એમ ને એમ ઝટ લઇને વશ ન થાય; એ તો અંતરમાં હા હા અને આનનમાં ના ના, ઉંહું ઉંહું અને છણુકા રીસકામાં રમ્યાંજ કરે ! ઘડી ઘડીમાં તેના રંગ નવા ને નવાજ બતલાવ્યા કરે; માટે બહુ ફોસલાવી લડાવી લડાવીને કામ લેવાનું છે સમજ્યા કે ? જુઓ આ કાચની બારીમાંથી નજર કરો ! પેલી આરામચેરમાં જંપેલી જણાય ! જોઇ કે ? કહો, છેને બુલબુલનું બચ્ચું ! ”

“ અરે ચંબેલીના કામમાં તે કાંઈ મણા હોય ! તું કયાં બુલબુલથી ઉતરે એવી છે કે તે પણ બુલબુલથી ઉતરે એવી હોય ? ! લ્યો ચાલો વ્હાલી તમામ કામ પસાર થશે. હું જેવી માગતો હતો તેવીજ તે બાળા જણાય છે. તું જરા તેને ધીમે ધીમે પ્રીતિના ચાળા શિખવતી રહેજે એટલે ઝટ જાળમાં પંખી પકડાઈ જશે. ”

“ લ્યો ત્યારે ચાલો અહીંથી પેલા ખંડમાં; આપણી વાત-

ચીતથી તે જાગૃત થશે તો વળી કાંક વધારે વહેમાઇ જશે."

"હા ચાલો હવે. હમણુંજ વિક્ટોરીયામાં બેસી મારો નવલકીશોર જુગલકીશોર શેઠને લઇ અહીં આવશે; જોજે જાન જુગલકીશોર શેઠને અચ્છી તરેહથી નવીન પ્રકારનાં નખરાંથી મિલાવી લેજે."

"અરે વળી તેમાં તે મને કાંઈ કહેવું પડે. નખરાં કરવાં એ તો મારો રાત દિવસનો ધંધો છે.'

"ઓહો લ્યો ચંબેલીજાન શેઠ તો આવી પહોંચતા જણાય છે; જુઓ પેલી વિક્ટોરીઆ પૂર ઝડપે આપણા ભણી આવતી જણાય છે."

"ઓહો ચાલો ત્યારે આપણે તેમના સત્કારની તૈયારી કરીએ."

"હા ચાલો તેમના સત્કારમાં આપણું કલ્યાણ સમાએલુંછે."

"આ પ્રમાણે પ્રપંચજાળ બિછાવી સર્વ પ્રકારના સાહિત્યની તૈયારી કરી ચંબેલીજાન અને ચંદ્રકીશોર જુગલકીશોરની રાહ જોવા લાગ્યાં. જોતજોતામાં વિક્ટોરીઆ ચંબેલીના મકાન આગળ આવી ઉભી રહી. નવલકીશોર જુગલશેઠને લઈ ચંબેલીજાનના મકાનના માળ પર ચઢયો. દાદર પર પગ મૂકતાંજ ચંબેલી અને ચંદ્રકીશોરે શેઠનો સારી રીતે માનપાન અને પુષ્પ હારથી સત્કાર કર્યો. જુગલકીશોર પણ ચંબેલીના સત્કારથી સારી રીતે પ્રસન્ન થઇ ગયો. ચંબેલીએ શેઠનો હાથ ઝાલી શેઠને પ્રેમથી દોરી ઝુલાપર બેસાર્યો અને પોતે પણ તેમની સોડમાંજ બેઠી. સામસામા આરામચેરમાં નવલકીશોર અને ચંદ્રકીશોર

બેઠા; અને એક બીજાની ખબર અંતર પૂછવા લાગ્યા. ચંદ્રકીશોર શેઠની સારી રીતે ચંબેલીને ઓળખાણ આપવા લાગ્યો; તથા તેમની શ્રીમંતાઈ અને ગૃહસ્થાઈનાં હૃદબહાર વખાણ કરી શેઠને તથા ચંબેલીને ખુશ કરવા લાગ્યો. શેઠ પણ પોતે સ્વર્ગના ભુવનમાં બિરાજ્યા હોય તેમ સારી રીતે મનમાં મગન થઈ મલકાવા લાગ્યા; અને ચંદ્રકીશોરને ધન્યવાદ આપવા લાગ્યા !"

"કહો શેઠ સાહેબ છો તો આનંદમાંને !?"

"આ આનંદના ધામમાં આનંદ સિવાય બીજું કાંઈ હોયજ નહિ ! આ પરમ શાન્તિના સ્થાનમાં સર્વત્ર શાન્તિજ વિલોકાય !"

"ચંબેલી જેવી તું કેવળ પ્રીતિની પ્યાસી છું એવા અમારા જુગલકીશોર શેઠ પણ ફક્ત પ્રેમના ઉપાસી છે; શું શેઠનો સ્વભાવ, શી તેમની ખાનદાની, શી તેમની ઉદારતા, અને શું તેમનુ ગંગાજળ જેવું નિર્મળ હૃદય ! એમને તો જે ઓળખે તેજ ઓળખી શકે ! એકદમ તેમની કાંઈ કીંમત થાય તેમ નથી. એતો ઢાંકયું રતન છે, માણુ જેવડું મોતી છે."

"હું પણ તેમજ માનું છું; શેઠના મુખ ઉપર એવી મોહીની છે કે જે એકવાર તેમને જુએ તે તરતજ શેઠનું થઈ જાય. મારા હૃદયમાં પણ તેમની મનહર મૂર્ત્તિ સજજડ જડાઈ ગઈ છે. હવે ઉખેડી શકાય તેમ રહ્યું નથી."

"ચંદ્રકીશોર હું તમારો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે. ચંબેલી તો એક અજબ પ્રેમની પુતળી છે. તેનાં સાકર જેવાં મીઠાં વેણુ જેમ જેમ હું સાંભળતો જાઉં છું તેમ

તેમ મારા મનમાં કાંઈ ઓરજ પ્રકારની ઉર્મિ ઉત્પન્ન થાય છે. અમારાં જેવા શ્રીમંતોને વાસ્તે એક આવું સ્વર્ગનું પ્રેમમંદિર જોઇએ ખરૂં! સંસારની આધિ વ્યાધિ અને ઉપાધિથી કંટાળેલા મનુષ્યોને વાસ્તે ચંબેલીનો સમાગમ એક પરમ શાંતિસદન જેવો થઇ પડે છે! આપણે તો હવે બબે ઘડી આ સ્નેહમંદિરમાં ચંબેલી દેવી પાસે પ્રેમભજન ગાવાને સારૂં આવવાના!"

"ઓહો અહોભાગ્ય મારાં! તમારાં પગલાં મારા જેવી પામરને ત્યાં કયાંથી થાય? એવાં તે મારાં કયાંથી પૂન્ય હોય કે અહીં રોજ તમારા જેવા નર રત્નો પધારે! શેઠ હું હવે તમારીજ છું. આ ભાગ્યશાળી ચરણકમળની સેવા કરનારી એક પામર લુંડી છું!"

"ચંબેલી, હવે જે મેં તને વાત કહી હતી તે બુલબુલના બચ્ચાને પ્રેમપીંજરમાંથી બહાર કાઢો, લાવો શેઠની સમક્ષ રજુ કરો. શેઠ તેના વાસ્તે ઘણા આતુર છે. તે મુખથી કંઇ કહી શકતા નથી; પણ તેમનું હૃદય તે બાળાને નિરખવાને ઉછાળા મારી રહ્યું છે!"

"શાબાશ ચંદ્રકીશોર તું પણ હૃદયનો જાણુ છે. મનની વાતને એક પળમાં કળી શકે તેવો પ્રવીણ પ્રેમી છે."

"જેવો શેઠ સાહેબનો હુકમ! તમે અહીં બિરાજો. હું તેને સમજાવી ફોસલાવી આ ખંડમાં લાવું છું."

"ચંબેલી જરા વાર ઉભાં રહો. લ્યો પહેલાં આ પાંચ હજારની નોટો એકવાર પેટીમાં મૂકી દો. પછી નિરાંતે કાર્ય કરો!"

"અરે હાં હાં શેઠ કાંઇ નાસી જાય છે. મને આપનો

પાકો ભરૂંસો છે. તમારી કદરદાનીની વાત આ વિશ્વમાં થાય તેમ નથી !"

"અરે પહેલાંએ આપવું અને પાછળથીએ આપવું, માટે લઈ લ્યો પહેલાં ! ! તમારા જીવને શાંતિ વળે અને મારા જીવનેય નીરાંત થાય ! ! પૈસા સંબંધી વાતની પ્રથમ ચોખવટ કરી હોય તો કાર્યની સમાપ્તિ વેળાસર અને સારી થાય ! !"

"અરે વારી જાઉં રે મારા ઉમરાવદીલના સરકાર ! ! આપ તો કોઇ અજબ પ્રીતિના સરદાર છો ! ! તમારી તુલનામાં તો કોઈ ચમરબંધી પણ ન આવી શકે ! ! લાવો તમારૂં કાંઈ અપમાન ન થાય ! !"

"લ્યો ગણી લ્યો ! પ્રીતિની વાતનો કાંઈ ઉધાર હોય ?"

"કેમ શેઠ સાહેબ દુનિયા જોઇ ? કેવી કેવી પ્રેમની મૂર્તિઓ નજરે પડી આવે છે ? શેઠ પ્રેમ આગળ પૈસો તો એક કીડી છે. અરે પૈસાને તો કુતરા પણ સૂંઘતાં નથી ! !"

"સત્ય છે. ચંદ્રકીશોર તમારૂં કહેવું સત્ય છે. હું તો રાત દિવસ મારી શેઠાણીનાં રીસામણાં મનામણાંથી કંટાળી ગયો હતો. એક કુળવાનનું બીણું અને વળી રૂપમાં રવૈયું ! ! સાળુ એનો તે તાબીયો શી રીતે ઉઠાવાય ! ! કાં રૂપના ગુલામ કે કાં ગુણના ગુલામ ! જ્યાં રૂપ અને ગુણ બંનેની ખામી હોય ત્યાં તે અહોરાત્રી પ્રેમના નામનો શંખ વગાડવો અને જીવતર બગાડવું એ કેમ રીતે બને ! ! કાંક મારાં પણ પૂર્વનાં પૂન્ય ઉદય થયાં કે મને તમારો સમાગમ થયો ! ! આવું સુખ અને શાંતિનું સ્થાન તમારા જેવા મિત્ર વગર બીજો કોણ શોધી

આપે ! વિશ્વમાં મિત્ર તો એક વાતનો વિસામો છે. ”

આ પ્રમાણે હાજી હા અને મુખની મીઠાસની વાતોમાં ચંદ્રકીશોર નવલકીશોર અને જુગલકીશોર શેઠ એ ત્રણે જણાં ગુંથાયાં. ચંબેલીજાન પણ પાંચહજારની નોટો પેટીમાં મૂકી ઉમંગભેર કુંદનના ખંડમાં ગઈ અને તેને જાગ્રત કરી સમજાવવાના નિશ્ચય પર આવી.

“ કુંદન હવે જરા જાગ ! બ્હેન ડાહી બની મારી બે શિખામણની વાત સાંભળ. હાથે કરી જીંદગાની ધૂળ ના મેળવ ! ઘેર બેઠાં ગંગા આવી છે તો તેમાં સ્નાન કરી પવિત્ર થા. લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મુખ ધોવા જનાર જગતમાં મૂરખ કહેવાય સમજી ! ! ”

“ અરે ઈશ્વરની ખાતર મારો કેડો મુકો ! ! મને આજની રાત અહીં પડી રહેવા દો, પ્રભાત થયે હું મારો રસ્તો કરી લઈશ. ચંબેલી ચંબેલી તમે પરમાત્માથી ડરો. અરે પાપનાં ડગ ભરતાં બહુજ વિચાર કરો. સ્વર્ગ અને નર્ક અહીંઆંજ છે. પાપની અદાલત પણ અહીંઆંજ છે. સારાં બુરાં કાર્યનાં ફળ પણ અહીંજ મળે છે. ઉપર કશું નથી, જે છે તે અહીંઆં નીચેજ છે. જોબનના મદમાં છકી મદાંધ ન થાઓ. જોબન એતો એક નદીનું પૂર છે. જોતજોતામાં ઉતરી જશે. હાથે કરી માનવ જીવનની કાયાને નરકમાં ન ખરડો. જાઓ જેવાં આવ્યાં તેવાં ચાલ્યાં જાઓ, મારી પાસે તમારૂં કંઈ પણ નહિજ વળે. હું અધમ કાર્ય આદરનારી લાલચુ સાહસિક મલીન મનવાળી અબળા નથી. જાઓ ચાલ્યાં જાઓ ! ”

"કુંદન તું મારૂં સખત અપમાન કરે છે. તું મને ઓળખે છે કે હું કોણ છું? હું એક કાળી નાગણ છું જેના ઉપર ક્રોધાયમાન થઇ તેનું તો આવીજ બન્યું સમજવું. જેની પાછળ પડી તેનો જીવ લીધેજ છુટકો થવાનો! માટે સમજી જા. તારા લાયક એક ખાનદાન કુલીન શ્રીમંત રત્ન વર હાથ આવ્યો છે. ચાલ મારી સાથે આગળ થા. તેની સાથે તારૂં દીલ જોડી સુખી થા. આ બધું અવિચારીપણું જવા દે, છોકરવાદી તજી દે, સમજી જા. જગતમાં કોઇએ કુંવારી જીંદગી ગાળી છે કે તું ગાળવા તૈયાર થઇ છું. કોઈ કોઇની પાછળ ગયું છે કે તું જવા તૈયાર થઇ છું!! બ્હેન જરા ધીરી થા. સમજ, ગઇ ગુજરી વિસરી જા, અને હું કહું તેમ તું કર!!"

"મેં જેને મારો કહ્યો છે તેજ મારો થશે!! તે જો મને મળશે તો હું તેને મળીશ. નહિ મળે તો તેની પાછળ મારી જીંદગી અર્પણ કરીશ. મને હવે જગતમાં બીજું કાંઇ જોઇતું નથી. જો પરમાત્માની મારા ઉપર દયાદ્રષ્ટી અને કૃપા કટાક્ષ હશે તો તે મારા હીરાને મેળવશે; અને નહિ મેળવે તો જ્યાં સુધી આ શરીરમાં જીવ રહેશે ત્યાં સુધી તેના નામનું ગાન કરી જાપ જપી મારૂં આયુષ્ય પૂર્ણ કરીશ હું બીજું કાંઈ માગતી નથી. મારે બીજું કાંઈ જોઇતું નથી અને જગતના કોઈ પણ વૈભવમાં મારી વાસના હવે રહી નથી. દુ:ખની મને નવાઇ નથી સુખનો મને સંતોષ નથી; માટે હવે ઉપકારનો બદલો અપકારથી ન લેશો. મારા સુખની તમે હિમાયત ન કરશો."

"કુંદન તારે મારી ઇચ્છાને આધીન થવુંજ પડશે. જો

તું સમજીને માનીશ તો સૌ સારા વાનાં થશે, અને હઠ કરીશ તો તારા ઉપર જબરજસ્તી ગુજારવામાં આવશે. મેં જે ધાર્યું છે તે હું કર્યા વગર નહિજ રહું; માટે સમજીને મારી આગળ થા. ચાલ પેલા ખંડમાં!! સારા સારા વસ્ત્રાલંકાર જે હું તને પહેરવા આપું તે પહેરી લે; અને જરા બણીઠણીને મોં મલકાવી મારી સાથે ચાલ!! જરા દુનિયાને જોતાં શીખ!! જોબનની મીઠી મઝા માણી લે!! પ્રીતિના પરમ સ્વાદને ચાખી લે!!"

"મેં તમને એકવાર કહ્યું કે હું એકની બે નહિ થાઉં, તમારે જોઇએ તો મારો જીવ લ્યો; અને મારો છુટકારો કરો. તમારી લાલચમાં દેવતા મૂકો, અને તમે જેને સારૂં માનો છો તે તમારી જાતે ભોગવી લ્યો!! મારા આગળ હવે પછી જો કાંઇ અયોગ્ય ઉચ્ચાર કરશો તો હું જીભ કરડીને તમારી સમક્ષ મારો પ્રાણ આપીશ; પણ નહિ કરવાનું તો નહિજ કરૂં!!"

"એમ! એટલી બધી મગજમાં તું ખુમારી રાખે છે?"

"હા એમ એમ!! હું ધર્મ અને નીતિને વાસ્તે જેટલી રાખી શકાય તેનાથી પણ અધિક ખુમારી મગજમાં રાખું છું; તમારાથી થાય તેટલી જબરજસ્તી તમે ગુજારી લ્યો; અરે મારો પ્રાણ લેવાની જો તમારામાં શક્તિ હોય તો તે પણ લઇ લ્યો!! હું તમારી તલમાત્ર પણ પરવા ધરતી નથી; સમજ્યા!!"

"ઠીક ઠીક તેનો પણ હું તને ચમત્કાર બતાવું છું. રાંડ તારા જેવી તો મેં કંઇ કંઈ ચકલીઓ પકડી પકડીને પાંજરામાં પૂરી દીધી; અને બારોમાર કંઇ કંઇ શૅાખીનોને વેચાતી આપી દીધી તો તું તે કોણ મારી વિશાતમાં!! ચાલ રાંડને આજ

રાતોરાત બેશુદ્ધિની દવા ક્લોરોફોર્મ રૂમાલમાં છાંટી સુંઘાડી બેશુદ્ધ બનાવી બારોબાર શેઠને ઘેર મોકલી દઉં અને જેટલા ખેરવી લેવાય તેટલા દામ શેઠ પાસેથી ખંખેરી લઉં" રીસમાંને રીસમાં ક્રોધ ભરી ચંબેલી કુંદનને ખંડમાં પૂરી બારણાને તાળુ મારી દમામમાં જુગલશેઠના ખંડમાં ગઈ; અને કુંદન સંબંધી ત્રણે જણા સાથે મસલત ચલાવા બેઠી. આમ કુંદન પણ ચંબેલીથી ચેતી ગઇ અને મનમાં વિચાર કરવા લાગી કે જરૂર ચંબેલી રાતોરાત મારા ઉપર ગજબ ગુજારશે અને જુલમ કરી મારા શીયળ ઉપર ત્રાપ મરાવશે; માટે જેમ મુઠીઓ વાળી નસાય તેમ દુર્જનથી દોઢ ગાઉ દૂર ભાગવું; પાપીઓથી વેગળાં સારાં. કુસંગતમાં ક્ષણવાર રહેવાથી પણ ધર્મ અને નીતિનો નાશ થાય અને વખતે જાન પણ જાય; માટે ભુંડાથી દૂર રહેવામાંજ કલ્યાણ સમાએલું છે; એ પ્રમાણે મન સાથે વિચાર કરી નાસી જવાનો ઉપાય તે શોધવા લાગી. તેણે ખંડની તમામ બારીઓ આગળ આવી ચોગરદમ દ્રષ્ટિ ફેંકી નાસવાની યુક્તિ શોધવા માંડી; ઘણીકવાર સુધી નાસવાનાં ફાંફાં માર્યાં; પણ કાંઈ પત્તો ન લાગ્યો; છેવટે ખંડની ડાબી બાજુની નાની બારીમાંથી વાડમાં પડતું મૂકવું; અને વાડમાંથી રેલ્વે યાર્ડમાં કુદી રેલ્વે સડક ઓળંગી જ્યાં નસાય ત્યાં નાસવું અને જે કાંઇ નજીકનું સ્ટેશન હાથ આવે ત્યાંથી ટીકીટ લઇ દૂર દેશાવર ભાગી જવું; એવો અંતિમ વિચાર કરી ખંડમાંથી જે કાંઈ રોકડ પૈસાનું સાધન હાથ આવ્યું તે તમામ કબજાના ખીસ્સામાં ઘાલી લીધું; અને કઠણ મન કરી કાછડો વાળી બારીમાંથી 'શ્રીહરી તારે શરણે' એવો પોકાર કરી વાડમાં પડતું મૂક્યું. કુંદનના પડવાનો જબરો

ધગકારો થયો; ધબકારાથી તરતજ ચંબેલીજાન અને તેના મસ-લતીઆઓ ચમકયા; અને એકદમ બધાં બારીએ આવ્યાં; ચંબેલીએ તરતજ કુંદનને નાસતી જોઇ. જોતાંની સાથે 'કુંદન ભાગી, ભાગી, પકડો, પકડો' એવી બૂમો પાડતી ધગડ ધગડ કરતી બંગલા નીચે ઉતરી. આગળ કુંદન અને પાછળ ચંબેલી ચંદ્રકીશોર નવલકીશોર અને જુગલકીશોર એ પ્રમાણે બધાંએ જેમ નસાય તેમ નાસવા માંડયું. કુંદને પાછું વાળી જોયું તો બધાં તેને પકડવા પાછળ આવતાં માલમ પડયાં; આથી તે ગભરાણી અને જીવ ઉપર આવી બૂમ દોડવા લાગી. ચંબેલી અને તેના સાથીઓ પણ મુઠીઓ વાળી જેમ દોડાય તેમ પૂર ઝડપે દોડવા લાગ્યાં, છેવટે બધાં કુંદનની નજીકમાં આવી ગયાં; કુંદને ઠોકર ખાધી અને પડી ગઈ. પડતાની સાથે પાછી ઉભી થઇ ગઇ અને જીવ લઇને રેલ્વે સડક ઓળંગવા માંડી; એટલામાં 'રામ રાખે તેને કોઈ ન ચાખે' એ સૂત્રાનુસાર એક્ષપ્રેસ ટ્રેન પૂર ઝડપે દોડતી આવી; ટ્રેનને આવતી જોઈ કુંદન ચમકી; ચમકતાની સાથે ચકીત થઈ ઉભી રહી; એટલામાં બધાં આવી પહોંચ્યાં. છેવટે મરવાના ઝનુન પર ચઢી લાઇન ઓળંગવા ગઇ; ચંબેલી પણ લાંબો હાથ કરી કુંદનને પકડવા ગઈ; એન્જીનના બફરના એક આંચકે કુંદન બાજુપર પડી; અને ચંબેલી તથા તેના મસલતીઆઓ પર થઇને ટ્રેન ચાલી ગઇ. ચંબેલી કપાઇ ગઈ અને બધાં ચગદાઈ ગયાં!! વાંચકો આતે "અગ્નિમાં પડેલું ચંદન કે કસોટીમાં ચઢેલું કુંદન?"

**છઠ્ઠો ભાગ સમાપ્ત.**

## જનસમાજમાં ખાસ વખણાયેલી

## નવલકથાઓ.



| | |
|---|---|
| ગુર્જરી-મુંબાઈની શેઠાણી. સચિત્ર | ૨-૦-૦ |
| મિલન-મંદિર. (સચિત્ર.) | ૨-૦-૦ |
| કુમુદકુમારી. (સચિત્ર.) | ૨-૦-૦ |
| રતિસુંદરી. (સચિત્ર.) | ૨-૦-૦ |
| રત્નગઢની રંભા. (સચિત્ર) | ૨-૦-૦ |
| સરોજસુંદરી-સુધરેલો જમાનો. | ૧-૮-૦ |
| સ્ત્રીઓની રંગભૂમિ. | ૧-૮-૦ |
| સંસાર શેત્રંજ ભાગ ૧ લો. | ૧-૮-૦ |
| સંસાર શેત્રંજ ભાગ ૨ જો. | ૧-૮-૦ |
| સંસાર શેત્રંજ ભાગ ૩ જો. | ૨-૦-૦ |
| કર્મ-બન્ધન યાને વિધવાની કર્મકથા. | ૧-૮-૦ |
| વીર રાઠોડ (વિરરસથી ભરપૂર) | ૧-૧૨-૦ |
| વિધિનું વિધાન. (સચિત્ર) | ૧-૮-૦ |
| કુંદન અને કુસુમ ભાગ ૧ થી ૮ હરેક ભાગની | ૧-૪-૦ |
| સરસ્વતી. (સામાજિક નવલ.) | ૧-૪-૦ |
| વનવાસિની. (ઐતિહાસીક) | ૨-૦-૦ |
| કુસુમલતા. | ૧-૦-૦ |
| કુલિનકાન્તા. | ૧-૦-૦ |
| કુસુમકુમારી. | ૧-૦-૦ |
| માનવ શયતાન. | ૧-૮-૦ |
| પ્રેમપિંજર કે ખુની ખંજર. | ૧-૮-૦ |
| સન્મિત્ર કે શયતાન. | ૧-૦-૦ |
| વસંત-વિહાર. (ગઝલોનો ભંડાર) | ૧-૪-૦ |